# બંસરીબાલા.

( સચિત્ર સાંસારિક નવલકથા. )

પ્રયોજક અને પ્રકાશક,

વ્રજલાલ જાદવજી ઠક્કર,

તંત્રી 'લુહાણા-બંધુ'—અમદાવાદ

સોલ એજન્ટ,

વિશ્રામભાઈ ઠાકરસી ઠક્કર,

બુકસેલર અને પબ્લીશર.

નં. ૨૯૧-૯૩ ગણેશબીલ્ડીંગ, કાલબાદેવીરોડ-મુંબાઈ.


વિક્રમાબ્દ ૧૯૭૫ } મૂલ્ય રૂ. ૨-૦-૦ { પ્રથમાવૃત્તિ.
ખ્રિસ્તાબ્દ ૧૯૧૯ } { પ્રત. ૧૧૦૦

અમદાવાદ–સલાપોસરોડ,
“ડાયમંડ જ્યુબિલી” પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

## જરૂરી સુધારો.

☞ પૃષ્ઠ ૧૫૨ તથા ૧૫૩ માં જ્યાં જ્યાં ‘ વિમળા ’ નામ છપાયું છે ત્યાં ‘વિમળા’ને બદલે ‘સરલા’ નામ વાંચવું.



જી શ્રી વલ્લભજી રામજી ઈબજી, મુ. ઘાટકુપર.

# અર્પણ પત્રિકા.



શ્રીયુત

## વલ્લભજી રામજી ધીબજી.

ઘાટકુપર ( થાણા ).

આપનામાં શ્રી અને સરસ્વતીનો શુભ સંયોગ થયેલો હોવા છતાં આપશ્રી જે નિરભિમાનતા, જ્ઞાતિહિતતત્પરતા, પરોપકારપરાયણતા, દાનશીલતા, સ્વધર્મપ્રિયતા, આંતરિક માયામમતા વગેરેનો આપના સંબંધમાં આવનાર વ્યક્તિને પરિચય કરાવો છો એ પરિચયથી મુગ્ધ થઇ પ્રસ્તુત સાંસારિક નવલકથા પ્રેમ, ભક્તિ તેમ જ માનની આંતરિક ભાવનાસહ આપના કરકમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

નિરંતર કૃપાનુરાગી

**મગનલાલ જાદવજી ઠક્કર.**

# પ્રસ્તાવના.

પ્રસ્તુત સામાજિક નવલકથા આધુનિક આર્યસંસારના એક પ્રાકૃત કિંવા યથાર્થ ચિત્રસ્વરૂપ છે એમ કહેવું જ ઉચિત જણાય છે. ધાર્મિક કેળવણીના અભાવે માત્ર પુસ્તકીઆ જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્ય સુખ મેળવવાની મહત્વાકાંક્ષાથી મોહાધીન બની જઈ–પાપકાર્યમાં પ્રવૃત્ત થઈ પોતાની, પોતાનાં કુટુંબીજનોની તથા પોતાના સંસારની શાન્તિનો વિનાશ કરી કેવું દારુણ દુઃખ ભોગવે છે એ પ્રસ્તુત નવલકથાના નાયક યોગેશ્વરના ચિત્ર ચારિત્ર્યપરથી વાંચકબંધુઓ સહેલાઇથી સમજી શકશે. વિષય એ જ દુઃખનું મૂળ છે અને ચિત્તસંયમથી જ શાન્તિ મેળવી શકાય છે એ સૂત્રનો જ સાક્ષાત્કાર મુખ્યત્વે કરીને આ નવલકથામાં કરાવ્યો છે.

એક પતિપરાયણા સ્વધર્મશીલા આર્યનારીનું કર્તવ્ય કેવું હોવું જોઇએ, તેણે ચારિત્ર્યભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થયેલા પતિની મતિગતિનું સંશોધન કેવી રીતે કરવું જોઇએ, બાળવિધવાઓને કેવા પ્રકારની ધાર્મિક કેળવણી આપવી જોઇએ આદિ અનેક સાંસારિક ઉપયોગી વિષયોનું માર્ગદર્શક ચિત્ર આ નવલકથામાં વિવિધ પાત્રોદ્વારા અંકિત કરવામાં આવ્યું છે, અને મ્હારી અન્યાન્ય નવલકથાઓનો ગુર્જર સાહિત્યપ્રિય વાંચકોએ જેવો સત્કાર કર્યો છે તેવો જ સત્કાર આ નવલકથાનો થશે તો હું મ્હારા શ્રમની સાર્થકતા થયેલી સમજીશ. અત્રે મ્હને નિવેદન કરતાં હર્ષ થાય છે કે, મ્હારી બે ત્રણ સામાજિક નવલકથાઓનું ભાષાંતર કરવાની પરવાનગી હિન્દી લેખકોએ માગેલી હોઈ તે તેમને તદ્દન નિસ્વાર્થ ભાવથી આપવામાં આવી છે. આ સઘળી વસ્તુસ્થિતિનો વિચાર કરી પ્રસ્તુત સાંસારિક નવલકથા વિવેકશીલ વાંચકબંધુઓના કરકમળમાં સાદર સમર્પણ કરવામાં આવી છે.

આ પુસ્તકનું મુદ્રણ કાર્ય ચાલુ હતું એ સમય દરમ્યાન કાર્ય પ્રસંગે ઘણો ખરો વખત મ્હારે બ્હાર ગામ રહેવું પડેલું હોવાથી પ્રૂફ સંશોધનના કાર્યમાં આવશ્યકીય ધ્યાન અપાયું નથી એ માટે ક્ષમા યાચવામાં આવે છે. આ આવૃત્તિમાં રહી ગયેલી અશુદ્ધિઓનું પુનરાવૃત્તિ પ્રસંગે સંશોધન કરવામાં આવશે.

લિ.

અમદાવાદ. માંડવીની પોળ. } સાહિત્યસેવક

તા. ૯ મે ૧૯૧૯. } વ્રજલાલ જાદવજી

# વિષયાનુક્રમણિકા.

# રા. રા. મગનલાલ જાદવજી ઠક્કરકૃત પુસ્તકો.

| પુસ્તકનું નામ. | મૂલ્ય. |
|---|---|
| *૧ પ્રેમની પ્રતિજ્ઞા ( સંક્ષિપ્ત પ્રેમકથા ) ... ... | ૦—૩—૦ |
| ૨ નિર્ભાગી કુસુમ ( „ ) ... ... | ૦—૪—૦ |
| ૩ સમાજ ( સ્વ. સાક્ષર રમેશદત્તની નવલકથાનો સર્વોત્કૃષ્ટ અનુવાદ )... ... ... | ૧—૦—૦ |
| *૪ વાર્ત્તાવિહાર ( નવ ઐતિહાસિક પ્રેમકથાઓ )... | ૧-૧૨-૦ |
| ૫ મિલન-મંદિર ( સામાજિક સચિત્ર નવલકથા ) | ૧-૧૨-૦ |
| ૬ સરોજસુંદરી ( „ „ ) | ૧—૮—૦ |
| ૭ વનવાસિની ( રસિક પ્રેમકથા ) ... ... | ૧—૪—૦ |
| ૮ રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર ... ... | ૩—૦—૦ |
| ૯ રાજનૈતિક ષડ્યંત્ર અથવા મરૂભૂમિની મોહિની ( ઐતિહાસિક નવલકથા )... | ૧—૪—૦ |
| ૧૦ ભાગ્યદેવીની ભયંકરતા ! ( સચિત્ર નવલકથા ) | ૧—૪—૦ |
| ૧૧ કંગાલ કેદી અથવા સ્નેહ-બંધન ( સચિત્ર ) | ૧-૧૨-૦ |
| ૧૨ „ „ ભાગ ૨ જો ( „ ) | ૨—૦—૦ |
| ૧૩ પિશાચિની કે પ્રેમદા ? ( અદ્ભુત નવલકથા ) | ૧—૮—૦ |
| ૧૪ સંસાર કે નરકાગાર ? (વીસમીસદીનું સંસારચિત્ર) | ૧—૪—૦ |
| ૧૫ સ્વર્ગમાં શયતાન ? ( રસિક નવલકથા ) ... | ૧—૪—૦ |
| ૧૬ અંગના કે દેવાંગના ? ( „ આદર્શ „ ) ... | ૧-૧૨-૦ |
| ૧૭ અકબ્બર રાજ્ય રહસ્ય-ભાગ ૧ લો ( જનાનખાનાના અદ્ભુત ભેદભરમો )... | ૧—૮—૦ |
| ૧૮ અકબ્બર રાજ્ય રહસ્ય ભાગ ૨ જો ( „ ) | ૧—૪—૦ |

ॐ तत्सत्परमात्मने नमः।

# બંસરીબાલા.

## પ્રકરણ ૧ લું.

### પરિચય.

બાળક બોલ્યો:—“બા! ગાયન ગા.” એમ કહી તે માતાના ખોળામાંથી ઉઠયો, અને ઓરડાના એક ખુણેથી બીજા ખુણા સુધી દોડતો, પોતાના બન્ને હાથોને હલાવતો માથાને ધુણાવતો, આંખોને ફેરવતો દુગ્ધપોષ્ય બાળક નાચવા લાગ્યો. નાચતાં નાચતાં પડવા લાગ્યો, ઉઠવા લાગ્યો અને દોડવા લાગ્યો!

બાળકની ઇચ્છાને અવલંબીને લાવણ્યમયી, વાત્સલ્યમયી પંચદશ વર્ષીયા પ્રથમ–પ્રસૂતિ કિશોરીએ પોતાના કોમળ કંઠથી રૂપાની ઘંટડીના અવાજ પ્રમાણે ભગવતી વીણાધારિણી પ્રમાણે ગાવાની શુરુઆત કરી:—

(ગરબી.)

“ જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબલા સે'જે સબલ થશો સંસાર જો;
મંતર જંતર તંતર જૂઠાં બામણાં,
છે મીઠાં મન મીઠાં સુખસાર જો. જાણો૦ ૧

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મલી,
માગો વર પરસુખમાં ભેદ ન થાય જો. જાણો૦ ૨

પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામશું,
એ રસ પીધો ગોપી શ્યામશરીર જો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો. જાણો૦ ૩

દોરી પ્રેમ તણી જગજીવન જાણજો,
એણે બાંધ્યા નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો. જાણો૦ ૪

પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એકરસે દૃઢ ભક્તિ ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણીનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ ન લહે સાન જો. જાણો૦ ૫

વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતળ ઉછળે,
એવાંને મુજ વંદન વારંવાર જો. જાણો૦ ૬

—મ. ન. દ્વિવેદી.

કિશોરી કોમળ સ્વરે ગાતી હતી. બાળક પોતાનો નાચવા કૂદ-
…ાનો અવસાય છોડી દઇ માની મધુર મૂર્તિનું દર્શન કરતો સ્થિર

ઉભો રહ્યો. ગાન પૂર્ણ થતાં જ તે માતાના ખોળામાં જઇને બેઠો. અલ્પ સમય પછી તે ખોળામાં જ આડો થયો અને નિદ્રાદેવીનો આ-સ્વાદ લેવા લાગ્યો. માતાએ બાળકને હાથ ઉપર સુવાડ્યો અને પોતે પણ જમણા હાથ ઉપર માથું રાખી વિસ્તૃત કૃષ્ણકેશકલાપને છૂટો રહેવા દઇને બાળકના કોમળ શરીર ઉપર પોતાનો એક હાથ રાખી તેને હૃદય સરસો ચાંપી પોતે પણ સૂતી. અલ્પ સમયમાં જ માતા–પુત્ર નિદ્રાધીન થયાં.

પાઠક ! જો તમે ગૌરવર્ણની સ્ત્રીને સુંદરી યા તો કિશોરી કહેતા હોય તો આ નવલનાયિકા સુંદરી નથી; પરંતુ તેના જેવું શરીરનું લાલિત્ય અને સૌંદર્ય, હજાર સ્ત્રીઓમાં એકને જ હોય છે! રંગ નવી ઉગેલી દુર્વા જેવો નયનરંજક છે. અનેક સુંદરીઓની સુવર્ણકાન્તિ પણ તેના સૌંદર્ય સમક્ષ નિસ્તેજ લાગશે; પરંતુ રૂપ યા તો સૌંદર્ય એ મનનું જ કારણ છે. કોઇને સૂર્યનો પ્રકાશ ગમે છે તો કોઇને ચંદ્રનો પ્રકાશ ગમે છે. બાકી ખરી રીતે જોતાં ચંદ્રનો પ્રકાશ શીતળ અને સુખકર છે; પરંતુ કેટલાક સૂર્યનાં તેજસ્વી રશ્મિઓથી અંજાઈ જઈ ઘણો તાપ સહન કરવા છતાં મોહમુગ્ધ થઈ જાણી જોઇ સૂર્યનો પ્રકાશ પસંદ કરે છે;–બાકી તે તો અગ્નિ છે.

યૌવનનાં કિરણોનો પ્રકાશ પૂર્ણ રીતે પ્રસરતાં પહેલાં આપણી નવલનાયિકા બાળકની માતા થઈ છે.

“ વહુ ! બેટા ! ઉઠો, વખત થઇ ગયો છે.” એમ કહેતી કહેતી એક વૃદ્ધાએ આવીને બંસરીબાલાના ઓરડામાં પ્રવેશ કર્યો. પરિચિત અવાજથી બાળક જાગી ઉઠયો. તેને જાગેલો જોઇ વૃદ્ધાએ પોતાના હાથમાં લીધો અને સ્નેહપૂર્વક તેના અધરોષ્ઠપર ચુંબન કરી, છાતી સરસો ચાંપી તેના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં

ત્યાંથી પ્રસ્થાન કર્યું. બંસરીબાલાએ પણ જાગ્રત થઇ લજ્જિતભાવે પોતાની સાસૂ નવદુર્ગાની પાછળ ગમન કર્યું.

* * * * *

યોગેશ્વર દરિદ્ર બ્રાહ્મણનો પુત્ર છે. તેના પિતાનું નામાભિધાન રૂદ્રનારાયણ છે. પ્રસ્તુત કથાનક પ્રસંગે તેઓ નિવૃત્તિમાં–ઇશ્વરની આરાધનામાં પોતાના દિવસો કોઈ પવિત્ર સ્થળે રહી પસાર કરે છે; પરંતુ તેમની પૂર્વ સ્થિતિનું અવલોકન કરવાની આવશ્યકતા છે.

રૂદ્રનારાયણમાં અસામાન્ય પાંડિત્ય અને જ્ઞાન–ગાંભીર્ય છે; તેમની જન્મભૂમિ ચાણોદ છે. ત્યાં આગળ ઘણો સમય વાસ કરવાથી બ્રાહ્મણ પુત્રોની સાથેના સહવાસથી સંસ્કૃત ભાષાનું ઘણું સારું જ્ઞાન તેમણે મેળવ્યું છે. વૃદ્ધ પિતાના ઉપદેશથી તેમજ ગુરુદેવ જ્ઞાનાનંદ સરસ્વતીના શિક્ષાગુણથી ઉપનયન સંસ્કાર થઇ ગયા પછી તેમણે અગ્નિહોત્ર ગ્રહણ કર્યો. સાંગોપાંગ વેદાધ્યયન કરી, પિતા માતાના દેવલોક પામ્યા પછી રૂદ્રનારાયણ પોતાને મોસાળ આવીને વાસ કરવા લાગ્યા. ત્યાં આગળ જ શિવરામ પંડિતની એકની એક કન્યા નવદુર્ગાનું પાણિ ગ્રહણ કરી તેઓ સંસારી થયા. આ નવદુર્ગાનો એકનો એક ગર્ભજાત પુત્ર તેજ યોગેશ્વર છે. યોગેશ્વરને તેની નવ વર્ષની ઉમ્મરે ઉપવિત ધારણ કરાવવામાં આવી, ત્યાર પશ્ચાત્ પુત્ર યોગેશ્વરને તેમજ પત્ની નવદુર્ગાને શ્વસુરને સોંપી રૂદ્રનારાયણ આ અસાર સંસારની કપટયુક્ત પ્રવૃત્તિમાં નિવૃત્ત થયા છે.

દુઃખિની નવદુર્ગા સ્વામીસંગથી વંચિતા થયા છતાં પણ અતિ યત્નથી યોગેશ્વરનું લાલન પાલન કરવા લાગી. નવદુર્ગાનો પુત્રને સુશિક્ષિત બનાવવા સિવાય બીજો કોઇ મહદ્ ધર્મ નહોતો. પિયરમાં ·પી સ્નેહમયી નવદુર્ગા યોગેશ્વરને સુશિક્ષણ આપવા કરવા લાગી. તેના

ગુણોથી ગામના લોકો તેને ભગવતી નવદુર્ગાના સ્નેહમય સંબોધનથી સંબોધવા લાગ્યા. એટલું જ નહિ પરંતુ નવદુર્ગાના ગુણોનું વર્ણન થવું અશક્ય છે. પાકશાલામાં તે સ્વયં અન્નપૂર્ણા, સેવામાં રૂક્મિણિ, ગૃહિણીપણામાં કુંતી, પરિશ્રમમાં દમયન્તી, સહિષ્ણુતામાં સીતા અને પાતિવ્રત્યમાં સાક્ષાત સાવિત્રી છે. તેની વ્યવસ્થાને લીધે પંડિતજીનું ગૃહ ઇંદ્રમંડાલય જેવું બની રહ્યું.

મોસાળમાં રહી યોગેશ્વરે વ્યાકરણ, અલંકાર અને કાવ્યનો ઉત્તમ પ્રકારે અભ્યાસ કર્યો. આ પ્રસંગે અંગ્રેજોનો નૂતન અમલ હતો. અંગ્રેજી વિદ્યા જાણનારને ઉત્તમ પ્રકારની નોકરી મળતી હતી; આથી શિવરામ પંડિતે યોગેશ્વરને અંગ્રેજી સ્કુલમાં નિયુક્ત કરી દીધો. યોગેશ્વરે અંગ્રેજી વિદ્યાનું ઉત્તમ પ્રકારે અધ્યયન કર્યું તથા કૉલેજમાં જઈ તેણે ત્યાંની સિનિયર શિષ્યવૃત્તિ પ્રાપ્ત કરી.

યોગેશ્વરને ઉમ્મર લાયક થયેલો જાણી વૃદ્ધ પંડિતે કન્યા શોધવાનો વિચાર કર્યો. પ્રસ્તુત વિચારને ભગવતી નવદુર્ગાએ અનુમોદન આપ્યું જેથી પંડિતે ગામેગામ માણસો મોકલાવી કન્યાની તપાસ કરવાનું કાર્ય ચાલૂ કર્યું.

ઘણી તપાસ કર્યા પછી બંસરીબાલાને પસંદ કરવામાં આવી. બંસરીબાલા પ્રતિષ્ઠિત કુટુંબની લાડકી કન્યા હતી. તેના પિતા ગિરીશચંદ્ર ઘણા જ સુચતુર અને ગંભીર પ્રકૃતિના પુરુષ હતા, તેમણે જ્યારે વિચાર્યું કે, યોગેશ્વર વિદ્વાન્, અંગ્રેજી શિક્ષાથી સુશિક્ષિત છે, 'આવું બીજું સ્થળ સહેલાઇથી મળી શકે તેમ નથી. જો કે યોગેશ્વર પિતૃહીન તથા દરિદ્ર છે એ ગિરીશચંદ્રની ધ્યાન બહાર નહોતું; છતા તેમણે તે બાબત બિલ્કુલ ચિંતા કરી નહિ. કારણ તેમની લાગવગ ઘણી જબરી હતી. તેઓ ધારે તો યોગેશ્વરને સહજમાં કોઇ ઉચ્ચ હોદ્દો અપાવી શકે તેમ હતું.'

વિવાહ થયા પછી અલ્પ સમયમાં જ યોગેશ્વર ડેપ્યુટી કલેક્ટર થયો. યોગેશ્વરનું કાર્ય વગેરે જોઇ સરકાર બહાદુરે ખુશ થઈ તેને કલેક્ટરની જગ્યાએ બદલી કરી. આ સમયે યોગેશ્વરે એક પ્રકારની પોતાના શ્વસુર વિરુદ્ધ અસભ્ય વર્તણુક ચલાવી. ગિરીશચંદ્રે કન્યા બંસરીબાલાને તેમ જ તેના નવજાત દૌહિત્રને જામાતૃ સાથે એકદમ મોકલવાની અનિચ્છા દર્શાવી; પરંતુ યોગેશ્વરે—કલેક્ટર યોગેશ્વરે શ્વસુરનું કાંઇ પણ સાંભળ્યું નહિ. તે તો અલ્પ સમયમાં જ સ્ત્રી પુત્ર તથા પોતાની પ્રૌઢા માતાને લઈ અમદાવાદ ચાલ્યો ગયો.

તેણે અમદાવાદમાં સાબરમતીપર એક સુરમ્ય બંગલો ભાડે રાખ્યો તથા ત્યાં વાસ કર્યો. બાળકની તેમ જ પત્નીની સાથે આમોદ પ્રમોદમાં દિવસો એક પછી એક વીતવા લાગ્યા. બંગલાની અંદર યોગેશ્વરે પોતાનું દિવાનખાનું પણ ઘણું શોભાયમાન બનાવી દીધું. જાજમ, કુરસી, ટેબલ, હિન્કસનો લૅમ્પ, કૉચ, ઇઝીચેર તથા એવી જ બીજી વસ્તુઓને એવી રીતે ગોઠવવામાં આવી કે જેથી દિવાનખાનું ઘણું મનોહર બની ગયું.

દિવાનખાનાની પાસે જ શયનમંદિર છે. એક સુંદર છત્રપલંગે શયનાલયનો ઘણો ખરો ભાગ રોક્યો છે. શયનાલયમાં ચારે તરફથી અત્તરની સુવાસ દિનરાત આવ્યા કરે છે તથા યોગી આત્માને ભોગી બનાવી દે છે.

આ ઉપરાંત એક ઓરડો બંસરીબાલા માટે તથા બીજો એક ભગવતી નવદુર્ગાને માટે મુકરર કર્યો. રસોડાની સગવડ તથા નોકર ચાકરોને રહેવાની વ્યવસ્થા નીચેના બાગમાં કરી. કંપાઉન્ડની અંદર બંગલાની ચારે હિસ્સાએ એક ન્હાનો સરખો બાગ બનાવવામાં આવ્યો હતો કે જેની સુવાસથી તૃપ્ત હૃદય શીતળ થઈ શકે!

## પ્રકરણ ૨ જું.

### સ્વામી સ્ત્રી.

જોતજોતાંમાં યોગેશ્વરના વિવાહને બે વર્ષ થઇ આવ્યાં. આ સમયની અંદર બંસરીબાલા સ્વામીના અસાગ્રહથી વાંચતાં લખતાં શીખી; પરંતુ યોગેશ્વરને આટલાથી સંતોષ ન થયો. તેણે તેને વધારે શીખવવાને પ્રયત્ન કર્યો. એક વખતે બંસરીએ કહ્યું.—"જ્યારે ત્યારે ભણભણ કરું ત્યારે પછી ઘરનું કાર્ય કોણ કરશે? બાળકની સંભાળ કોણ લેશે? હવે તો મારે કાંઇ ભણવું નથી; તમે ભણ્યા છો પછી મારે ભણીને શું કામ છે?"

"તું તો માંડી છે; દાસ દાસી છે તે ગૃહકાર્ય કરશે તને કોણ કરવાનું કહે છે? ત્હારી ભણવાની ઇચ્છા નથી તેથી જ તું આ બધાં બ્હાનાં કાઢે છે." હસીને યોગેશ્વરે કહ્યું.

"ના–ના, બ્હાનાં શા માટે કાઢું? પરંતુ તમે જ વિચાર કરો કે એ બીચારાંને શા માટે ત્રાસ આપવો?"

"એમાં ત્રાસ શાનો? ચાકર જાત કામ કરવાને જ સરજાયલી છે. જો બધે ઘેર તારા જેવી ગૃહસ્ત્રીઓ હોય તો તો બિચારા ચાકરોના સુખનો પાર રહે નહિ, તેઓના અયશઆરામમાં કોઇ પણ પ્રકારની ખામી જ રહે નહિ."

"તમે તો જ્યારે ને ત્યારે મશ્કરી જ કર્યા કરવાના!"

"તને બધી મશ્કરી જ લાગે છે તો જવાદે એ વાત. જો સાંભળ, હવે થોડા જ સમયમાં આપણી સુરત બદલી થનાર છે હુકમ પણ નીકળ્યો છે."

"ફરીથી બદલી ? હું તો બધે ભટકવા આવવાની નથી !"

"ઘણી સારી વાત ! જેવી રાણી સરકારની ઇચ્છા !"

"જુઓ, પાછી મશ્કરી કરી ખરી ? આ હકીકત માતુશ્રીને કેમ જણાવી નથી ? ક્યારે જવાનું થશે ?"

"હવે વિશેષ વખત લાગનાર નથી. માતુશ્રી પણ આ સમાચાર સાંભળી ખુશી થશે; કારણ સુરત તાપી નદીને તીરે આવેલું છે." યોગેશ્વરે પ્રત્યુત્તર આપ્યો.

થોડા સમય સુધી બંસરીબાલા કાંઇ વિચાર કરતી સ્થિર બેસી રહી. કોઈ પણ પ્રકારનો નિશ્ચય થતાં તેણે વિનીત ભાવે યોગેશ્વરને પૂછ્યું—"મ્હારી એક વાત સાંભળશો કે ?"

યોગેશ્વરે સ્મિત કરતાં કરતાં ઠાવકું મ્હોં રાખીને માથું નમાવી હસ્તદ્વય જોડી કહ્યું:—"શી આજ્ઞા છે, હુજૂર ?!"

પતિદેવતાએ કરેલા ઉપહાસથી બંસરીબાલા હસી પડી. ક્ષણ કાળ માટે તેના અધર ઉપર વિશેષ લાલી તરી આવી. સ્મિત કરતાં કરતાં ધીમેથી તેણે કહ્યું:—"જુઓ, હવે દિવસો જેમ જેમ વ્યતીત થતા જાય છે તેમ તેમ પ્રસવકાળ નજીક આવતો જાય છે. ગૃહમાંનું સર્વ કાર્ય માજી સંભાળી શકે તેમ નથી. તેઓ તો બાળક શ્રીકાન્તને જ રાખી શકશે. ત્યારે પછી મ્હારા માટે ઉઠવેઠ તેમ જ ગૃહની વ્યવસ્થા કોણ કરશે ? માટે મ્હારી તો એવી ઇચ્છા છે કે મ્હારી બ્હેન વિનોદિનીને અત્રે બોલાવીએ. ભોજન બનાવવામાં તે ઘણી જ કુશળ છે; એટલું જ નહિ પણ તે હિસાબ સુદ્ધાં રાખી જાણે છે."

"તમારી ગૃહજંજાળમાં હું કાંઇ ન જાણું. હું તો તમને જોઇતા પૈસા પૂરા પાડું,—તમારે ફાવે તે વ્યવસ્થા કરો. ગૃહકાર્ય સંભાળવાનો ભાર હમ્મેશાં ગૃહિણી ઉપર રહે છે અમે તે અમારા કાર્યમાં

લક્ષ્ય આપીએ કે ઘરની જંજાળમાં ?”

આ સમયે ભગવતી નવદુર્ગા શ્રીકાન્તને લઇ યોગેશ્વરના દિવાનખાનાના દ્વાર આગળ આવી બોલીઃ—“બેટા યોગી, આ શ્રીકાન્તને લે.”

યોગેશ્વરે જઇ દ્વાર ઉઘાડયાં અને શ્રીકાન્તને પોતાના હાથમાં લીધો. યોગેશ્વરે માતાને કહ્યું:–“બા! અંદર આવો તમને એક વાત પૂછવાની છે.” ભગવતીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. બંસરીબાલા ઉતાવળી ઉતાવળી ઘુમટો તાણી પલંગપરથી ઉઠી નીચે ઇસ પાસે લપાતી લપાતી બેસી ગઇ. ભગવતીએ પૂછ્યું:–“શું છે ભાઇ?”

યોગેશ્વરે નમ્રતાથી કહ્યું:–“બા! ફરીથી આપણી સુરત બદલી થવાની છે. થોડા દિવસમાં જ હુકમ મળશે. મ્હારા વિચાર પ્રમાણે ત્યાં જવાથી આપના મનનો કેટલોક ભાર ઓછો થશે.”

“ભાઇ! સોના કરતાં પીળું શું? સુરત તાપી નદીના પવિત્ર કિનારા ઉપર છે. રોજ એવી પવિત્ર સરિતામાં સ્નાન કરવાનું મળશે, તેમ જ ઇશ્વિરાધનામાં અવશિષ્ટ આયુષ્ય પસાર કરી શકાશે.”

“તમારું કહેવું યથાર્થ છે. વિશેષમાં એની ઇચ્છા વિનોદિનીને અત્રે બોલાવવાની છે; કારણ તમે જાણો જ છો. તમારી શું અનુમતિ છે?”

“તેનું કહેવું ખોટું નથી. વિનોદિની ગુણવતી ચાલાક તેમ જ સર્વ કાર્યોમાં પ્રવીણ છે. આપણું ગૃહકાર્ય કરવાનું જો તે ખુશીથી સ્વીકારતી હોય તો તેને બોલાવો. તેના કાર્યનો બદલો આપણે કોઇ પણ રસ્તે વાળી આપીશું.” આમ કહી શ્રીકાન્તને ત્યાં જ મૂકી ભગવતી નવદુર્ગાએ દિવાનખાનામાંથી બ્હાર નીકળી પોતાના ઓરડા તરફ ગમન કર્યું.

યોગેશ્વરે બાળક શ્રીકાન્તને સ્નેહથી ચુંબન કર્યું અને તે પોતાની સાથે તેને પલંગમાં લઇ સૂતો. બંસરી પણ પતિદેવતાની ચરણસેવા કરવા લાગી. ધન્ય છે આર્ય અબળા, તમે જ હિંદુસ્તાનનું ગૌરવ જાળવી રાખ્યું છે. પતિસેવાને તમે તમારા ઇશ્વરની સેવાને સ્થળે સ્થાન આપ્યું છે તેથી જ તમારી કીર્ત્તિ આજે સમસ્ત વિશ્વસંસારમાં પ્રસરી રહી છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### વિનોદિની.

" વહે વારિ ન્હોનું, નયન પરથી ગાલ પર છે,
તુષારે ભીંજેલા ફુલવત, દિસે ગૌર મુખડું;
× × × × ×
પડે છે કો બિંદુ ચિબુક પરથી એ સ્તન પરે,
અને તહાંથી ધીમે ટપકી પડતું જાનુ પરે;
સ્તનો બેની વચ્ચે ટપકી વળી કોઈ સ્થિર થતું,
દિસે જાણે મોતી શશીકરણમાં કો ચળકતું. "

—કલાપી.

વિનોદિની બંસરીબાલાના પિતરાઇ મામાની પુત્રી છે. હમણાં તે બિચારી વિધવા છે.—ચિરકાલથી વિધવા થઇ છે. હમણાં વિનોદિનીની ઉમ્મર લગભગ અઢાર વર્ષની છે જ્યારે તેની ઉમર પાંચ વર્ષની હતી ત્યારે તેનો વિવાહ કરવામાં આવ્યો હતો. એ વિવાહની કથા બીચારી વિનોદિનીના ધ્યાનમાં પણ નથી.

પોતે ક્યારે વિધવા થઇ, કેમ થઈ તેનું પણ તેને જ્ઞાન નથી. તે ફક્ત એટલું જ જાણે છે કે પોતે વિધવા છે. તેનાથી કરકંકણને તેમ જ કુંકુમનો ઉપયોગ કરી શકાતો નથી, અલંકાર આભુષણો પહેરી શકાતાં નથી, તેને એકાદશીના અપવાસ કરવા પડે છે, ઘણો સમય પૂજાપાઠમાં પસાર કરવો પડે છે તથા ભૂમિશય્યા ઉપર શયન કરવું પડે છે.

તથાપિ વિનોદિની સ્વરૂપવતી છે. વિનોદને યૌવનસુલભ મુખ છે, કપોલ છે, ભમર છે, નેત્રો છે. વિનોદને ભર યૌવન પણ છે—સ્થિર, ધીર અને ગંભીર યમુનાના પ્રવાહ પ્રમાણે યૌવન પ્રકાશી રહ્યું છે; તેમાં પ્રચંડ તરંગ નથી. પ્રભાતમાં પ્રફુલ્લ થયેલ કમળ જેવી, કાળાં વાદળાંને ભેદી બ્હાર આવતી વિજળીના જેવી ભભકવાળી, શેષનાગની ફેણ જેવા કેશકલાપવાળી, કામદેવના બાણ જેવી ભમરવાળી, રત્ન જેવાં અને કટાક્ષમાં કુશળ નયનોવાળી, મુનિજનને પણ મોહ પમાડે તેવા કામદેવે જેમાં અમૃત ભરી રાખ્યું છે એવા લાલચોળ ઓષ્ઠવાળી, દાડમની કળી જેવી દંતપંક્તિવાળી, બહુ મ્હોટાં નહિ એવાં—પરદેશથી આવેલા અજાણ્યા યાત્રાળુની પેઠે લજ્જા અને ભયથી ધ્રુજતાં તથા તેથી જ ચોળીમાં સંતાઇ ગએલાં પયોધરવાળી, દેહભાર ધારણ કરવાને જાણે અશક્ત હોય એવી કટીવાળી, મદનદેવતાની જાણે વેદિકા ન હોય! એવાં ભારે નિતંબવાળી અર્થાત્ સંસારનું બધું સૌંદર્ય વિધિએ તેમાં જ ભરી મૂક્યું હોય એવી અમારી ઉપનાયિકા વિનોદિની છે.

તે આટલી બધી સ્વરૂપવતી હોવા છતાં તેના અધરપ્રાંતપર સુખ નથી, વાસના નથી, અનુરાગ નથી. તેનાં સર્વ લક્ષણો જોવાથી તે સંસારસુખવંચિતા વ્યક્તિ હોય એમ માલૂમ પડી આવે છે; પરંતુ સ્ત્રીના મર્મપ્રદેશને ઉકેલી શકવા જેટલી આ ક્ષુદ્ર લેખકની શક્તિ ક્યાં?

કારણ ભલભલા તેમાં ભૂલા પડે છે, નારદ જેવા મહર્ષિ, તથા શંકર જેવા મહાત્માઓ પણ તેમાં ભૂલા પડયા છે તો આ પામર પ્રાણિ શા હિસાબમાં ?

યોગેશ્વરની સુરત બદલી થવાથી તે કુટુંબસહ ત્યાં રહેવા લાગ્યો. બંસરીબાલા સાથે વિનોદિની પણ રહેવા લાગી; કારણ ગયા પ્રકરણમાં નક્કી કર્યા પ્રમાણે વિનોદિનીને તેડાવવામાં આવી હતી. તે ઉત્સાહી હતી; પરંતુ કયા કારણને લઇ તે આટલા બધા ઉત્સાહથી કાર્ય કરવા લાગી તે અમે સમજી શકતા નથી. તે પ્રાતઃકાલે રસોઈ કરવામાં રોકાય છે, મધ્યાન્હકાળે બાળક શ્રીકાન્તની સાથે આમોદ પ્રમોદ કરે છે, સંધ્યા સમયે પુનઃ ભોજનાદિ તૈયાર કરવાની પ્રવૃત્તિમાં પડે છે, અને દ્વિપ્રહરરાત્રિ પર્યંત ભગવતી નવદુર્ગાની ચરણસેવા કરે છે.

* * * * *

ભગવતી નવદુર્ગા વિધવા નહિ હોવા છતાં તેને વૈધવ્યવ્રતનું પાલન કરવું પડે છે. તેના સ્વામીનો—રૂદ્રનારાયણનો આજકાલ કરતાં અઢાર વર્ષથી પત્તો નથી. તેઓ ગયા તે ગયા જ. જો દેશાચાર અને શાસ્ત્ર માનીને વર્તે તો યોગેશ્વરને પોતાના પિતાનું શ્રાદ્ધ પણ કરવું પડે; કિન્તુ યોગેશ્વરને હજુ પણ આશા છે કે પિતાજીનાં ફરીથી દર્શન થશે. વિશેષતઃ માને વિધવા સ્વરૂપે જોવાની તેની બિલ્કુલ ઇચ્છા નથી; છતાં ભગવતી નવદુર્ગા વિધવા પ્રમાણે જ પોતાના આચાર વ્યવહાર રાખે છે. એકાદશી કરે છે, જપતપ કરે છે, ને ફળ મૂળના આહાર ઉપર દિવસો વ્યતીત કરે છે, તો પણ હજી તેના કપાલમાંથી કુંકુમનો તેમ જ કરમાંથી કંકણનો નાશ થયો નથી.

ભગવતી નવદુર્ગા સકળગુણસંપન્ન હોવા છતાં એક સાધારણ દોષ તેનામાં છે. તે સર્વની હકીકત સાંભળે છે, અને સર્વના ઉપર વિશ્વાસ મૂકે છે. તેનું મન ઘણું જ ભોળું છે. આ સંસારના માયા-

પ્રપંચોનો તેને બિલ્કુલ અનુભવ નથી. કારણ તેણે પાંચ સાત માણસોને લઇ ગૃહસંસાર ચલાવ્યો હતો. સ્વામીની સાથે તેણે દશ વર્ષ નિર્ગમન કર્યાં હતાં; પરંતુ એ સમય દરમ્યાન તેને ગૃહસંસારનો અનુભવ મળ્યો નહોતો. સ્વામી તો કેવળ જપ તપ કર્યા કરતા, વેદાન્તદર્શનનો પાઠ કર્યા કરતા. ભગવતી સ્વામીના કાર્યમાં આડે આવતી નહિ; તે પણ તેમની મરજી પ્રમાણે વર્તતી હતી; કારણ તે જાણતી હતી કે સ્વામી માનુષ નથી પણ દેવતા છે!

પુત્રના સંસારમાં ગૃહિણી થવા છતાં નવદુર્ગાનું ધ્યાન ઇશ્વર સિવાય બીજા કોઇનામાં નથી. પતિવિયોગિની થયા પશ્ચાત્ ભગવતી ઇશ્વરની આરાધનામાં જ પોતાનો સર્વ કાળ વ્યતીત કરે છે, અને ઘડી એ ઘડી સમય મળે છે ત્યારે બાળરાજા શ્રીકાન્તને રમાડે છે, તેની સાથે રમત કરે છે, અતિ સ્નેહથી તેને છાતી સરસો ચાંપે છે, તેને પાસે બેસાડી ઇશ્વરનું સ્તવન કરે છે, વૃદ્ધ થવા છતાં મધુર કંઠથી તે ઈશ્વરની આરાધના કરી શકે છે.

બંસરીબાલા પણ આ સંસારનું એક રત્ન છે. સાસુને માતા જેટલું જ માન આપી તેની આજ્ઞાંકિત રહે છે. ભગવતી પાસેથી તેણે કેટલાંક ઇશ્વરસ્તુતિનાં ભજનો કંઠે કરી લીધાં છે. તેને નૉવેલો વાંચવાનો શોખ નથી. પોતાની નીતિ ઉત્તમ પ્રકારની રાખી તેવા ગુણોનો વિકાસ થાય એવાં જ પુસ્તકોનો તે અભ્યાસ કરે છે; જેથી પ્યારના નામે થતો હવસ તેનામાં પ્રવેશી શક્યો નથી. વળી તેનો અભ્યાસ પણ વિશેષ નથી. શ્વસુરપક્ષમાં આવ્યા પછી જ યોગેશ્વરે તેને સાધારણ લખતાં વાંચતાં શીખવાડ્યું છે. યોગેશ્વરની આકાંક્ષા તો ઘણી મ્હોટી છે. તેને પોતાની ભાર્યાને વિદ્યાવિલાસિની બનાવવી છે, અંગ્રેજી વિદ્યાથી વિભૂષિત કરવાની છે; પરંતુ પત્ની પતિની ઇચ્છાનુસાર વર્તી શકી નથી. તે તો સાસુજીની સેવામાં રહી ધર્મનું જ્ઞાન મેળવે છે. તે

ઉપર વાદવિવાદ ચલાવતી રહે છે, તથા પુત્ર શ્રીકાન્તમાં પણ ધાર્મિક વૃત્તિઓનું સિંચન કર્યા કરે છે.

યોગેશ્વરને આ બધું ઢંગ જેવું લાગ્યું. તે મનમાં ઘણો દુભાયો; પરંતુ પ્રકાશમાં પત્નીને કંઇ પણ કહી શક્યો નહિ; છતાં વારંવાર જ્યારે પત્ની તરફ દૃષ્ટિ કરે છે ત્યારે ત્યારે તેનાથી એકાએક ગાઢ નિશ્વાસ મકી દેવાય છે,—તેની પત્ની તેને નિરસ લાગે છે. બંસરીબાલાના દૈવી ગુણોની પરીક્ષા યોગેશ્વર કરી શક્યો નહિ.

હવે વિનોદિનીના પ્રતિ નજર કરીએ. તેણે આવીને ભગવતી નવદુર્ગાને અલ્પ સમયમાં જ વશ કરી દીધી. વિનોદ દરિદ્ર કન્યા હતી; છતાં તેનાં સર્વ કાર્યો વ્યવસ્થાપૂર્ણ છે, કારણ તે ભણેલી ગણેલી છે. હિસાબ રાખવાનું કાર્ય પણ પોતે જ કરે છે. પ્રથમ એક માસમાં જેટલું ખરચ થતું હતું તેથી અડધા ખરચમાં હવે પ્રથમાનુસાર ગૃહવ્યવહાર ચાલે છે. વળી વિનોદની સેવાની પણ તુલના થઇ શકે તેમ નથી. તે મધ્યરાત્રિ સુધી ભગવતીની સેવા કર્યા કરે છે. બંસરીબાલા સાથે પણ તેને સારી રીતે બને છે. શ્રીકાન્ત પણ માશીને જોઇ ગાંડોઘેલો બની જાય છે. યોગેશ્વરના સંસારનું ચક્ર વિનોદિની નિર્ભય રીતે ફેરવ્યા કરે છે. તે પોતે જેમ કહે તે પ્રમાણે જ થાય છે.

ખરચમાં ઘટાડો કર્યા છતાં યોગેશ્વર માટે જોઇતી સર્વ વસ્તુઓ બહોળા હાથે ખરીદાય છે. બંસરીબાલા જાણી શકે નહિ એવી રીતે વિનોદિની યોગેશ્વરની સેવા કરે છે! એ જ વિનોદિની ભગવતી નવદુર્ગાનું નયનઅંજન છે. જેમ વિનોદિની જુએ તેમજ ભગવતી જુએ છે; છતાં વિનોદિનીમાં ગર્વ નથી, તે તો પૂર્વવત્ સચલ, સજીવ, સુંદર પાષાણ પ્રતિમા છે. ભગવતી નવદુર્ગા આ પ્રતિમાનું આશ્રયક્ષેત્ર છે.

# પ્રકરણ ૪ થું.

## શ્રીકાન્ત.

શ્રીકાન્ત લગભગ પાંચેક વર્ષનો થયો છે. સારાં સારાં કપડાં પહેરી તે હવે વારંવાર પિતાની સાથે કચેરીમાં પણ જાય છે. વિનુમાશી પાસે બેસીને ન્હાની ન્હાની રસાત્મક વાતો પણ સાંભળે છે. વિનોદનું શ્રીકાન્ત ઉપર ઘણું જ હેત છે. તે વિનોદ પાસે બેસી પોતાને રમવાને માટે કાગળની હોડી, ટોપી, ખડીઓ વગેરે ચીજો બનાવે છે. બાળકને વિનોદિનીની પાસે આનંદમાં જોઇ તેની માતા તથા પિતા—બન્ને સુખી રહે છે.

એક દિવસે મધ્યાન્હકાળે શ્રીકાન્ત વિનોદિનીના ખોળામાં બેઠો હતો. કાંઈ યાદ આવતાં તેણે એકાએક પૂછ્યું:—"વિનુમાશી! તમે મ્હારા પિતાની સાથે વાતચિત કેમ કરતાં નથી? પિતા એમ કહે છે કે તમે તો બોબડાં છો!"

વિનોદિનીએ શ્રીકાન્તના માથા ઉપર પ્રેમથી પોતાનો કોમળ કર ફેરવતાં ફેરવતાં કહ્યું—"ભાઇ! હું તો બોબડી નથી; ત્હારા પિતા જ બોબડા છે!"

શ્રીકાન્તે આશ્ચર્ય પામી પુછ્યું:—"કેમ, તેઓ તો મ્હારી વાત સાંભળે છે, માતાજી જે કાંઇ કહે છે તે સાંભળે છે, તો પછી તમારી વાત કેમ ન સાંભળી શકે?

વિનોદિનીએ રસાત્મક ઉત્તર આપ્યો કે:—"ત્હારા પિતાના કાન વાંકા છે; મ્હારી વાત તેઓ તેથી જ સાંભળતા નથી! જ્યારે તેમના કાન સીધા થશે ત્યારે મ્હારી વાત સાંભળશે."

શ્રીકાન્તે બીજો પ્રશ્ન કર્યો કેઃ—" એ તો ઠીક માશી ? પરંતુ તમે તેમને ભોજન કેમ પીરસતાં નથી ? "

વિનોદે પ્રત્યુતર આપ્યોઃ—" ત્હારા પિતા જાતિભ્રષ્ટ થઇ ગયા છે. તું જાણુતો નથી કે તેઓ ખ્રિસ્તિ આચારવિચારના છે ?! "

" હું તેમને કહી દઇશ કે, તમે તેમના કાન વાંકા છે. તેઓ ખ્રિસ્તી છે એમ કહો છો ! "

"ત્હારા પિતાનો મ્હને ઘણો જ ભય લાગે છે. ભાઇ ! તેઓ વાઘ છે; તું તેમને કંઈ પણ કહેતો નહિ હોં ભાઇ ! "

શ્રીકાન્ત વિશેષ સમય ત્યાં બેસી ન રહેતાં ઉઠયો અને માતાના ઓરડામાં જઇ જુએ છે તો તે કૉચ ઉપર સુતી હતી. શ્રીકાન્ત જઇને સુઇ રહેલી માતાના દેહ ઉપર ઘોડેસવાર થયો, તથા માતાના માથાનો ચોટલો પકડી તેણે તેની લગામ કરી. બંસરીબાલા પોતાનો કેશકલાપ ખેંચાવાથી જાગ્રત થઈ. શ્રીકાન્ત ભયનો માર્યો માતાની પીઠ ઉપરથી નીચે ઉતરી દૂર જઇને ઉભો. બંસરીબાલાએ તેને ધમકાવ્યો એટલે તે નમ્રતાથી કહેવા લાગ્યોઃ—" બા ! તું મ્હને ધમકાવે છે ને, તે વિનુમાશી તને મારશે હોં ! "

બંસરીબાલા હસી પડી. માતાને હસતી જોઇ શ્રીકાન્તે કહ્યુંઃ— " પણ બા ! વિનુમાશી તો કહે છે કે 'ત્હારા પિતાના કાન વાંકા છે, તેઓ ખ્રિસ્તી છે, વાઘ છે એ શું ખરું છે ? "

બંસરીબાલાએ અંતરમાંથી એક ઉંડો નિશ્વાસ મૂકી કહ્યુંઃ—"વાંકા કાન હશે તો સીધા થશે, ન્હાના હશે તો લાંબા થશે. વાઘને મોહની સાંકળ સાથે બાંધવામાં આવશે એટલે તે વશ થશે !"

શ્રીકાન્ત માતાનો મર્મભેદ સમજી શક્યો નહિ. તેની જીજ્ઞાસા ઉલટી વધી પડી. તે પિતા પાસે જવા માટે તેની માતાને પૂછવા

લાગ્યો:—"મા ! મ્હારે મ્હારા પિતા પાસે જવું છે અને કપડાં પહેરાવ." બંસરીએ પુત્રના કથન પ્રતિ દુર્લક્ષ્ય કર્યું તેથી શ્રીકાન્તે રુદન કરવા માંડયું. તેનું રુદન સાંભળી ભગવતી નવદુર્ગા એકાએક ત્યાં આવી પહોંચી અને શ્રીકાન્તને ઉચકી લઇ બંસરી તરફ દૃષ્ટિ કરી તેણે પ્રશ્ન કર્યો:—"બેટા બંસરિ! આને કેમ રડાવે છે વારું ? એને શું જોઇએ છીએ ?"

બંસરીએ કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. વૃદ્ધા પણ પુત્રવધૂના મર્મને ભેદી શકી નહિ. હાલ તરત તો તેણે પણ ત્યાંથી પ્રસ્થાન કર્યું. બ્હાર જઇ તેણે શ્રીકાન્તને ચુંબન કરી તેનાં નેત્રોમાંના આંસુ સાફ કરી પૂછ્યું:—"બેટા ! ત્હારે શું જોઇએ છીએ ?"

"મ્હારે તો મા ! મ્હારા બાપા પાસે જવું છે; મ્હને કપડાં પહેરાવો."

તરત જ વૃદ્ધાએ નોકરને બૂમ પાડી ગાડી જોડવા કહ્યું, અને તેણે શ્રીકાન્તને પોષાક પહેરાવ્યો. અંગ્રેજી પોષાકમાં શ્રીકાન્ત ઘણો મનોહર દેખાતો હતો. બાલ્યાવસ્થા હોવાથી તેના કાળા કેશ સૂર્યના પ્રકાશથી ઘણા જ પ્રકાશતા હતા. માથા ઉપર ક્રિશ્ચિયન કૅપ મૂકી શ્રીકાન્ત હાથમાં નાજુક લાકડી હલાવતો હલાવતો, બુટના ચમચમ અવાજને સાંભળી આનંદ પામતો પામતો વિનોદિની પાસે ગયો, અને કહ્યું:—"માશી, હું મ્હારા પિતાને જોવા જાઉં છું! તેમના કાન વાંકા છે ને? ઠીક છે, હું જઇને જોઇશ; તેમનો ચહેરો વાઘ જેવો છે ને ? ઠીક છે તે પણ જોતો આવીશ, અને જો તમે મ્હને અસત્ય કહ્યું હશે તો હું તમને શિક્ષા કરીશ !"

વિનોદિનીએ કાંઇ કહ્યું; પરંતુ શ્રીકાન્ત તે તરફ લક્ષ્ય ન આપતાં ચાલ્યો ગયો. વિનોદિની આં વખતે હસી પડી.

શ્રીકાન્તને કચેરી તરફ વિદાય કરી ભગવતી નવદુર્ગા હરિસ્મરણનો જપ કરવા લાગી. બંસરીબાલા અવશ–અલસ–ભાવથી ચિંતામગ્ન સ્થિતિમાં બેસી રહી. આ સમયે વિનોદિનીએ રસોડામાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૫ મું.

### મોહની ઉત્પત્તિ.

"સુખી એ છે તો મમ હૃદયનું છે સુખ નકી,
કરી તેને ભાગી સુખી દિલ શકું ના કરી દુઃખી;
પ્રિયાની વ્હાલી એ પણ મૃદુ સખી આ સમજતી,
દુઃખી એ હૈયું તો મમ હૃદયની છે પ્રતિકૃતિ."

—કલાપી.

એક દિવસે યોગેશ્વરને ઘેર આવતાં ઘણું મોડું થઇ ગયું. તેને ઘેર આવતાં લગભગ બાર વાગી ગયા. ઘેર આવીને તેણે પોતાના શયનાલયનું દ્વાર ખખડાવ્યું. બંસરીબાલાએ અંદરથી સાંકળ ઉઘાડી. અંદર જઇ યોગેશ્વરે વસ્ત્રો ઉતાર્યા, અને તે એક ઇઝી ચેર ઉપર પડ્યો પડ્યો સિગાર ફુંકવા લાગ્યો. સિગાર ફુંકી રહીને શય્યાવશ થયો. પછી હસતાં હસતાં તેણે પત્નીના કેશકલાપની એક લટ સાથે ગેલ કરતાં તેને પૂછ્યું:—"હજી સુખી શા માટે જાગતી બેસી રહી છે?"

બંસરીબાલાએ લજ્જાતિશયથી કહ્યું:—"બોલશો નહિ!"

"પરંતુ તું અત્યાર સુધી જાગે છે તે માંદી નહિ થાય?"

"ચુપ રહો, મા સાંભળશે!"

"આટલી બધી બ્હીક લાગે છે—આટલી બધી શર્મ લાગે છે તો પછી અત્યાર સૂધી જાગી કેમ?" એટલું બોલતાંમાં તો યોગેશ્વરના મ્હોં ઉપર બંસરીબાલાએ હાથ દીધો. તે ચુપ થયો! પત્નીએ થોડા વખત પછી સ્વામીના મ્હોં ઉપરથી હાથ લઇ લીધો, તથા તે સ્વામીની ચરણસેવા કરવામાં પ્રવૃત્ત થઇ.

"આટલી રાત્રે ચરણસેવા! આવી પતિભક્તિ સારી નહિ; સૂઇ જા."

બંસરીબાલા પ્રથમ તો કાંઇ પણ ન સાંભળતાં ચરણસેવા કરવા લાગી; પરંતુ જ્યારે યોગેશ્વરે હઠ ન જ મૂકી ત્યારે ચરણસેવાનું કાર્ય બંધ કરી 'તમને પરસેવો બહુ વળ્યો છે,' એમ કહીં પાસે પડેલા ટેબલ ઉપરથી પંખો લઇ પતિને પવન નાખવા લાગી.

યોગેશ્વરે બારી ઉઘાડી નાખી તેને સૂઇ જવા કહ્યું.

બંસરીબાલાએ દુઃખિત મને ઉઠી બારીઓ ઉઘાડી. યોગેશ્વર તેનો ભાવ સમજ્યો—કારણ તેને સેવા કરવા દીધી હોત તો તે સુખી થાત. તે બારીઓ ઉઘાડી આવી, એટલે તેણે હેતથી કહ્યું:—"પવન નાખવાની ના કહી તેથી ખોટું લાગ્યું? નાખ ત્યારે."

બંસરીબાલા પવન ન નાખતાં સૂઇ ગઇ.

"કેમ પવન નહિ નાખે?"

"ના, તમને ખોટું લાગે!"

"તું તો ભોળી છે—ગાંડી છે, તું વિશ્રામ લેવાને બદલે મ્હારા પગ ચાંપવા અને પવન નાખવાની મહેનત કરે તે શું મ્હને ઠીક લાગે?" સ્ત્રીનું દુઃખ જાણનાર પતિએ સહજ હસી પત્નીને હૃદય સરસી ચાંપી કહ્યું. બંસરી પતિની છાતીમાં મ્હોં સંતાડી ઉષ્ણ આંસુથી પથારીને ભીંજવવા લાગી.

"એ તો ઠીક પણ બંસરિ! તું મ્હને ચ્હાય છે?" યોગેશ્વરનો આ પ્રશ્ન સાંભળી બંસરી શર્માઇ ગઇ.

યોગેશ્વર સ્વગત વિચારવા લાગ્યોઃ—"વિનોદિની, બંસરી, હું કોને વધારે ચ્હાઉં છું? વિનોદિનીને? ના! બંસરીને? ના! ત્યારે શું હું એમને બન્નેને ચ્હાઉં છું? વિનોદિની પુષ્પ ને બંસરીબાલા મધુ કે વિનોદિની મધુ અને બંસરીબાલા સુવાસ? મધુ પીવાથી તૃષ્ણા મટે—સુવાસથી તૃષ્ણા મટવાની નહિ! ત્યારે હું કોને વધારે ચ્હાઉં છું? વિનોદનીને કે બંસરીબાલાને? આ હૃદય કે જે બંસરીબાલાને અર્પણ કર્યું છે તે વિનોદિનીને કેમ અર્પી શકાય? વળી મધ મીઠું અને સુવાસ મનોહર! મધ સારું કે સુવાસ સારી? ત્યારે હું કોને ચ્હાઉં છું? અરેરે! બંસરીબાલાએ જીતેલું હૃદય વિનોદિનીએ લઇ લીધું છે! જે ગુણો બંસરીબાલામાં છે તે ગુણો વિનોદિનીમાં પણ છે. અરેરે! પણ હું ચોર બનું છું, વિશ્વાસઘાતક થાઉં છું! બંસરિ! દેવિ! હું તને કેવી રીતે સુખી કરી શકીશ. તું જેને પ્રત્યક્ષ દેવતા માને છે તે ત્હારા વિશ્વાસને પાત્ર નથી. ત્હારા જેવા પારિજાત પુષ્પથી શું મ્હારા જેવા દેવતાની પૂજા? મ્હારી પૂજા તો લાકડીથી જ થવી જોઇએ! અરેરે બંસરિ! મ્હારા જેવા દુષ્ટને તું શા માટે ચ્હાય છે!"

યોગેશ્વરનાં લાલ બની ગયેલાં નેત્રોમાંથી અશ્રુધારા નીકળી પડી! અધીરા થઇ ચોરની માફક બ્હીતાં બ્હીતાં, તેણે બંસરીબાલાના અંગને સ્પર્શ કર્યો. તે બોલ્યોઃ—"બંસરિ! હું ત્હારા સ્નેહને યોગ્ય છું કે?"

"ભ—લી રીતે!" બંસરીબાલાએ અર્ધજાગ્રત અવસ્થામાં પ્રત્યુત્તર આપ્યો.

યોગેશ્વર ! જે મનુષ્યને ત્હારે ભૂલવું જોઇએ તેને નહિ ભૂલે તો ત્હારી ક્ષતિ—તેની ક્ષતિ—સંસારની ક્ષતિ—અને તે સાથે એકાદ બે સંબંધીઓની ક્ષતિ થશે ! તું પૂછીશ કે તેને ભૂલવા શું કરવું ? કરવાનું એ જ કે, એ રસ્તે ત્હારે જવું નહિ, તેના નામનું પણ સ્મરણ કરવું નહિ, જ્યાં તેની ચર્ચા થતી હોય ત્યાં ઉભા રહેવું નહિ, જવું પણ નહિ. તેનું સ્પર્શન, સંભાષણ, દર્શન, સ્મરણ—એ સર્વેથી સદાસર્વદા ત્હારે દૂર રહેવું. નહિ તો નક્કી સમજજે કે તું તેને ભૂલી શકનાર નથી ! તે તને ભૂલી શકનાર નથી ! તેથી ત્હારો સંસાર બગડશે, ત્હારો આલોક બગડવાની સાથે પરલોક પણ બગડશે ! તું મરીશ ! એ મરશે, અને બીજાં એક બે પણ મરશે !

---

## પ્રકરણ ૬ હું.

---

### સૂતિકાગાર.

વિનોદિનીના આગમનને લગભગ ચારેક માસ થઇ ગયા છે. શ્રીમતી બંસરીબાલાને હવે સૂતીકાગારમાં પ્રવેશ કરવો પડ્યો છે; કારણ થોડા દિવસ થયાં તેણે એક પુત્રને જન્મ આપ્યો છે. ભગવતી નવદુર્ગા શ્રીકાન્તને વિનોદિનીને સ્વાધીન કરી, આહાર નિદ્રા ત્યાગ કરી, જપતપને મુકી દઇ પુત્રવધૂની સેવા ઉત્તમ પ્રકારે કરે છે. નવકુમારનું મ્હોં જોઇ પિતામહીના હર્ષનો પાર રહેતો નથી. તેને શોક એટલો જ થાય છે કે આવા સંસારસુખમાં ફક્ત એક જ પ્રકારની ખામી છે કે કુમારના પિતામહનો પત્તો નથી !

જો તેમનાં શુભ પગલાં એક વખત સંસારમાં થાય તો તેમને કેટલો બધો આનંદ થાય? કયા પિતાનું હૃદય પુત્રના સુખી ગૃહસંસારને તથા પૌત્રાદિને જોઈ, આનંદથી ઉભરાઇ જતું નથી?

ભગવતીએ બે હાથને બદલે દશ હાથનું કાર્ય કરવા માંડ્યું. તેના યોગીનો પુત્ર, કુમારીનો બાળક!—હવે ભગવતીને બીજી શાની મહત્વાકાંક્ષા છે? તો પણ કેટલીક વખત તે સ્વગત વિચાર કરે છે કેઃ—"મ્હને લાગે છે કે તેઓ સંન્યાસી થઇ ગયા છે! પરંતુ તેમણે ગૃહસ્થ હોવા છતાં પૌત્રમુખનું દર્શન કર્યું નહિ; આ દેવીરૂપ વધૂનું મુખદર્શન કર્યું નહિ, આવા દેશમાન્ય પુત્રની પરિસ્થિતિ જોઇ નહિ! એ બધું જોવા રહ્યા હોત તો તેઓ આજે સુખનાં સ્વપ્નાંઓથી ગાંડાઘેલા થઇ ગયા હોત!"

બંસરીબાલાને પુત્રનો પ્રસવ થવાથી તેને પણ એક પ્રકારનો આનંદ થયો. બન્ને પુત્રોથી તે પોતાના સ્વામી ઉપર સંપૂર્ણ અધિકાર ચલાવી શકે તેમ છે. તે યુગલકુમારની માતા થઇ છે! એ બે સુવર્ણમય પ્રણયબંધનથી તે પોતાના સ્વામીને બાંધી રાખે, સ્વામીના ઉપર પ્રબળ અધિકારનો વિસ્તાર કરી શકે તેમ હતું, તથા તે બીચારીની આશા ને વિશ્વાસ પણ તેવો જ હતો.

બંસરીબાલા સૂતિકાગારમાં બેસી પોતાના મન સાથે અનેક પ્રકારના વિચારો કર્યા કરે છે. નવકુમારને ખોળામાં રાખી, તેને કેટલીક વખત કોઇ ન હોય ત્યારે પ્રેમથી ચુંબન કરી અનનુભૂત સુખસ્વાદનો અનુભવ લે છે. એક સમયે તે નવકુમારને પોતાના ખોળામાં લઇ બેઠી હતી તેવામાં એકાએક યોગેશ્વર અને શ્રીકાન્તે,—પિતા પુત્રે સાથે જ સૂતિકાગારમાં પ્રવેશ કર્યો. શ્રીકાન્ત ન્હાના ભાઇને લેવા માટે ઉત્સુક બન્યો. નવકુમાર બાળકને બંસરીબાલાએ એક ગરમ રુમાલ

સાથે નીચે મૂક્યો. યોગેશ્વરે પોતાના નવકુમાર પુત્રને ઉંચકી લઇ તેના અધરોષ્ઠપર એક ચુંબન કર્યું. શ્રીકાન્ત ભાઇને લેવા ઉંચો નીચો થવા લાગ્યો; છેવટે યોગેશ્વરે શ્રીકાન્તને નીચે બેસાડી તેના ખોળામાં નવકુમારને મૂક્યો. શ્રીકાન્તે પણ સ્નેહપૂર્વક ભાઇને ચુંબન કર્યું. અને તેનાં નેત્રો સાથે પોતાનાં નેત્રોનું મિલન કરી તેને ખુશી કરવાનો વ્યર્થ પ્રયત્ન કરવા લાગ્યો. બંસરીબાલાએ સહજ સ્મિત કરતાં પ્રશ્ન કર્યોઃ—
"આજે એકાએક કેમ કાંઇ કૃપા થઈ ગઇ ?"

યોગેશ્વર હવે પત્ની પાસે લજ્જા કિંવા અન્ય કોઇ કારણને લીધે વિશેષ આવતો નહોતો. તે ફુરસદનો સમય પોતાના દિવાનખાનામાં બેસી અંગ્રેજી નવલકથાઓ વાંચવામાં વ્યતીત કરતો હતો. પત્નીના પ્રશ્નથી તેને કાંઇ યાદ આવ્યું! વિનોદિનીની સ્મૃતિ તાજી થઇ! તે સાથે વળી જાણે પોતે ગુન્હેગાર હોય અને ક્ષમા માટે પ્રાર્થના કરતો હોય તેમ તેણે નીચું જોયું, અને પોતાના પગના અંગુઠાથી જમીન ખોતરવા લાગ્યો. બંસરીબાલા પતિની ચર્યા જોઈ, વિશેષ વિચારમાં પડી. તેના મુખ ઉપરનો આનંદ ઉડી ગયો! તેને ખાત્રી થઈ કે પતિદેવતાએ ખરેખર આત્મમેધ યજ્ઞની શુરુઆત કરી દીધી છે! એ યજ્ઞની અંદર પોતે પતિ, તેનાં બે બાળકો તેમ જ વૃદ્ધ માતા ભગવતી નવદુર્ગાનું વગેરે અનેક જણનું બળિદાન દેવાય છે! પ્રાચીન કાળમાં રાજાઓ અને બીજા ધનાઢ્યો અનેક ઉચ્ચ કામનાઓની સિદ્ધિ અર્થે અશ્વમેધાદિ યજ્ઞો કરતા હતા; પરંતુ હાલ કોણ જાણે કયા દુર્ગુણોને લઈ અનેક આર્યપુત્રોએ ભૌતિક કામનાઓ સિદ્ધ કરવા, આત્મયજ્ઞ આરંભ્યા છે?! તેઓ પોતાના સંબંધીઓ—પ્રાચીન ઇતિહાસપ્રસિદ્ધ આર્યપ્રજાને હોમવા ઉભા થયા છે. અરેરે! પવિત્ર ભારત દેશ! ત્હારી આવી દશા!

# પ્રકરણ ૭ મું.

## વિપિનવિહારી.

સુરતમાં યોગેશ્વરના અંગત સ્નેહીઓમાં ખાસ કરીને એક વિપિનવિહારી હતો, તે સાહિત્યસેવા કરી પોતાની આજીવિકા ચલાવતો હતો. તેની સ્થિતિ સાધારણ હતી; તો પણ તે ઉત્કૃષ્ટ લેખક અને સર્વોત્તમ કવિ ગણાતો હતો. પ્રસ્તુત પ્રસંગે વિપિનવિહારીની ઉમર લગભગ ત્રીસેક વર્ષની હતી. તે શરીરે એકવડીઓ હોઇ તેની શારીરિક સ્થિતિ જોઇએ એવી સારી નહોતી.

વિપિનવિહારીની પત્નીનું નામ હેમલતા હતું. હેમલતાના પિતા શાળાખાતામાં માસ્તર હતા. ઘરની સ્થિતિ છેક જ ગરીબ હોવા છતાં, માસ્તર સાહેબ સુધરેલા વિચારના હતા. તેમણે પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરીને પુત્રીને યોગ્ય શિક્ષણ આપ્યું હતું. હેમલતા ઘણી સ્વરૂપવતી હતી. પ્રથમ તો તેના સ્વરૂપથી મોહિત થઇ અનેક શેઠીઆઓએ તેના માટે માગું કર્યું હતું; પરંતુ એકાદ કમઅક્કલ શ્રીમંતને ફક્ત ગાડી વાડી અને લક્ષ્મીનું સુખ જોઇ, પોતાની પુત્રી આપવાની માસ્તર સાહેબની બિલ્કુલ ઇચ્છા નહોતી. ગરીબ ભલેને હોય; પરંતુ વિદ્વાન્, સુશીલ અને પરોપકાર આદિ ગુણોથી જે વિભુષિત હોય, તેને જ પોતાની પુત્રી આપવાની માસ્તર સાહેબની મહત્વાકાંક્ષા હતી; પરંતુ પોતાની મહત્વાકાંક્ષા પૂરું થતાં પહેલાં જ તેઓ બીચારી હેમલતાને આ અસાર સંસારમાં એકલી મૂકી સ્વર્ગવાસી થયા. હેમલતાની માતા તેના દુર્ભાગ્યે તેની બાલ્યાવસ્થામાં જ સ્વર્ગવાસિની થઇ હતી.

માસ્તર સાહેબની સ્થિતિ સાધારણ હોવાથી હેમલતાને પોતાનો

નિર્વાહ ચલાવવાના વાંધા પડવા લાગ્યા. લગ્ન થતાં સુધી પોતાનું પોષણ કયા રસ્તેથી કરવું તે વિચારમાં હેમલતા નિમગ્ન રહેતી.

છેવટે માસ્તર સાહેબના એક સ્નેહીએ કેટલીક સિફારસ કરાવી, તેને શાળાખાતામાં નોકરી અપાવી. આથી કરીને હેમલતા પોતાનો નિર્વાહ તો ચલાવવા લાગી. સ્કૂલમાં નોકરી મળ્યા પછી તેના સુશીલ સ્વભાવને લીધે વિપિનવિહારી સાથે તેનું લગ્ન થયું. પતિ અનુરૂપ મળ્યો અને સઘળું યથાસ્થિત થયું.

વિપિનવિહારીને માતા પિતામાં કોઇ નહોતું; ફક્ત તેના કાકા એકલા જ હતા; પરંતુ તેને પોતાના કાકા સાથે આજે ઘણી મુદત થયાં બનતું નહિ તેના કાકાનું નામ આનંદચંદ્ર હતું. તેમની ઉમર લગભગ સીત્તેર વર્ષની હતી; તો પણ શરીરપ્રકૃતી એકાદ ૪૦—૪૫ વર્ષની ઉમ્મરના માણસ જેવી હતી. દુઃખદ પ્રસંગો કેવા હોય છે, તેનું અદ્યાપિપર્યંત તેમને જ્ઞાન થયું નહોતું. મનુષ્યના વર્તન સંબંધી તેમણે કેટલાક નિયમો બાંધ્યા હતા; તે નિયમાનુસાર તેઓ સ્વતઃ ચાલતા હતા. બીજાઓ પણ પોતાના નિયમાનુસાર વર્તે એવી તેમની મહત્વાકાંક્ષા હતી. તેઓ તદ્દન નિર્વ્યસની હતા. ટૂંકામાં કહીએ તો નિર્વ્યસની-પણાના તેઓ એક જીવતા જાગતા નમૂના રૂપ હતા તેઓ ઘણા ઉદાર હતા. ઇશ્વરની કૃપાથી તેમની પાસે વડિલોપાર્જીત દ્રવ્ય પણ પુષ્કળ હતું; આથી કરીને તેમણે પોતાની ઇચ્છાથી એક મોટી લાયબ્રેરી પણ ખોલી હતી. એ લાયબ્રેરી વડોદરામાં હોઇ આનંદચંદ્રનું નિવાસસ્થાન પણ ત્યાં જ હતું.

આનંદચંદ્રનું વર્તન ચોખ્ખું તેમજ ન્યાયી હતું; પરંતુ દયાને માટે તેમાં અવકાશ નહોતો. તેમને ખબર નહોતી કે એકલા ન્યાયના કાંટા ઉપર આંગળી રાખવાથી કાંઇ પણ ચાલતું નથી. તેમનો સ્વભાવ

પણ વિચિત્ર હતો. એક વખત જે મનમાં ઉતર્યું તે ખરું; પછી તે સત્ય હો કે અસત્ય હો ગમે તેમ હો! વળી બીજું એમ હતું કે પોતાના નિયમોથી કોઇ વિરુદ્ધ વર્તનનું મનુષ્ય હોય તો તેઓ તેના પ્રતિ ઘણા નિષ્ઠુર રહેતા. પુસ્તકો એકઠાં કરવાનું તેમને જબરદસ્ત વ્યસન હતું. વળી પુસ્તકોને તેઓ સાક્ષાત પ્રભુસ્વરૂપે જોતા! પુસ્તકોનો સંગ્રહ કરવામાં જ તેઓ પોતાના આયુષ્યની ઇતિકર્ત્તવ્યતા સમજતા હતા. તેમની લાયબ્રેરીમાં ન્હાના મ્હોટા મળી લગભગ પચાસ-હજાર ગ્રંથો હતા. આ પુસ્તકોને જોતાં જ તેમને બ્રહ્માનંદ થતો હતો.

તેમનો બંગલો પણ વિશાળ હતો. બંગલાની અંદર માત્ર ત્રણ માણસો જ હતાં. એક આનંદચંદ્ર પોતે, બીજો તેમના પ્રાયવેટ સેક્રેટરી શ્યામચરણ અને ત્રીજી આનંદચંદ્રે પુત્રીના માફક ઉછરેલી સરલાસુંદરી.

આનંદચંદ્રને સંતાનમાં કોઇ નહોતું જેથી તેમણે એક અનાથ બાળિકા સરલાસુંદરીને તેની બાલ્યાવસ્થાથી ઉછેરીને મ્હોટી કરી હતી. સરલાનો ઇતિહાસ પ્રકટ કરતાં એક બીજી મ્હોટી કથાની આવશ્યકતા થઈ પડે તેમ છે; માટે અત્રે ટૂંકમાં જ તેનો ખ્યાલ કરાવ્યો છે કે સરલા આનંદચંદ્રની પુત્રી નહિ; પરંતુ કોઈ દુઃખી કુટુંબની નિરાધાર બાળિકા હતી કે જેને પિતારૂપ આનંદચંદ્ર જેવા આશ્રયદાતાની પ્રાપ્તિ થઇ હતી. સરલાસુંદરીની વર્તમાન સ્થિતિની કેટલીક માહિતી અમે યથાક્રમે આપીશું.

* * * * *

કેટલાંક વર્ષો અગાઉ વિપિનવિહારી ઉપર આનંદચંદ્રનો ઘણો જ પ્રેમ હતો. તેઓ વિપિનવિહારીને પોતાના પુત્ર પ્રમાણે ગણતા હતા; પરંતુ તેમના આચારશાસ્ત્રની કેટલીક કલમો વિપિનવિહારીને પસંદ નહોતી. તે તેને એકતરફી અને સંકુચિત લાગતી હતી. આથી કરીને

વિપિનવિહારીના આયુષ્યક્રમના આરંભમાં જ—તેની વીસ પચીસ વર્ષની ઉમ્મરે જ બન્નેનાં મન એક બીજાથી ઉંચાં થયાં. એક બીજાથી જૂદાં થયેલાં હૃદયોનું પછી સંધાન ન થયું તે ન થયું જ; કારણ ઉપર જણાવવામાં આવ્યું છે કે આનંદચંદ્રના મનમાં જે આવ્યું તે આવ્યું ! પછી તે સત્ય હો યા તો અસત્ય ! !

વિપિનવિહારી પોતાની મિલકતની દેખરેખ રાખે, લાયબ્રેરીની વ્યવસ્થા રાખે, ગ્રંથસંગ્રહાલયના સ્તુત્ય ઉદ્દેશમાં પોતાને સહાયતા કરે—સારાંશ કે એકાદ ખાનગી કારભારી તરીકે તે પોતાની પાસે રહે એવી આનંદચંદ્રની મહત્વાકાંક્ષા હતી !

આવા પ્રકારના સુખની પુષ્કળ પ્રાપ્તિની અને થોડા અધિકારની નોકરી સાધારણતઃ કયા તરુણને મોહ પમાડે નહિ ! પરંતુ વિપિન-વિહારી એવા સાધારણ પુરુષોમાંનો નહોતો. તેનાથી પણ અધિક યોગ્યતાના અને અધિક ઉપયુક્તતાના કાર્યવ્યવસાયમાં જીવત વ્યતીત કરવું એવી તેની મહત્વાકાંક્ષા હતી. વાંચનાલયમાં પુસ્તકો એકઠાં કરી તેના તરફ કૌતુકથી જોઇને બેસી રહેવું એ જ આયુષ્યની ઉચ્ચતમ ઇતિકર્ત્તવ્યતા છે એવો આનંદચંદ્રનો નિયમ કોઈ પણ રીતે વિપિન-વિહારીના મનમાં ઉતરી શક્યો નહિ.

વિપિનવિહાગી પોતાના સંમતને મિલિત થતો નથી એવું જ્યારે કાકાએ જાણ્યું ત્યારે તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ—" મ્હારી પાસે રહે તો મ્હારા જેવું શુદ્ધ વર્તન રાખવું પડે, સ્વચ્છંદતા બિલ્કુલ ચાલે નહિ, અને તેથી કરીને જ તેને મ્હારા વિચારો પસંદ આવતા નથી."

" સ્વચ્છંદતાથી ચાલવાનો મ્હારો વિચાર હોવાથી હું આપની પાસે રહેતો નથી એવી જો આપની સમજ હોય તો તે ભૂલ ભરેલી છે. સમાજનાં દુઃખોનું નિવારણ કરવું એવો આપના પ્રમાણે મ્હારો

પણ વિચાર છે; પરંતુ ફેર એટલો જ છે કે આપ વિશિષ્ટ દુઃખો તરફ જ લક્ષ્ય આપો છો. સમાજમાંના જૂદી જૂદી જાતના લોકોમાં મળી, તેમનાં વ્યસનો, તેમની પ્રવૃત્તિ વગેરેનું ખાસ નિરીક્ષણ તથા મનન કરી, તેમનાં સર્વ દુઃખોનું મૂળ શોધી કાઢવું તથા તે મૂળનો વિચ્છેદ કરવા જીંદગીપર્યંત પ્રયત્ન કર્યા કરવો એવી મ્હારી ઇચ્છા છે. અને તેથી જ આપનો સંકુચિત આયુષ્યક્રમ મ્હને પસંદ નથી." આવા પ્રકારે પોતાના કાકાને સમજાવવા વિપિનવિહારીએ ઘણો યત્ન કર્યો પરંતુ તેનું કાંઈ સાર્થક થયું નહિ. ઉપર તેમના સ્વભાવદર્શનમાં સૂચવી દીધું છે કે તેમના મનમાં જે ભરાયું તે ભરાયું જ !

બન્નેનાં હૃદય એકબીજાથી ઉંચાં થયાં. આનંદચંદ્રની ઇચ્છા વિરુદ્ધ જવું તે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે અને મ્હોં ધોવા જવું એવું હતું; કિન્તુ કર્ત્તવ્યમાર્ગ આગળ વિપિનવિહારીને પોતાના સુખની-લક્ષ્મીની ચિંતા નહોતી. પોતાના દુર્દૈવી બાંધવોની દુર્દશાનું કારણ શોધી કાઢી, તેમને સુધારી ઠેકાણે લાવવા બનતો પ્રયત્ન કરવો એ કાકાની મિલકત મેળવવા કરતાં હજાર ઘણું અધિક મહત્વનું છે એવું તેનું હૃદય-તેનો આત્મા જ તેને કહેતો હતો.

કાકાથી જૂદો થયા પછી વિપિનવિહારી સુરતમાં આવીને રહ્યો તથા જે ઠેકાણે સમાજમાંનાં નિત્કૃષ્ટ લોકો રહેતા હતા તે સ્થળે રહી તેમના આયુષ્યક્રમનું તેમની સાથે મળી જઇને તેણે નિરીક્ષણ કર્યું. પોતાનો અનુભવ પ્રસિદ્ધ માસિકપત્રોમાં લખી તેમાંથી જે મળે તે ઉપર એ પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. ત્યાર પછી કુટ્ટણખાનાંઓ, પીઠાંઓ, જુગારખાનાંઓ વગેરે સ્થળોએ પવિત્ર બુદ્ધિથી ફરી ત્યાંથી તેણે વસ્તુસ્થિતિનો અનુભવ મેળવ્યો.

પીઠાંઓ તથા જુગારખાનાંઓની મુલાકાત લેવાની તેને હોંશ

હતી એમ નહોતું; પરંતુ એ વ્યસનમાં લોકો શા માટે પડે છે, એટલો બધો મોહ પમાડનાર કયી જાદુઈ વસ્તુ એમાં છે, તથા એ વ્યસનોનું મૂળ શામાં છે એ શોધી કાઢવા માટે તે ઉપયુક્ત સ્થળોએ જઈ, ત્યાંના હલકટ વ્યસની લોકોને મળતો, અને પૈસાનો તેમ જ નીતિનો ભંગ થવા ન દેતાં તે યોગ્ય ઉપાયોનો પ્રચાર કરતો.

વિપિનવિહારી પીઠાંઓ અને જુગારખાનાઓમાં જાય છે વગેરે હકીકત આનંદચંદ્રને મ્હોડે આવવાથી તેઓના મનમાં ભત્રિજા સંબંધી જે સાધારણ લાગણી હતી તે પણ ચાલી ગઈ. તેઓ કહેવા લાગ્યા કેઃ—" મ્હને લાગતું હતું કે છોકરો બગડશે ! મ્હારી પાસે નહોતો રહેતો તે આટલા માટે જ ! ! છોકરાનું નસીબ જ ફર્યું ! ! " આવી તેમણે પોતાના મન સાથે કલ્પના કરી.

---

# પ્રકરણ ૮ મું.

---

## યોગેશ્વરનું ઔષધ.

" મૃગજલ સમ સ્નેહી સ્નેહસિન્ધુ ધરે છે,  
હૃદયમૃગ બિચારું આશ રાખી મરે છે;  
સરપશિર મણિ ને પ્રેમ પ્રેમી તણો આ,  
વિષ રગ રગ વ્યાપે પ્રાપ્ત થાયે કદી ના ! "

—કલાપી.

યોગેશ્વરનાથી ચિત્તસંયમ કરી શકાયો નહિ. ચિત્તજય તે જગજ્જય કરતાં ઘણો કઠિન છે ! જો યોગેશ્વર પોતાના હૃદયને સહજ પણ કાબૂમાં રાખી શકતો હોય તો તે સ્મશાન

વૈરાગ્યની માફક સમય પૂરતું જ. સંસારી મનુષ્યનું ચિત્ત બીજાં કાર્યોમાં ભળે તેટલી વખત પશુવૃત્તિઓ દબાઈ રહે એટલું જ.

યોગેશ્વર નિયમાનુસાર સ્નાન આહાર કરે છે. કામથી પરવારી ઘેર આવે છે અને ઘરના વ્યવહાર તરફ વિશેષ લક્ષ્ય આપતો નથી; છતાં તે એક દારુણ વ્યાધિમાં સપડાયો છે. તે વ્યાધિ વિનોદિનીનું દુ:ખ જોઈને ઉત્પન્ન થતી ચિંતા છે. દશથી ચાર વાગ્યા સુધી કોર્ટનું કામ કરે છે, તથા સ્હવારમાં ન્હા પીને એક કલાક બ્હાર ફરી આવે છે; ત્યાર પછી ઘેર આવી ન્યૂસપેપરો ઉથામે છે અને વખત થતાં ભોજન કરી કોર્ટમાં જાય છે. સ્હાંજે પોતાના એકાદ મિત્ર સાથે પોતાની ગાડીમાં એ એક કલાક ફરી આવી સંધ્યા સમયે ઘેર આવે છે. પછીથી બાળક શ્રીકાન્ત સાથે હાસ્યવિનોદ કરે છે. એ દશ વાગ્યે પ્રવૃત્તિથી નિવૃત્ત થવા પથારીમાં પડે છે; પરંતુ નિદ્રાદેવી કોઇ પણ દિવસે એકાએક કૃપા કરતી નથી! કારણ વિનોદિનીનું ચિંત્વન! આ ચિંત્વનથી તેની નિદ્રા પણ ચાલી ગઇ! રાતભરમાં જો ઘડી આરામ મળે તો સ્વપ્નું પણ તેનું જ! કેટલીક વખત તો સ્વપ્નમાં પણ લવી ઉઠે છે કે, "વિનોદ! હું ત્હારા દુ:ખનો નાશ કરીશ! હું તને સહાય કરી ત્હારું જીવન સુખમય કરીશ!"

દિવસે દિવસે યોગેશ્વરનો વ્યાધિ વધતો જ ચાલ્યો. એક દિવસે સંધ્યાકાળે બન્ને મિત્રો—વિપનવિહારી ને યોગેશ્વર પગે ચાલતા જ ફરવા નીકળી પડયા તાપીના પૂલપર ઉપર ફરતા ફરતા તેઓ ઘણે દૂર નીકળી પડયા. વિપિનવિહારીએ યોગેશ્વરના હૃદયની સ્થિતિ તપાસવા માંડી.

"ભાઇ! ખોટું લગાડશો નહિ, મ્હારે તમને એક વાત પૂછવી છે!"

"શી?"

"હું એમ ધારું છું કે તમે કોઇને ચ્હાઓ છો; પરંતુ તેમાં સફળ થઈ શકતા નથી; તેથી જ તમારા મુખ ઉપર વિષાદનાં ચિન્હો જણાય છે! કેમ ખરું કે નહિ?" ચતુર લેખકે ચિકિત્સા કરી.

"આપની કલ્પનાશક્તિ બહુ બળવતી જણાય છે." મહાકષ્ટે હસીને યોગેશ્વરે કહ્યું.

"મશ્કરી નથી. ઘણું કરીને તો મ્હારી આ કલ્પનામાં બિલ્કુલ ભૂલ નથી."

"કયા લક્ષણથી આપે આવી કલ્પના કરી?" દુઃખી ભાવે યોગેશ્વરે પૂછ્યું.

"ચોર પોતે કરેલી ચોરીનો સ્વીકાર કરે કે?" વિપિન-વિહારીએ હસતાં હસતાં કહ્યું, "એ તો પોતાના મ્હોં ઉપરના ભાવથી જ પકડાય! તમે વિના કારણ શા માટે છુપાવો છો? પ્રથમ તમે બહુ આનંદી હતા. આખો દિવસ તમારું વદન હાસ્યપ્રફુલ્લ રહેતું. હમણાં એક બે માસમાં એવો બનાવ બન્યો હોવો જોઇએ કે જેથી તમે આવી દુઃખી સ્થિતિમાં આવી ગયા છો. હાસ્યપ્રસંગે તમે હસો છો ખરા; કિન્તુ તમારું એ હાસ્ય પ્રાણશૂન્ય, નિરાગ્ર અને નિર્જીવ હોય છે. તમારાં કપડાં પણ તમે પ્રથમ પ્રમાણે વ્યવસ્થાસર પહેરતા નથી. તમારું ચિત્ત સદાસર્વદા બીજી કોઇ વસ્તુ તરફ આકર્ષાયલું રહે છે. તમારી પ્રત્યેક વસ્તુની અવ્યવસ્થા જોઈ હું ધારું છું કે તમે ચિત્તશૂન્ય થતા જાઓ છો. વળી તમારી હાલની અવસ્થામાં પણ તમારી પ્રતિમા એવી સુંદર છે કે હું પુરુષ છું તો પણ મુગ્ધ થઇ જાઉં છું! તમારા સૌંદર્યમાં વિલક્ષણ મોહિની છે! તમને જોઇને અનેક રાણીઓ ભાન ભૂલે એમાં કંઈ આશ્ચર્ય નથી! તેમાં વળી તમે રસિક છો. જે વયમાં પુરુષની પ્રથમ પ્રેમાકાંક્ષા ચોમાસાની ઉછળતી

નદીની પેઠે પ્રેમીના સંગમ તરફ દોડે તે વયમાં પણ તમે ક્યારનાએ આવી ચુક્યા છો ! તમારી હૃદયનદીને તોફાને ચઢેલી જોઇ હું અનુમાન કરું છું કે તમને તમારી પ્રેમિકા તરફ જતાં કોઇ રોકે છે અને તમારું મન સર્વદા ઉદ્વિગ્ન રહે છે !"

"તમારા જેવા એક વિદ્વાન્ લેખક સિવાય બીજું કોણ આવી સુંદર કલ્પનાઓ કરી શકે ?" યોગેશ્વરે હસીને કહ્યું.

"ભાઇ ! આ મ્હારી કલ્પના નથી ! હમણાં પણ તમારું હાસ્ય તેવાજ પ્રકારનું છે, મ્હેં સાંભળ્યું છે કે ગાન કરવામાં તમારો કંઠ કિન્નરના જેવો છે. જેઓમાં આવા ગુણો હોય છે તેઓ સહજમાં નરનારીનાં ચિત્ત ચોરી લે છે ! તમે કોઇનું ચિત્ત ચોર્યું છે અને તમારું ચિત્ત બીજી કોઇ વ્યક્તિએ ચોર્યું છે, એમાં તો સહજ પણ સંદેહ નથી. ભાઇ ! તમે મ્હારાથી શા માટે ગુપ્ત રાખો છો ? આ દુઃખ દાવાનળમાંથી તમે બચી શકો એવો કોઇ રસ્તો હશે તો તે હું તમને તે બતાવીશ, અને તમારું દુઃખ દૂર થાય તેવો પ્રયત્ન કરીશ."

"ઠીક છે, તમારા પ્રશ્નોનો પ્રત્યુત્તર હું એક બે દિવસમાં આપીશ હમણાં તો હવે આપણે ઘર તરફ જ પાછા ફરીશું; કારણ વખત ઘણો વીતી ગયો છે."

"નહિ, તમારે મ્હને હમણાં કહેવું પડશે. તમે જાણી જોઇને શા માટે દુઃખી થાઓ છો ?"

ઘણી આનાકાની પછી યોગેશ્વરે કહ્યું:–તમારું કથન સત્ય છે." આમ કહી પોતાની સઘળી હકીકત તેણે વિપનવિહારીને કહી સંભળાવી.

વિપિનવિહારીએ સઘળી હકીકત સાંભળી રહ્યા પછી કહ્યું:–ભાઇ ! તમે જાણી જોઇને અગ્નિમાં પડતું મૂકો છો ! તમે વિદ્વાન્ છો, ચતુર છો. સારાસારનો વિચાર કરવાને શક્તિવાન્ છો. તમે દુનિયાને બીજાં

ચક્ષુથી જોવાનો યત્ન શા માટે કરો છો? તમે ભાવપ્રેરણ મનુષ્ય છો. તમારા મન ઉપર જલ્દીથી ડાઘ પડે છે. મોહનો ત્યાગ કરી આ દુઃખ ઉત્પન્ન કરનાર જાળમાંથી મુક્ત થાઓ. મનની ગતિને બીજી દિશાએ ફેરવવાથી સમયના જવા સાથે સર્વ ભૂલી જવાશે.

"પ્રિય ભાઇ! તમે વિચાર કરી જુઓ, તમે કુલીન છો; કુટુંબની માનમર્યાદા સાચવવી એ કુલીનનો મુખ્ય ધર્મ છે. પોતાની પાપપૂર્ણ ઇચ્છા પૂર્ણ કરવા કુટુંબના ઉપર કલંક બેસાડવું તથા પતિપરાયણા સાધ્વી સતીને દુઃખી કરવી એ શું તમને ઉચિત લાગે છે? આજે તમે જેને રતિ જુઓ છો તે કાળક્રમે તમને કાચનો ટુકડો ભાસશે, તે સમયે તમારા દુઃખની સીમા નહિ રહે; તે સમયે તમને અત્યાર કરતાં સહસ્ત્રધા અધિક અનુતાપ થશે. સંયમ એ મનુષ્યનો મહદ્ ધર્મ છે. આપણી પાપી ઇચ્છાઓને રોકી તેની પ્રબળ સત્તાનો અમલ આપણા ઉપર ન થવા દેવો એ જ મનુષ્યની ઇતિકર્ત્તવ્યતા છે. તમારા મનમાં જે વ્યથા થાય છે તે પ્રેમને લીધે થતી નથી. તેને તમે પ્રેમ સમજશો નહિ. એ તો ફક્ત રૂપતૃષ્ણા છે. રૂપ એ મનનું જ કારણ છે. તમારામાં હવસ પેદા થયો છે. જે ઝેર તમે પીવા માગો છો તે ગળ્યા પછી પાછું કાઢવું મુશ્કિલ થઇ પડશે; માટે તમે તેનાથી દૂર રહો. બે ચાર માસ રજા મેળવી તમે એકલા બહાર ગામ ફરી આવો યા તો તેને જ પોતાને ઘેર જવા દો. બાકી તમારામાં એટલી બધી શક્તિ નથી કે તમે મનોનિગ્રહ કરી શકો."

યોગેશ્વર વિપિનવિહારીને કાંઇ પણ ઉત્તર ન આપતાં નીચી નજરે તેનું કથન સાંભળી રહ્યો હતો. તે વિચારસાગરનાં તોફાની મોજાં સાથે તણાતો હતો. વિનોદિનીના રૂપલાવણ્યની મનોહર લહરિયો તેનાં નેત્રો સમક્ષ ઉપસ્થિત થઇ હતી! તેની સ્થિતી ઘણી

કરૂણાજનક થઇ પડી હતી. તેણે વિપિનવિહારીને કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ. બન્ને મિત્રો ઘર તરફ વળ્યા અને એક બીજાના નિવાસ સ્થાન તરફ વિદાય થયા. વિપિનવિહારીને યોગેશ્વરની અવસ્થા માટે ઘણું લાગી આવ્યું.

## પ્રકરણ ૯ મું.

### દરિદ્રતાની પરિસીમા !

લગભગ મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. અંધકારની અપ્રતિહત સત્તાને રસ્તા ઉપર સળગતા ગૅસના દીવાઓ રોકીને પોતાનો પ્રકાશ પ્રસારી રહ્યા હતા. મનુષ્યોનો અવર જવર ક્વચિત્ જ માલૂમ પડતો હતો.

એક સાધારણ ગૃહના મેડા ઉપર વિપિનવિહારી બેઠો બેઠો લખતો હતો. રૂમમાંના મોટાં ઘડીઆળમાં બારના ટકોરા થયા. તેનું કાર્ય એટલું બધું ત્વરાથી ચાલતું કે છેવટના બે ટકોરા જ તેણે સાંભળ્યા. તેણે ઘડીઆળ તરફ દૃષ્ટિ કરી. કાંઇક આશ્ચર્ય લાગ્યું હોય એવું તેના મુખ ઉપરથી જણાયું. તે સ્વતઃ બરબડ્યોઃ—“શું બાર વાગી ગયા? અરે! મધ્યરાત્રિનો સમય થયો? ત્રણ કલાક એટલામાં જ પસાર થઇ ગયા! અરે! મ્હને કલ્પના પણ નહોતી!” આવા ઉદ્ગાર તેના મુખમાંથી એકાએક બહાર પડયા.

લખાતી ન્હાની નવલકથાનાં ટેબલ ઉપર પડેલાં પાનાં તેણે એકઠાં

કર્યાં, અને તે સ્વગત કહેવા લાગ્યોઃ—“ દશ વાગ્યા પછી ફક્ત પંદર જ પાના લખાયાં! સ્હવારથી મ્હેં કાર્યની શુરુઆત કરી છે; છતાં નવલકથા ધારવા જેટલી લખાઇ નહિ. પહેલાં હું આવી ન્હાની નવલકથાઓ એકેક દિવસે લખી કાઢતો હતો!” આ પ્રમાણે વિચાર કરી તેણે પુનઃ હૉલ્ડર ઉંચક્યું; છતાં આગળ લખવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઈ નહિ. ખુરસી ઉપર બરડો નાખી, ઉંચા હાથ કરી તેણે આળસ મરડ્યું. બીડીના બે ચાર સડાકા પણ માર્યા; છતાં આગળ લખવા માટે ઉત્સાહ ઉત્પન્ન થયો નહિ.

“આમ કેમ થાય છે? વિચારો તો ઘણા સૂઝી આવે છે; પરંતુ પ્રથમાનુસાર શબ્દોદ્વારા તે પ્રદર્શિત કરતાં ફાવતું નથી. વિચારોનો પ્રવાહ પ્રથમ પ્રમાણે જ ચાલે છે; પરંતુ વાક્યરચના સહજમાં તૈયાર થઈ શકતી નથી.” ડાબા હાથપર માથું ટેકાવી વિપિનવિહારી વિચાર કરવા લાગ્યોઃ—“ મ્હારું શરીર તો નહિ બગડ્યું હોય? પરંતુ એમ બનવાનો સંભવ નથી! જમવાના કાર્યમાં હું ઘણો જ સાવચેત રહું છું; હમ્મેશાં એક વખત સાધારણ જમવાથી કાંઇ અપચો થાય નહિ અને અપચો થયા સિવાય શરીર બગડે નહિ.”

એટલામાં રૂમનું દ્વાર ઉઘાડી હેમલતાએ અંદર પ્રવેશ કર્યો. તે પતિ જે ખુરસી ઉપર બેઠો હતો તેની પાછળ આવીને ઉભી રહી. પ્રણયિનીનું દર્શન થતાં જ તેણે તેને ખુરસી ઉપર પોતાની સાથે જ બેસાડી, તથા તેના સુંદર મુખ ઉપર હાથ [illegible] ફેરવતાં તેણે પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું:—“ હું તો ધારતો હતો કે તું નિ[illegible] ગઇ હોઇશ?”

“ક્યારનીયે હું બિછાના ઉપર આળોટું છું; પરંતુ નિદ્રા આવતી જ નથી. વળી નિદ્રા કેમ કરીને આવે? આપ હાલ સખ્ત

મ્હેનત કરો છો અને હું ઘોર્યાં કરું તે શું સારું કે? હવે આ ઘસડ-ઓરો ક્યાં સુધી ચલાવવાનો વિચાર છે ?"

"તું શું કહે છે? ઘસડઓરો! મ્હારા ઉત્કૃષ્ટ ગ્રંથોની સમાલોચના કરવાનું કાર્ય તો તને ઉત્તમ પ્રકારે આવડે છે!" પ્રસ્તુત વાક્ય વિપિનવિહારી સહજ ક્રોધસૂચકસ્વરે બોલ્યો. બીચારી પ્રણયિની હેમલતાનાં નેત્રો આંસુથી ઉભરાઇ ગયાં; કારણ તે કાંઇ ઉપર્યુક્ત વાક્ય કોઈ પણ પ્રકારના તિરસ્કારયુક્ત ભાવથી બોલી નહોતી. પત્નીને ખોટું લાગ્યું જાણી વિપિનવિહારી તેની પીઠ ઉપર પ્રેમથી હાથ ફેરવતાં ફેરવતાં કહેવા લાગ્યોઃ—"વ્હાલી, ત્હારું કહેવું સર્વાંશે સત્ય છે! ઘસડઓરો નહિ તો બીજું શું? તેની કિંમત પણ તેટલી જ. સો પાનાં લખાશે ત્યારે ક્રૂર હૃદયનો હરિગોવિંદ શેઠ દશ રૂપિયા આપશે. આટલી મ્હેનત બદલ દશ રૂપિઆ તો દશ! એટલાથી પણ આપણું પોષણ થાય છે, છતાં હવે પ્રથમાનુસાર મ્હારાથી લખી શકાતું નથી."

"એ તો ઠીક; પરંતુ આટલા થોડા પૈસા આપતાં પ્રકાશકોને શર્મ નહિ આવતી હોય?" હેમલતા પ્રકાશકોની કૃપણતા માટે તિરસ્કાર પ્રદર્શિત કરતાં કહેવા લાગી.

"અરે! પૈસાની વાત તો જાણે ઠીક છે; પરંતુ હરિગોવિંદ શેઠ તો એવી પ્રકૃતિના છે કે કેટલાંક મ્હારાં લખેલાં પુસ્તકો તેમણે પોતાના નામથી પ્રકટ કર્યાં છે અને પોતે વિદ્વાન્ હોવાનો ખોટો ડોળ કર્યો છે."

"તો પછી તમે શા માટે તેમને લખી આપો છો? શું બીજા પ્રકાશકો નથી?"

"પરંતુ સાહિત્યને ઉત્તેજન ક્યાં મળે છે? આજકાલ નવીન

લેખકોને પ્રકાશકો તરફથી જોઇએ એવું ઉત્તેજન મળતું નથી. વળી પ્રથમથી જ હરિગોવિંદ શેઠે મ્હને આશ્રય આપ્યો છે એટલે તેમને કેમ છોડી દેવાય ?”

“તો પછી તેમની પાસે વધારે પૈસાની માગણી કરો !” હેમલતાએ સૂચવ્યું.

“પરંતુ તું જાણે છે કે હવે પ્રથમ પ્રમાણે ચમત્કારિક વાર્ત્તાની માગણી થતી નથી. સમાજની અભિરૂચી બદલાઈ છે. હવે તો સમાજનું યથાર્થ ચિત્ર દર્શાવનાર વ્યવહારિક વાર્ત્તા જ જનસમાજને પસંદ પડે છે, તથા તેવી વાર્ત્તા પ્રકટ કરનારાં પત્રોની પણ ક્યાં ખોટ છે ?”

“ત્યારે જનસમાજને અનુકૂળ થઇ પડે એવી વાર્ત્તાઓ શા માટે નથી લખતા ? જો તેમ કરો તો તમારું પુસ્તક મનોરંજક થાય તેમ જ બોધપ્રદ પણ નીવડે.”

વિપિનવિહારી અલ્પસમય પર્યંત સ્તબ્ધ રહ્યા પછી કહેવા લાગ્યોઃ—“તું કહે છે તે સત્ય છે; પરંતુ હવે નવી સ્ટાઇલ ઉપર નવલકથા લખવા પૂર્વે ઘણા જ વિચારો કરવા આવશ્યક છે; જો કે એવી વાતો હું લખી શકું તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી; પરંતુ તે પૂર્ણ કરવાને બે ત્રણ માસની મુદત લાગે તો ત્યાં સુધી ઘર ખર્ચ ક્યાંથી ચલાવવું ?”

“કેમ, તમારા ખાસ સ્નેહી યોગેશ્વરને કહેશો તો તે પણ તમને મદદ કરશે.”

“તું જાણે છે કે હું મિત્રો પાસેથી કદપિ આર્થિક મદદ મેળવતો નથી ! અપવાસ કરવાનો વખત આવે તો હરકત નહિ; પરંતુ તેમ કરવું એ યોગ્ય નથી. ઘણા અનુભવને અંતે જ મ્હેં આવો નિશ્ચય કર્યો છે ?”

"હાલમાં તેમની તબિયત કેમ છે?"

"ઠીકાઠીક."

"એમ કેમ વારું?"

"કાંઇ નહિ સહજ જ; તબિયત સારી છે."

"હું પણ બંસરીબાલાના નવકુમારનાં દર્શન કરવા એકાદ દિવસમાં તે તરફ જનાર છું."

"હા અવશ્ય જજો."

પત્ની ત્યાંથી શયનાલયમાં ગઇ. વિપિનવિહારીએ પોતાનું હૉલ્ડર આગળ ચલાવ્યું!

* * * * *

વિપિનવિહારીનું લેખનકાર્ય ઘણી જ ત્વરાથી ચાલતું હશે. તેનું હૉલ્ડર નાગપુર મેઇલની ઝડપથી દોડતું હતું. લગભગ પાએક કલાક એ પ્રમાણે ચાલ્યું ત્યાર પછી તેને કાને કોઇનો ક્રન્દનધ્વનિ સંભળાયો.

અવાજ ઉપરથી સ્પષ્ટ સમજાઈ આવતું હતું કે કોઈ બાળક રડે છે! વિપિનવિહારીનું મન તે તરફ વળ્યું. તેણે હૉલ્ડર નીચે મૂક્યું તથા કોણ રડે છે તે જોવા માટે તે દરવાજો ઉઘાડીને છજામાં આવ્યો.

તેની રૂમના દીપકનો પ્રકાશ છજામાં પડતો હતો. મેડા ઉપર જવાના દાદરમાં બે ન્હાનાં બાળક એક બીજા સાથે બેઠાં હતાં. વિપિનવિહારી ત્યાં આવીને જુએ છે તો તેણે શારદાપ્રસાદનાં સંતાનો શશિકાન્ત અને યમુનાને ત્યાં બેસીને રડતાં જોયાં. "તમે રડો છો શા માટે? રાત્રિ અડધી વીતી ગઇ છતાં સૂઇ કેમ નથી ગયાં? ઉંઘ નથી આવતી કે શું?" વિપિનવિહારીએ પ્રેમળ સ્વરે પૂછ્યું.

"ઓ વિહારી કાકા! અમને બિલ્કુલ ઉંઘ નથી આવતી." શશિકાન્તે વિપિનવિહારી તરફ ટગર ટગર જોતાં કરુણાજનક કંઠે કહ્યું.

"કેમ, ત્હારા પિતા હજી ઘેર નથી આવ્યા ?"

"પિતાશ્રી નોકરી શોધવા ગયા છે તે પાછા આવ્યા જ નથી. ઘણો વખત થયો છે એટલે હવે જલ્દી આવવા જોઇએ !" યમુનાએ કહ્યું.

"શશિકાન્ત ? તું પુરુષ થઇને ગભરાય છે શું ? તને કેટલાં વર્ષ થયાં છે વારુ ?"

થોડો વખત વિચાર કરી શશિકાન્ત બોલ્યોઃ—"હં—બરાબર, આ શિવરાત્રિના દિવસે મ્હને આઠમું વર્ષ ઉતરી નવમું બેસશે; તે સમયે બાપા મને આગગાડી અપાવવાના છે !"

"અરે વાહરે વાહ ! તને આગગાડી મળી એટલે તું આખા સુરતમાં ભપકાથી ફરવાનો ! વારું, કહે જોઉં કે તને આગગાડી મળશે એટલે પ્રથમ ક્યાં જઇશ ?"

"આગગાડી હાથમાં આવી એટલે તો પ્રથમ બરફીવાળાની દુકાને જઇ બશેર બરફી લઇ આવીશ; પણ કાકા ! મ્હારા પિતાશ્રી ક્યારે આવશે ? અમને ઘણી ભૂખ લાગી છે !" શશિકાન્તે ક્ષુધાનો અનુભવ થવાથી કહ્યું.

"શશિકાન્ત ! યમુના ! તમને ભૂખ લાગી છે ? જમ્યાને કેટલો વખત થયો ?" વિપિનવિહારીએ પૂછ્યું.

"બપોરે જમ્યાં હતાં; પિતાશ્રીના બહાર ગયા પછી અમે કાંઈ ખાધું નથી. અમને હવે તો ઘણી જ ક્ષુધા લાગી છે." યમુનાએ ઉત્તર આપ્યો.

બાળકોની આવી કરુણાજનક સ્થિતિ જોઇ વિપિનવિહારીને ઘણું લાગી આવ્યું. તે સ્વગત વિચારવા લાગ્યોઃ—"અરેરે ! આપણા સમાજની આ કેવી સ્થિતિ ! શારદાપ્રસાદ જેવા ઉદ્યોગી તથા સરળ મનુ-

બનાં બાળકોને પેટ પૂરતું અન્ન સુદ્ધાં મળતું નથી !”

“ શશિકાન્ત અને યમુના ! ચાલો રોટલી અને શાક છે, જોઉં જોઇએ કે તમારા બન્નેમાંથી કોણ વધારે ખાઇ શકે છે ?” વિપિન-વિહારીએ કહ્યું.

શશિકાન્તને ઉંચકી લેવાને માટે વિપિનવિહારી નીચો વળ્યો. તેનો બાંધો સાધારણતઃ મજબૂત હતો; પરંતુ માનસિક શ્રમ અને તેને યોગ્ય મોબદલો ન મળવાથી થયેલી નિરાશા વગેરે કારણોથી આઠ વર્ષની ઉમ્મરના શશિકાન્તને પણ તે ઉંચકી શક્યો નહિ !

વિપિનવિહારી એ બન્ને બાળકોને પોતાની રૂમમાં લઈ ગયો, તથા હેમલતાએ તેને માટે રાત્રે જે જમવાનું રાખી મૂક્યું હતું તે તેણે બાળકોને સોંપી દીધું.

બાળકોને ત્વરાથી જમતાં જોઇ વિપિનવિહારીને પ્રથમ તો કાંઇક આનંદ થયો; પરંતુ થોડા સમય પછી તેનું મન અસ્વસ્થ થયું. તે વિચારવા લાગ્યોઃ—“ આજે તો મ્હેં બાળકોને જમાડયાં; પરંતુ કાલે તેમની કેવી અવસ્થા થશે, તથા તેવી અવસ્થા ક્યાં સુધી રહેશે ? અરેરે ! આ બાળકો પ્રમાણે દેશમાં કેટલાં બાળકો ભૂખથી રીબાય છે ! આ આપણા સમાજની કેવી અધોગતિ ?! ”

આવા પ્રકારના વિચારોમાં વિપિનવિહારી નિમગ્ન થઈ ગયો. પોતાના લખવાના કાર્યનું પણ તેને સ્મરણ રહ્યું નહિ. વિચારમાળા વધવા લાગીઃ—“ કેટલા પુરુષો પોતાને સુખી જોઇ આખી દુનિયાને સુખી માની મૉટરકારોમાં ને ઘોડાગાડીઓમાં ફરે છે, મિષ્ટાન્ન ઉડાવે છે ! ત્યારે બીજી બાજૂ આ એમના જ દેશબાંધવો કેવા રીબાય છે ! અરેરે ! એમને પેટ પૂરતું અન્ન પણ મળતું નથી એટલું જ નહિ પણ કેટલાક બુદ્ધિશાળી પુરુષો સુદ્ધાં દારિદ્રદુઃખથી રઝળી રખડી

રીબાઇને પોતાનું દુઃખપૂર્ણ જીવન પૂર્ણ કરે છે ! આ કાંઇ શોકનો વિષય છે ?"

"અમારો શશિકાન્ત તેમ જ યમુના અત્રે છે કે ?" એવું મોડી રાત્રે ઘેર આવીને જ્યારે શારદાપ્રસાદે વિપિનવિહારીને પૂછ્યું ત્યારે જ તેનો વિચારપ્રવાહ અટક્યો, તથા તેણે બાળકોને મેડે પહોંચાડયાં. બાળકો જમવા બેઠાં ત્યારથી તે વિચારસાગરમાં નિમજ્જિત થઈ ગયો હતો અને તેથી કરીને બાળકોને મેડે પહોંચાડી આવવાનું તે તદ્દન વિસરી ગયો હતો.

વિપિનવિહારીનું મન પોતાના કાર્યવ્યવસાય તરફ પુનઃ વળ્યું નહિ. તે વિચારવા લાગ્યો કેઃ—"એનો એ પ્રશ્ન વારંવાર મ્હારા અંતરમાં ઉત્પન્ન થાય છે. આપણા આ સકળ સાધનસંપન્ન અને સમૃદ્ધ દેશમાં હજારો લોકોની સ્થિતિ સર્વથા શોચનીય—દુઃખદારિદ્ર્યપૂર્ણ છે, તથા તેઓ ઘણું દુઃખપૂર્ણ જીવન ગાળે છે. આ વિષય ઉપર એક મ્હોટો ગ્રંથ લખી સમાજવ્યવસ્થાની દીન દશા દર્શાવવી એવી મ્હને પ્રથમથી જ પ્રબળ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી; છતાં હજુ સૂધી મ્હેં કાંઈ કર્યું નહિ ! સેંકડો તરૂણ ગ્રંથકારો આવું ઉચ્ચતમ પ્રકારનું ધ્યેય ત્યાગી આજીવિકા નિર્વાહાર્થે રસિક વાર્ત્તાઓ લખવામાં જ પોતાનું આયુષ્ય વ્યતીત કરે છે. મ્હેં પણ અદ્યાપિપર્યંત તેમ જ કર્યું છે, અને આવું ઉચ્ચતમ પ્રકારનું ધ્યેય છોડી ગ્રંથપ્રકાશક તરફથી મળતી સામાન્ય રકમ માટે મ્હારી બુદ્ધિમત્તાનો દુરુપયોગ કર્યો છે. આ કેવો અધઃપાત ! ! આ એક પ્રકારનો વિક્રય નહિ તો બીજું શું ? વેશ્યાને સમાજમાં ઘણી જ હલકા પ્રકારની ગણવામાં આવે છે; કારણ કે તે તનુવિક્રય કરે છે; પરંતુ મ્હને લાગે છે કે પૈસાને માટે પ્રકાશક લખાવે એવું લખાણ લખનારા મ્હારા જેવા ગ્રંથકારો કિંવા

વર્તમાનપત્ર અને માસિકના સંપાદકો વેશ્યા કરતાં પણ અધિકતર નીચ છે. વેશ્યાઓ તો પોતાના શરીરને જ વેચે છે અને અમે તો આત્માને વેચીએ છીએ; વળી તે પણ કેટલા માટે ? ફક્ત નજીવી રકમ માટે જ ! ”

આવા પ્રકારના વિચારો કરતાં વિપિનવિહારી પોતાના ઓરડામાં આમ તેમ આંટા મારવા લાગ્યો. એકાએક તેનું લક્ષ્ય રૂમમાં પડેલી એક ટ્રંક તરફ ગયું. ટ્રંક ઉઘાડી તેમાંથી તેણે એક જુનું બંડલ બહાર કાઢ્યું, તથા બંડલને જોઈ તે સ્વગત કહેવા લાગ્યો:—“ આ મ્હારો અત્યંત મહત્વનો ગ્રંથ છે. આ ગ્રંથ જો પૂર્ણ કર્યો હોત તો કેવો ઉત્તમ નીવડત ? ભૂખથી રીબાતા દેશબાંધવોની દુઃખી અવસ્થા સમાજને પ્રદર્શિત કરવા માટે હવે હું આ ગ્રંથ જ પૂર્ણ લખી કાઢીશ. આપણા દુઃખી બાંધવોની અંતર્સ્થિતિ સુધરે એવા હેતુથી જ આ ગ્રંથ મ્હેં લખ્યો છે. આ ગ્રંથને પૂર્ણ કરતાં લગભગ સાત આઠ માસ લાગશે તથા તૈયાર થયા પછી મહેનતના પ્રમાણમાં જો કે વિશેષ કાંઈ મળનાર નથી તો પણ તે પ્રસિદ્ધિમાં આવશે. મ્હારા આત્માની મુક્તિ કર્યા જેવું થશે. અદ્યાપિપર્યંત મ્હારો આત્મા પ્રકાશક તરફ જોતો હતો. હવે તેમ થનાર નથી જ.” વિપિનવિહારીના મુખ પ્રદેશ ઉપર દૃઢતાનાં ચિન્હ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. એટલામાં કર્મધર્મસંયોગે તેની નજર લખાતી વાર્તાનાં પાનાં ઉપર પડી. તત્કાળ તેનું મુખમંડળ તિરસ્કારભાવથી મલિન બની ગયું.

ચાલૂ વાર્તાનાં પાનાં તેણે એકઠાં કર્યાં. એક ક્ષણ વિચાર કરવામાં પસાર થઇ ગઈ. “ સામાન્ય રકમ માટે શું હું મ્હારો આત્મા વેચું ? એમ કદાપિ બનનાર નથી. ઘણી મુદતથી આવા વિચારના પ્રકાશકની સેવા કરી છે. હવે તો હું ગુલામગિરીમાંથી મુક્ત થઇશ

જ!" ફરીથી એક વખત તેણે પાનાં તરફ દૃષ્ટિ કરી તથા તરત જ દીવાના મનુષ્યાનુસાર તેણે કરેલી મહેનત ધૂળધાણી કરવા માંડી. તેણે તે પાનાંઓને ફાડી નાખ્યાં. તે પાનાંઓનાં સેંકડો કડકા થઈ ગયા; પરંતુ થોડા સમય પછી ચિત્ત સ્વસ્થ થતાં તેને વિચાર આવ્યો કેઃ–

"મ્હેં આ વાર્તા તો ફાડી નાખી; પરંતુ હવે પૈસા વિના કેમ થશે? મ્હારે લીધે–મ્હારા અવિચારને લીધે, મ્હારી વ્હાલી પત્નીને હું શા માટે દુઃખ આપું! તેણે મ્હારે લીધે ઘણાં સંકટો સહન કર્યાં છે. તે મ્હારે માટે અપવાસ પણ કરશે, છતાં અવિચારને લીધે હું તેને અપવાસી રાખવાનો વખત લાવ્યો એ ઠીક કર્યું કે? આત્માની બંધનમાંથી મુક્તિ કરવા જતાં હું સારાસારનો વિચાર તદ્દન ભૂલી ગયો!"

ચિંતાથી તેમ જ દુઃખથી વિપિનવિહારી તદ્દન ઉન્માદગ્રસ્ત મનુષ્ય જેવો બની ગયો. ઓરડામાંની પ્રત્યેક વસ્તુ તેને વિપરીત દેખાવા લાગી. ઓરડાની ભીંતો ફરે છે એવો તેને ભાસ થવા લાગ્યો! તેના શરીરનો પ્રત્યેક અવયવ, પ્રત્યેક નસ કંપવા લાગી!! તેની આંખોએ અંધારાં આવ્યાં તથા તરત જ મુર્છિત થઇ તે જમીન ઉપર ઢળી પડયો!!



# પ્રકરણ ૧૦ મું.

## વિધવાની વેદના!

" ન લાગે કૈં વેળા પ્રણયી પ્રણયીથી મળી જતાં,
રહે ના કૈં ભીતિ, રતિરસતણું ઐક્ય બનતાં;
ભલે પ્રીતિ પહેલાં, પરિચય કદી લેશ નવ હો,
ભલે પહેલી દૃષ્ટિ, પ્રણય કરવાનો સમય હો. "

* * *

" પરવશ થવું વ્હાલું શાને યુવાન દિલે હશે?
પરવશ થઇ રોવું શાને, યુવાન દિલો ચહે?

—કલાપી.

યોગેશ્વરના સંસારમાં જો મુખ્ય વ્યક્તિ જોવા જઇએ તો તે વિનોદિની જ છે. તે શ્રીકાન્તની સેવા કરે છે, બન્ને સમયે રસોઇ બનાવે છે, ભગવતી નવદુર્ગાની પણ સંભાળ લે છે, તથા અન્ય વ્યક્તિઓથી ગુપ્ત રીતે યોગેશ્વરના ચિત્તવિનોદની ચેષ્ટા કરે છે. યોગેશ્વરને તે જ ભોજન પીરસે છે, તેજ જળપાન કરાવે છે, તે જ પાનનું બીડું આપે છે, તે જ કચેરીમાં પહેરી જવાના પોષાકની વ્યવસ્થા કરી રાખે છે.—યોગેશ્વરના દેખતાં કોઈ કોઈ સમયે અંતરના ઉંડાણમાંથી નિઃશ્વાસ મૂકે છે. યોગેશ્વર પણ વિનોદના સ્થિર—સૌદામિની તુલ્ય રૂપની જ્યોતિ જોઈ અવાક્ બની જાય છે.

એક દિવસે સંધ્યાકાળ પછી યોગેશ્વર પોતાના દિવાનખાનામાં બેસી આહાર કરતો હતો. સ્હામે વિનોદિની ઉભી હતી. દિવાનખાનામાં બીજું કોઇ નહોતું. વાયુથી કંપતી દીપશિખા પ્રમાણે પૂર્ણ યો-

વનના રૂપની શીખા પ્રકાશી રહી છે,-ઝમક ઝમક કરી રહી છે. પાસેની બત્તીનો પ્રકાશ તેના મુખ ઉપર પડી રહ્યો છે. યોગેશ્વર નિર્નિમિષનેત્રે વિનોદનું દર્શન કરે છે. એકાએક કોણ જાણે શું વિચારથી યોગેશ્વરે પોતાનાં નેત્રો બીજી દિશા તરફ ફેરવ્યાં. વિનોદિનીએ તરત જ એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

એ દીર્ઘ નિઃશ્વાસે યોગેશ્વરના મર્મપ્રદેશમાં સ્પર્શ કર્યો. ફરીથી તેનાં અતૃપ્ત નેત્રયુગલ વિનોદિનીના તરફ વળ્યાં. અનેક ક્ષણ સુધી વિનોદિનીના હળાહળ તુલ્ય રૂપનું પાન કરી યોગેશ્વર બોલી ઉઠયો:- "વિનોદ! તું કેવી સુંદર છે ?"

"ના—ના, કૃપા કરીને એ હકીકતને યાદ કરશો નહિ." વિનોદિનીએ કરુણાપૂર્ણ કંઠે કહ્યું.

"પરંતુ ત્હારા સૌંદર્યનું દર્શન કરતાં પુરુષ પાગલ બની જાય છે ! ખરેખર વિનોદ ! તું સુંદરતાનો અદ્વિતીય નમુનો છે."

આટલું બોલતાં બોલતાં મેઘદૂતની નિમ્નલિખિત લીટીઓનું યોગેશ્વરને સ્મરણ થઈ આવ્યું:-

"શ્યામ વેશે નહિ નિચિ ઉંચી, ફૂટડાં ગાત્રવાળી,
ઘાટે નાની, હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી;
હારેહારે દશન કણિઓ રત્ન જેવી જણાંતી,
શોભે ઝીણી કળિ અધરની બિંબશી રાતી રાતી.
ઉંડી નાભિ ઉદર વિલસે પાતળી કે'ડ જેની,
ભારે ઉંચા સ્તનથી કટિમાં, સે'જ નીચી નમેલી;
શ્રોણી ભારે મલપતી રુડી ચાલતી ધીમી ચાલે,
નારીરૂપે, પ્રથમ વિધિએ, હોય નિર્મેલી જાણે."

વિનોદે લજ્જાતિશયથી નીચું જોઇને કહ્યું:—"મ્હેં કોઇ

દિવસે આયનામાં મ્હારૂં મ્હોં જોયું નથી. કોઈ પણ સુંદર પુરુષે હજી સૂધી મ્હારા રૂપની પ્રશંસા કરી નથી તો પછી તમે ભગિનીપતિ થઇ આવી વ્યર્થ પ્રશંસા કેમ કરો છો ?"

"હું પ્રશંસા નથી કરતો. સત્ય કથા જ કહું છું કે, તું સુંદર છે ! ઘણી જ સુંદર છે ! !"

"પરંતુ આવી વાત કરવાનું અત્યારે શું પ્રયોજન છે !"

યોગેશ્વર જમી પરવારી આસમ ચેર ઉપર પડયો સિગાર ફુંકવા લાગ્યો. સિગાર ફુંકતાં ફુંકતાં હજી પણ તે વિનોદિનીના મુખનું અધીર ભાવે દર્શન કરવા લાગ્યો. વિનોદિની વિશેષ સમય ત્યાં ન બેસતાં તે રૂમમાંથી બહાર નીકળવા જતી હતી કે તરત જ યોગેશ્વર તેના તરફ જવા લાગ્યો. વિનોદિની ત્વરાથી પોતાના ઓરડા તરફ જવા લાગી. યોગેશ્વર થોડે સૂધી પાછળ ગયો; પરંતુ પછીથી કાંઈ વિચાર આવવાથી પાછો ફર્યો. આ વખતે કોઈ ચોર પ્રમાણે યોગેશ્વરનું સર્વાંગ કંપતું હતું. એક ચોરને પકડાઇ જવાની જેટલી ભીતિ રહે અને તે ધ્રુજે તેવી જ યોગેશ્વરની સ્થિતિ હતી; પરંતુ તેની આ સ્થિતિ વિશેષ સમય રહી નહિ.

છેવટે યોગેશ્વર મ્હાર બેઠો બેઠો તમાકુનું સેવન કરવા લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો કેઃ—"બંસરીબાલા મ્હને પ્રિય લાગતી નથી, કારણ તે રસથી અજ્ઞાત છે—પ્રેમ જાણતી નથી, વિરહવેદના સમજતી નથી, પ્રેમાલાપનું તેને ભાન નથી." આવો વિચાર કરતાં કરતાં છેવટે થયું એ કે યોગેશ્વરે પોતાના હૃદયની પ્રીતિધારાને તેના સ્વાભાવિક માર્ગમાં ન વહેવા દેતાં કૃત્રિમ નહેરોમાં વહેવા દેવાનો સંકલ્પ કર્યો. આ માર્ગમાં એક પ્રકારનો અવરોધ આવી પડવાથી તેનો સંકલ્પ વધારે દઢતર થયો, તેના પ્રયત્નો આ અવરોધને ઓળંગી આગળ વધવાનો

પ્રયત્ન કરવા લાગ્યા. યોગેશ્વરને પોતાના હૃદયની ગતિની ખબર નહોતી. જો તેણે પોતાના પ્રેમપ્રવાહને સ્વાભાવિક રસ્તે વહેવા દીધો હોત તો તેનું રક્ષણ થાત, તેની સતી સ્વરૂપિણી સહધર્મિણીનું રક્ષણ થાત અને કુટુંબનું પણ રક્ષણ થાત; પરંતુ યુવાવસ્થા, સ્વાધીનતા અને વિલાસવિભવમાં પોતાનું આયુષ્ય પસાર કરનારાં સ્ત્રીપુરુષોનું અંતર કેટલું બધું નિર્બળ હોય છે એ સર્વે સમજી શકે તેમ છે. વાસ્તવિક રીતે વિકારને‌ા સ્વભાવ જ એવો છે કે, જેમ જેમ સ્ત્રી અથવા પુરુષનું મન એ વિકારના વિચારોમાં વિશેષ તન્મય થતું જાય છે તેમ તેમ તે સ્ત્રી અથવા પુરુષના હૃદયમાં વિકારનું વધારે ને વધારે પ્રાબલ્ય થતું જાય છે. **कामांधा नैव पश्यंति** એ સૂત્રાનુસાર યોગેશ્વરનાં અંધ નેત્રોમાં નીતિ તેમ જ સત્યતાનો શીતળ પ્રકાશ પ્રકાશિત થયો નહિ. તેને એમ જ લાગ્યું કે તેની દુર્જય પ્રણયતૃષ્ણા બંસરીબાલાથી પ્રશમિત થવાની નથી. હરિ! હરિ!

વિનોદિનીની હકીકત યાદ કરવામાં જ સાર નથી. તેના રૂપ સ્હામે દ્રષ્ટિ કરી શકાતી જ નથી. જેટલું તેના રૂપનું પાન કરીએ છીએ તેટલા આપણે રૂપસાગરમાં વિશેષ ડૂબીએ છીએ. વિનોદ વિધવા છે એ અપરાધ તો વિનોદનો નથી! જે દેવતાએ વિનોદનું અપાર સૌંદર્ય યોગેશ્વરને દેખાડ્યું તે જ દેવતાએ વિનોદિનીને વિધવા કેમ કરી?! યોગેશ્વર પાછીથી એ રૂપસાગરમાં ડૂબ્યાથી કેવી રીતે બચી શકે? ઉપભોગાર્થે તો સૌંદર્યસૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે જેને જે અનુપમ લાગે તે તેનું ઉપભોગ્ય. છતાં વિનોદિની પર સ્ત્રી છે! તેણે આવીને યોગેશ્વરના આનંદસાગરમાં વિષાદના તરંગો ઉપસ્થિત કર્યા છે. વિનોદની દૃષ્ટિમાં કોણ જાણે શું છે—યોગેશ્વર એ દૃષ્ટિના—જ્વાળામુખીના—અગ્નિમાં સળગવાની પ્રાણહારક મહત્વાકાંક્ષાનું પોતાના મનમાં પોષણ કર્યા કરે છે.

પેલી તરફ વિનોદિની પોતાના ઓરડામાં જઈ, વિષણ્ણવદને અનેક ક્ષણ સુધી બેસી રહી. એકાએક કોણ જાણે શા વિચારથી તેણે પોતાના મુખના પ્રતિબિંબનું એક ન્હાના આયનામાં દર્શન કર્યું. દર્શન કરી સ્વગત વિચારવા લાગીઃ–"એવું કહેવામાં આવે છે કે વિધવાનાં રક્ત, માંસ થોડા જ સમયમાં સુકાઈ જાય છે. આટલો બધો સમય જતાં સુધી હું એક પત્થરની માફક બેસી રહી—મ્હેં સંસાર તરફ દૃષ્ટિ પણ ન કરી; છતાં હજી મ્હારી જ્વાળાનો ધ્વંસ થયો નહિ! ઓગણીસ વર્ષની ઉમ્મર થઇ તો પણ હજી રૂપયૌવન કાયમ જ રહ્યું; એ જતું નથી તેમ સુકાતું પણ નથી! ફલ્ગુ નદીના પ્રવાહાનુસાર એ શરીરની અંદર આવીને સુધાધારાનું વહન કર્યા કરે છે! હું અત્યાર સુધી બ્રહ્મચારિણી રહી તો પણ ઈશ્વરે મ્હને વાલુકામય કેમ ન બનાવી દીધી? પાંચ વર્ષની ઉમ્મરથી તે અદ્યાપિપર્યંત હું સ્થિરતાનું અવલંબન કરી રહી છું તો પણ કાંઇ થયું નહિ! હૃદયનો ભાવપ્રવાહ શુષ્ક થયો નહિ,–હૃદય મરૂક્ષેત્ર થયું નહિ! હવે વધારે કાળ સુધી આ કષ્ટ સહ્ય કરી શકવા અસમર્થ છું! યોગેશ્વર! ઓહ......" આટલું બોલતાં બોલતાં વિનોદિની અટકી પડી. તેનો પ્રાણ આકુળ વ્યાકુળ થવા લાગ્યો. તે બડબડીઃ–"બ્હેન! બંસરીબાલા! આટલા દિવસ સુધી ત્હારું બ્હેન જાણી રક્ષણ કર્યું છે; હવે હું લાચાર છું! નિરુપાય છું! આ અંગની અનંગવ્યથા હવે મ્હારાથી સહન કરી શકાતી નથી!"

ઉન્માદિની આ પ્રમાણે અનેક કથા બોલી, હસી–રડી તથા બકી.

અરેરે! સ્વર્ણમય પ્રતિમા બંસરીબાલા સૂતિકાગારમાં શયન કરી, દુઃખના પૂર્વાભાસથી ભીત અને વ્યથિત થઇ ક્રન્દન કરવા લાગી. સંદેહની પ્રથમ જ્વાળાથી તે જ્ઞાનશૂન્ય બની.

અરેરે! જે સંસારમાં સુખ છે, હાસ્ય છે એ જ સંસારમાં દુઃખે પ્રવેશ કર્યો! એ જ સંસારમાં પાપના અવગુંઠને પ્રવેશ કર્યો!! હરિ! હરિ!

## પ્રકરણ ૧૧ મું.

### અધઃપતન.

" અરે મ્હારી વૃત્તિ, હૃદય મમ, ને વૃત્ત મુજ એ,
ઘડીમાં શું જૂઠાં થઇ જઇ બન્યાં મોહવશ રે!
અરે! નિમાર્યું શું મમ હૃદયને ધૂળ મળવું?
અને એ કન્યાના હૃદય કુમળાને સળગવું? "

—કલાપી.

* * * *

"Beauty is a short lived tyranny."

રાત્રિનો સમય છે. આકાશમાં વાદળાંઓ આમતેમ દોડાદોડ કરી રહ્યાં છે. વચ્ચે વચ્ચે વિદ્યુતના ચમકારા થાય છે, મેઘગર્જના થાય છે, ટપક ટપક વૃષ્ટિ પણ ટપકે છે. સખ્ત ઠંડી પડે છે.

વિનોદિનીએ રસોડાના કાર્યવ્યવસાયથી નિવૃત્ત થઇ યોગેશ્વરનું ભોજન તેના દિવાનખાનામાં એક ટેબલ ઉપર લાવીને મૂક્યું છે, અને તે પોતે પણ દિવાનખાનાના પ્રવેશદ્વાર આગળ જ શેતરંજી બીછાવી સૂતી છે. બંગલામાં સર્વત્ર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થપાયલું માલુમ

પડે છે. યોગેશ્વર અદ્યાપિપર્યંત ઘેર આવ્યો નથી. તેની રાહ જોવાને માટે જ વિનોદિની આવી સ્થિતિમાં સૂતી છે! તેના સિવાય બંગલામાં સર્વ નિદ્રિત થયેલાં છે.

રાત્રિના લગભગ અગીઆરેકનો સુમાર થવા આવ્યો છે. આ સમયે યોગેશ્વરે ધીમે ધીમે બંગલાની અંદર પ્રવેશ કર્યો. બીજા કોઇ સ્થળે નહિ જતાં તે બારોબાર પોતાના દિવાનખાના તરફ વળ્યો. પુર્વે જ્યારે યોગેશ્વર બ્હારથી ઘેર આવતો ત્યારે નવદુર્ગાને બોલાવી તેની પાસે બેસી થોડો સમય વાતચિત કરતો અને ત્યાર પછી રસોડામાં જમીને શયનાલયમાં જતો. આજે કેટલાક દિવસથી તે હવે માને બોલાવતો નથી, રસોડામાં જમતો નથી, કોઇને જગાડતો નથી, ગુપચુપ ઘેર આવે છે. યોગેશ્વર ઘણી જ સાવચેતીથી પોતાના દિવાનખાના તરફ વળ્યો.

ઉભો રહે, યોગેશ્વર! ઉભો રહે! આગળ જઇશ નહિ. દિવાનખાનામાં તું પ્રવેશ કરીશ નહિ. આ જો, વિદ્યુત્ ચમકારો કરી તને અન્ય રસ્તો દર્શાવી આપે છે. આ જો સાંભળ, દેવતા ગર્જના કરી તને ત્હારી માતાની પાસે જવાનું સૂચવે છે. યોગેશ્વર! જઇશ નહિ દિવાનખાનામાં જઇશ નહિ.

પ્રખર વિદ્યુત્‌નો પ્રકાશ જોઇ યોગેશ્વર ચમકિત ભાવે આગળ વધવા લાગ્યો. જુઓ આ સૂતિકાગાર! આ સ્થળે બંસરીબાલા યોગેશ્વરના ઔરસજાત પુત્રને છાતી સરસો ચાંપી નિદ્રિતા થઇ છે. આગળ જતાં પૂજાનો ઓરડો આવ્યો કે જ્યાં માતા નવદુર્ગા ઇષ્ટમંત્રનો જપ કરે છે, અને ક્ષણે ક્ષણે પુત્ર યોગેશ્વરના કલ્યાણની કામના કરે છે, તેમ જ બંસરીબાલાના સંસારસુખ માટે પ્રાર્થના કરે છે. આગળ યોગેશ્વરનું દિવાનખાનું છે, તથા દિવાનખાનાની જોડાજોડ એક

ભાગમાં શયનાલય છે. યોગેશ્વરના દિવાનખાનામાં બંસરીબાલાનું આ-લોકનું સકળ સુખસર્વસ્વ સમાઇ રહેલું છે, અને અત્યારે એ સ્થળે સુખની કલ્પનામય નિદ્રા ઉપર સૂતી છે. વિધવા વિનોદિની! યોગેશ્વરે વિહ્વળ દૃષ્ટિથી બધું જોયું. વિજળીએ વિકટ હાસ્ય કર્યું. એ હાસ્યના પ્રકાશથી યોગેશ્વરે બધું જોયું. તો પણ યોગેશ્વર ધીમે ધીમે ધબકતા હૃદયે કોઈ અનનુભૂત સુખની કલ્પના કરતો કરતો આગળ વધવા જ લાગ્યો—તે પાછો હઠયો નહિ.

જો સાંભળ યોગેશ્વર! આ ઉંચે આવેલા અનંત આકાશમાં દેવતાઓની ભીષણ ગર્જના સાંભળ! વાયુ વ્યોમને કંપાવી પૃથિવીને વિચલિત કરે છે, એ ભયાનક અવાજ સાંભળ. સાંભળ, સાંભળ, યોગેશ્વર! એ મહાન્ અવાજ સાંભળ! એક વાર સાંભળી તેનો આંતર્ભાવ સમજી જા; એક વાર સાંભળી તેનો મર્મભેદ જાણી લે; એકવાર સાંભળી તેની વિશ્વપ્રસારિણી ભીષણ કરુણાની કલ્પના કર! યોગેશ્વર! સાંભળ! યોગેશ્વર કંપ્યો. કંપતો કંપતો તે પોતાના દિવાનખાનાના પ્રવેશદ્વાર આગળ ઉપસ્થિત થયો.

દ્વારમાં જ વિનોદિની સૂતી હતી. વિનોદ યોગેશ્વરની નજરે પડી. તેને કેવી રીતે જગાડવી એ સંબંધીનો યોગેશ્વર વિચાર કરવા લાગ્યો! એકાએક તેના ખભા ઉપરના ખેસનો છેડો વિનોદિનીના મુખ ઉપર પડયો. વિનોદ તરત જ વ્યાકુળતાથી જાગ્રત થઇ બેઠી. યોગેશ્વરનો અંદર પ્રવેશ કરવાનો રસ્તો તેણે મુક્ત કર્યો. તેણે અંદર જઇ વસ્ત્રો બદલી આરામચેર ઉપર સ્થાન લીધું. પછી તે આરામચેર ઉપર બેસી ચીરુટનો ધુમાડો કાઢવા લાગ્યો.

અત્યાર સુધી વિનોદ કે યોગેશ્વર કોઇ કાંઇ બોલ્યું નહિ. પછી વિનોદે અગ્રેસર થઇ પાનનું બીડું ભગિનીપતિના હાથમાં આપ્યું. પાન

આપતાં આપતાં તેનો હાથ કંપી ઉઠયો. વિનોદ હવે અટકી શકી નહિ. સ્મિત કરી તેણે કહ્યું:—" થોડું દૂધ પીશો કે?"

" કૃપા કરીને આપશો તો પીશ."

" ત્યારે હું લઇ આવું છું, પીશો ને ?"

યોગેશ્વર ધૈર્ય ધારણ કરી શકયો નહિ. તેણે કહ્યું:—" વિનોદ! હું તને આમ શુષ્ક કેમ દેખું છું, શું તું રડે છે?"

" હું રડું શા દુઃખે? જેમાં સુખ જણાય તેમાં જ દુઃખ હોય છે. હું સુખ તેમ જ દુઃખને ઓળખી શકું છું; શું હું આંધળી છું?!"

" સુખ દુઃખ એ પોતાના જ હાથની વાત છે. સુખી થવાનો યત્ન કરે તો સુખી થાય અને દુઃખી થવાનો યત્ન કરે તો દુઃખી થાય. તું સુખી કેમ થતી નથી?"

" તમે ભૂલો છો! સુખ દુઃખ એ મનુષ્યાધીન નથી; મનુષ્ય તેને આધિન છે. ઇશ્વરની ઇચ્છા સિવાય કોઇ સુખી ક્યા તો દુઃખી થઇ શકતું નથી. મ્હારૂં પોતાનું કોઈ એવું નથી કે જેથી હું સુખી થઇ શકું!"

" વિનોદ! તું જાણે છે કે પોતાના જ ગુણોથી પારકું આપણું થાય છે, અને પારકાનાં આપણે થઇએ છીએ. જો ત્હારૂં પોતાનું કોઇ ન હોય તો, તું ત્હારી વસ્તુસૃષ્ટિ કરી લે ને! જગતમાં પશુ પંખીઓની પણ જોડી હોય છે. જોડી હોવી એ જાણે કે આ સકળ વિશ્વસંસારનું વિધાન છે. જોડી સિવાય સંસારમાં જાણે કે શાન્તિ જ નથી. બે આત્માનું ઐકય થયા સિવાય શાન્તિ મળતી નથી. તું પણ ત્હારી શાન્તિની વસ્તુસૃષ્ટિ કરી લેને!?"

" ઇશ્વરની ઇચ્છા હશે તો સૃષ્ટિ કરી શકીશ. કારણ મદદગાર વિના સૃષ્ટિ કેવી રીતે થઇ શકે?"

"મદદગાર મળવાને શો વાંધો છે?"

"એ તો ઠીક, પરંતુ સમાજભયનું શું કરવું?"

"આપણે આપણા સુખને માટે સમાજભયની પરવા શા માટે કરવી જોઇએ? એમ ભય રાખ્યાથી કાંઇ સુખની પ્રાપ્તિ કરી શકાય નહિ. તું ત્હારી મેળે જ ત્હારું અંગત મનુષ્ય શોધી લે, અને તેના સહવાસથી સુખી થા."

"મ્હારું મન મ્હારી પાસે નથી એટલે હું કેવી રીતે શોધી લઉં?"

"તો શું ત્હારું મન પરહસ્તગત છે? તે તો પુનઃ મળવું એ મુશ્કિલ બાબત છે! પરહસ્તગત ધન પુનઃ પાછું લઇ શકાય નહિ!"

"ઉપાય નથી! જેવી લલાટલિપિ!"

વિનોદ વાત કરતાં કરતાં ઉભી થઇ અને યોગેશ્વરના તરફ આગળ આવવા લાગી. તેની પાછળ કેરોસીનનો ટેબલ લૅમ્પ બળે છે ત્યારે આગળ એક ટેબલ ઉપર વૉલસીટ બળે છે. પાછળ મ્હોટો દીવો અને આગળ ન્હાનો દીવો છે અને તે બન્ને દીવાઓના પ્રકાશની વચ્ચે ત્રિભુવનમોહિની વિનોદિની ઉભી છે. તેના માથા ઉપરનું વસ્ત્ર સહજ ખસી પડયું છે. ડાબા વક્ષના ઉપર કૃષ્ણકેશકલાપનો કેટલોક ભાગ આવીને લટકી રહ્યો છે, તેમ જ સફેદ બારિક સાડીની અંદરથી ખીલતી ગુલાબ કળીના જેવો દેહરંગ બહાર દેખાઇ આવે છે. વર્ષાઋતુની રાત્રે જેમ વાદળાંરૂપી વસ્ત્રોની અંદરથી શીતળ ચંદ્રદેવ પોતાની પ્રભા પ્રદર્શિત કરે છે તેવી રીતે વિનોદિનીની શારીરિક પ્રભા પણ પાતળા વસ્ત્રરૂપી વાદળને ભેદી વિરહવ્યાકુળ યોગેશ્વરના ઉપર પડે છે!

યોગેશ્વર પણ કાંઇ આંધળો નથી. તે આ અલૌકિક રૂપ જોવા લાગ્યો! રૂપમદિરાનું વિહ્વળ ભાવથી પાન કરવા લાગ્યો.

વિનોદ પણ જોયા કરે છે,—યોગેશ્વરને નિર્નિમિષ નયને જોયા કરે છે. તેના કાચા સોનાના જેવો રંગ, વિશાળ નયનયુગલ, સુપુષ્ઠ ઓષ્ઠદ્વય, દૃઢ પેશીબદ્ધ, બાહુયુગલ, તેનો માંસલ સ્કંધ પ્રદેશ તથા પૃષ્ઠદેશ, તેનો વિશાલ વક્ષ, પ્રદેશ—વિનોદ સઘળું ભૂલી યોગેશ્વરના અંગ પ્રત્યંગનું મુગ્ધ દૃષ્ટિથી દર્શન કરે છે. જ્યારે યોગેશ્વર ઓષ્ઠદ્વયને ખુલ્લા કરી ચિરુટ પીએ છે ત્યારે વિનોદ એ ચંચલ અધર અને ઓષ્ઠની શોભા તન્મયતાથી જુએ છે! વિનોદને લજ્જા નથી, ભય નથી—વિનોદ વિરહવ્યથાથી ભાન ભૂલી ગઇ છે! ગાઢ અંધકારમયી રાત્રિ છે. ક્વચિત્ ક્વચિત્ વિદ્યુત્ પ્રકાશે છે. જનમાનવનો શબ્દ નથી. કેવળ ક્ષણે ક્ષણે વૃષ્ટિબિંદુઓનો ધ્વનિ સ્તબ્ધ પ્રકૃતિની સજીવતા સ્થાપન કરે છે. આવી ગંભીર મધ્યરાત્રે એકાન્તમાં એક દિવાનખાનામાં આવા સુંદર અને સુંદરી, યુવક અને યુવતી ક્યાં સુધી ફક્ત નિરીક્ષણ કરીને સ્થિરતા ધારણ કરી શકે? યોગેશ્વરે શુષ્કકંપિત કંઠે ગદ્‌ગદ સ્વરે કહ્યું:— “વિનોદ! ત્હારું આવું અલૌકિક રૂપ! આટલું બધું લાવણ્ય!!”

સંધ્યાસમયના આકાશનો શુભ્ર મેઘ જેવી રીતે અસ્તાચળમાં ઉતરી પડતા સૂર્યના પ્રખર પ્રકાશથી એકાએક લાલ થઇ જાય તેવી રીતે આ શબ્દો સાંભળી વિનોદિનીનું અંગ—પ્રત્યંગ લાલચોળ થઇ ગયું; પરંતુ આ રાગરંજન સ્થિર નથી. કોઇ સમયે તે લાલચોળ દેખાય છે, કોઈ કોઇ સમયે તે ખીલતા ગુલાબી રંગથી શોભાય છે તો કોઇ સમયે પાંડુવર્ણ બની જાય છે. ઇંદ્રધનુષ્યના રંગ વારંવાર જેવી રીતે બદલાય છે તેવી રીતે વિનોદિનીના આ વદનની શોભા યોગેશ્વર જોવા લાગ્યો. છેવટે તે સ્થિર રહી શક્યો નહિ. તેનું હૃદય

ઘણી ત્વરાથી ચાલવા લાગ્યું. તે થરથર કંપવા લાગ્યો. વિરહજ્વાળાથી તે બળી જવા લાગ્યો! વિનોદ પણ કંપી ઉઠી છે. આવી કંપિત અવસ્થામાં તેના વર્ણપરિવર્તનની કેટલીક શોભા વૃદ્ધિંગત થઇ. યોગેશ્વર નિર્નિમિષ નયને કંપતા હૃદયે વિનોદ તરફ વ્યાકુળતાથી જોઇ રહ્યો. અલ્પ સમયમાં જ હિતાહિતનું સર્વથા વિસ્મરણ કરી યોગેશ્વરે પાપસાગરમાં પ્રવેશ કર્યો! સર્વનાશ!!

અરેરે! સતી સાધ્વી બંસરીબાલા! જેને ત્હેં આશ્રય આપ્યો તેણે જ ત્હારું સર્વસ્વ ધૂળધાણી કરી દીધું! હરિ! હરિ!!

---

# પ્રકરણ ૧૨ મું.

---

## ઔષધોપચારની ચિંતા.

"મજ્જાતંતુની ક્ષીણતાથી આમ થયું છે. ઈશ્વરે સઘળું સારું કર્યું; બાકી આવા પ્રસંગોમાંથી કેટલીક વખત ભયંકર બનાવો પણ બને છે."

ડૉક્ટર રજનીચંદ્ર વિપિનવિહારીની પથારી આગળ બેસીને આ પ્રમાણે કહેતો હતો.

વિપિનવિહારી જમીન ઉપર પટકાઇ પડ્યો ને જે અવાજ થયો તેથી હેમલતા જાગી ઉઠી; શું થયું તે જોવા ઉપર આવી. ઉપર આવતાં તેણે પતિને બેશુદ્ધાવસ્થામાં જોયો! હેમલતા સમયસૂચક હતી. ગભરાઈ જઇ રડવા ન બેસતાં તેણે પોતાના મેડા ઉપર રહેતા શારદાપ્રસાદને બૂમ પાડી.

શારદાપ્રસાદ તરત જ નીચે આવ્યો. તે જાતે પરોપકારી હતો એટલું જ નહિ; કિન્તુ પોતાનાં બાળકોને ભોજન કેવી રીતે મળ્યું હતું તે પણ તેણે બાળકોને મ્હોંડેથી સાંભળ્યું હતું.

શારદાપ્રસાદે વિપિનવિહારીને જમીન ઉપરથી ઉંચકી લઇ બિછાના ઉપર સૂવાડ્યો, તથા તે ડૉક્ટરને બોલાવવા ગયો. ડૉક્ટર રજનીચંદ્ર સજ્જન પુરુષ હતો. એલ. આર. સી. પી. ડી. પી. એચ. વગેરે મોટી પરીક્ષાઓમાં તે પાસ થયો હતો; તથાપિ દુર્ભાગ્યવશતઃ તે ગરીબ લોકોને જ રાત્રિના સમયે ઉપયોગમાં આવતો હતો.

હેમલતાએ સજળનયને દીનદૃષ્ટિથી ડૉક્ટર તરફ જોઇને પૂછ્યું:– "આરામ જલ્દી થશે ને ?"

"આરામ જ થશે, સમજ્યાં બ્હેન ! આમ ગભરાઇ જશો નહિ. તેમને ઘણી જ નિવૃત્તિની જરૂર છે. એક બાળક પ્રમાણે તેમણે નિવૃત્ત રહેવું જોઇએ. દિવસમાં ચાર પાંચ વખત થોડું થોડું ખાવું જોઇએ. દૂધ ઘીનો પણ વિશેષ અભ્યાસ રાખવાની જરૂર છે. વિશેષ શ્રમથી જ પ્રકૃતિ આવી ગંભીર સ્થિતિમાં આવી ગઇ છે."

હેમલતાનો કંઠ રુંધાઇ ગયો. ડૉક્ટર આગળ કહેવા લાગ્યો:– "ઓછામાં ઓછા પંદર વીસ દિવસ સૂધી તો વિશ્રાંતિ લેવી જ જોઇએ. એક માસ સૂધી લે તો વધારે સારું. આ વસતિવાળા પ્રદેશ કરતાં કોઇ એકાંત અને ઉત્તમ હવાવાળા સ્થળે રહેવાનું હોય તો ઠીક. હું પુનઃ મધ્યાન્હકાળે આવીશ." આમ કહી ડૉક્ટર ચાલ્યો ગયો.

ડૉક્ટરના ગયા પછી ઔષધપાણીના પૈસા ક્યાંથી લાવવા એ સંબંધીની ચિંતા હેમલતાને થવા લાગી.

એટલામાં તેને પતિએ લખેલી વાર્ત્તાની યાદદાસ્ત થઇ:–"વાર્ત્તા અડધ ઉપરાંત લખાઇ ગઇ છે તે લઇ શેઠ પાસે જાઉં અને તેમને

પતિની સ્થિતિના સમાચાર કહું એટલે તેઓ આ વાર્તા ઉપર યા તો ખાતે લખી દશ રૂપિયા આપશે. આરામ થયા પછી વાર્તા પૂર્ણ કરી આપશે." આવો હેમલતાએ પોતાના મન સાથે વિચાર કર્યો.

સ્હવારે પાડોશમાં રહેતા શારદાપ્રસાદને પતિ પાસે બેસવાનું કહી શેઠ પાસે જઇ રૂપિયા લઇ આવવાનો વિચાર કર્યા પછી હેમલતા પતિના લખવાના ઓરડામાં ગઈ, તથા પતિએ લખેલી વાર્તાના તેણે જ કરેલા હજારો ટુકડાઓ જોતાં તે સ્તબ્ધ થઇ ગઇ. તેને કાંઇ સમજ પડી નહિ.

"અરેરે! તેમણે જ આ વાર્તા ફાડી નાખી હશે! આવી વાર્તાઓ લખવાનો તેમને હૃદયથી તિરસ્કાર જ હતો, તથા તેવું તેમણે સાફ કહી દીધું હતું. કદાચ ભ્રમમાં તેમણે જ તે ફાડી નાખી હશે. ત્યાર પછી દુઃખમય ભવિષ્યનો વિચાર આવતાં તેમની આવી સ્થિતિ થઇ હશે. વાર્તા ફાડી નાખી તે માટે મ્હને કાંઇ લાગતું નથી; પરંતુ ઔષધોપચાર માટે હવે પૈસા ક્યાંથી લાવવા?"

હેમલતા આવો વિચાર કરતી હતી, એવામાં એકાએક તેની નજર ટેબલ ઉપર પડેલા બંડલ તરફ ગઇ. તે બંડલ બ્રાઉન પેપરથી બાંધેલું હતું. હેમલતા પાછી વિચારવા લાગી:—"અવાજ સાંભળી હું ઉપર આવી ત્યારે આ બંડલ તેમના હાથમાં હતું. એમાં શું હશે!" હેમલતાએ બંડલ છોડ્યું તો અંદર લખેલા કાગળોનો એક થોકડો હતો, જેના પ્રથમ પૃષ્ઠ ઉપર 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' લેખક:—'સમાજસેવક' એમ મ્હોટા અક્ષરે લખેલું હતું. નામ વાંચતાં જ સર્વ પ્રકાર હેમલતાના ધ્યાનમાં આવ્યો.

આ મહત્વનો ગ્રંથ હજી અપૂર્ણ જ રહ્યો હતો, કારણ ઉદરનિર્વાહાર્થ વિપિનવિહારીને ન્હાની ન્હાની વાર્તાઓ લખી આપી દેવી

પડતી હતી. આ કાર્યની અંદર તેનો સર્વ સમય પસાર થતો હોવાથી આ ગ્રંથ પૂર્ણ કરવાનો તેને વખત મળ્યો નહોતો. ‘સમાજસ્થિતિ ક્યારે સુધરશે ?’ એ ગ્રંથ ઘણા જ ગંભીર અને તાત્વિક વિચારોથી પરિપૂર્ણ હતો. આ પુસ્તક સંબંધી જ્યારે વાત નીકળતી ત્યારે વિપિનવિહારી પોતાની પ્રાણાધિકા પત્નીને કહેતો કેઃ—“પાંચ છ માસ સુધી નિર્વાહ ચાલે એટલા પૈસા બચાવ્યા પછી હું આ ગ્રંથ પુનઃ આગળ લખવાની શુરુઆત કરીશ, અને ચાલૂ લેખનવ્યવસાય બંધ કરીશ. મ્હને ખાત્રી છે કે જો મ્હને આવશ્યક સમય મળશે તો હું બાકીનું લખાણ પણ ઘણું ઉત્તમ લખી શકીશ.”

પરંતુ આ બધું મનોરાજ્ય હતું! શુદ્ધ મનોરાજ્ય! વિપિનવિહારીને જો વિશેષ પૈસાની પ્રાપ્તિ થતી તો તે નવાં નવાં પુસ્તકો ખરીદતો. વળી બંગાળી, હિંદી, મરાઠી, ગુજરાતી તેમજ અંગ્રેજી ભાષાઓનું તેને જ્ઞાન હોવાથી તેનું વાંચન વિશાળ હતું. વાંચન એ તેનું એક વ્યસન હતું એમ કહીશું તો પણ કાંઇ અતિશયોક્તિ જેવું નથી. તેની ઘણી ખરી આવક તો પુસ્તકો તેમજ અન્ય ભાષાનાં માસિકો, પત્રો વગેરે ખરીદવામાં જતી હતી. જેથી તે અર્થસંચય કરી શકતો નહિ.

હેમલતાએ બંડલને બાંધતાં બાંધતાં વિચાર કર્યો કેઃ—“આ પુસ્તક ઉપર શેઠજી થોડા પૈસા આપશે કે કેમ? આપે તો ખરા જ! એમનો અને શેઠનો સંબંધ કાંઇ આજકાલનો નથી. વળી આવી માંદગીના સમયે તેઓ ના તો નહિ જ પાડે!”

હેમલતા ભણેલી હતી; પરંતુ દુનિયાનો વિશેષ અનુભવ તેને નહોતો; તેથી જ તેણે ‘સમાજસ્થિતિ ક્યારે સુધરશે ?’ એ પુસ્તક લઇ હરિગોવિંદ શેઠ પાસે જવાનો નિશ્ચય કર્યો.

# પ્રકરણ ૧૩ મું.

## પ્રકાશકની નિષ્ઠુરતા.

સ્હવારના હેમલતા હરિગોવિંદ શેઠને ઘેર જઇ પહોંચી, તથા તેને નિવેદન કર્યું કે:-"તેઓ આકસ્મિક રીતે બીમાર થઇ ગયા છે. તેમણે એક વાર્ત્તા ઘણી ખરી લખી હતી; પરંતુ ઉન્મત્તાવસ્થામાં તેમના જ હાથે તેના હજારો ટુકડા થઈ ગયા છે. તેમણે એક મ્હોટો તાત્વિક ગ્રંથ અર્ધ ઉપરાંત લખેલો હોઇ તે લઇને હું આપની પાસે આવી છું. આરામ થયા પછી તેઓ એ ગ્રંથનો બાકીનો ભાગ આપને લખી આપશે. તેમની દવા કરવા માટે થોડી રકમની જરૂર છે. જો આપ આ ગ્રંથ રાખીને થોડી રકમ આપો તો ઘણું સારું. તેથી હું મહાન્ ઉપકાર થયો સમજીશ."

માત્ર સ્વાર્થ અને દ્રવ્યના જ દાસ બનેલા હરિગોવિંદે હેમલતા પાસેથી ગ્રંથનાં પાનાં લઈ ઉપર ઉપરથી તપાસી જોયાં. ત્યાર પશ્ચાત્ માથું હલાવી તેણે કહ્યું:-"આ ગ્રંથ અમને બિલ્કુલ ઉપયોગી નથી. અમારે તો આજકાલના જમાનાને પસંદ પડે એવી વાર્ત્તાઓની જરૂર છે; જેથી આ ગ્રંથ સ્વીકારી હું તમને કાંઇ પણ આપી શકવાને દિલગીર છું."

હરિગોવિંદ તરફથી મળેલા પ્રત્યુત્તરે હેમલતાના હૃદયમાં ઘણું દુ:ખ ઉત્પન્ન કર્યું, તથાપિ હેમલતાએ પોતાના અંતરનો ભાવ બહાર દર્શાવ્યો નહિ.

આ સ્થળે અમે બુકસેલર હરિગોવિંદનો થોડો પરિચય આપવાની જરૂર ધારીએ છીએ. તે સંકુચિત વિચારનો, અસત્યવાદી, દ્રવ્યલોભી

અને સ્વાર્થપરાયણ પુરુષ હતો. ગુજરાતી પાંચ ચોપડીઓનો અભ્યાસ કરી, ઠોઠ નિશાળીઆ તરીકે પ્રખ્યાત થઈ, શિક્ષકોની સોટીઓના સપાટાથી બરડો ફુલી જવાથી તેણે નિશાળને સાષ્ટાંગ પ્રણામ કરી દીધા હતા. પરંતુ ઘરની સ્થિતિ તદ્દન ગરીબ હોવાથી અને તેનો પિતા તેને ન્હાની ઉમ્મરનો મૂકી પરલોકવાસી થઇ ગયેલો હોવાથી કોઇ પણ ધંધો કે નોકરી ચાકરી કર્યા સિવાય તેનો છુટકો નહોતો. તેથી તેણે એક છાપખાનામાં માસિક ત્રણ રૂપિયાના પગારથી નોકર તરીકે રહીને કમ્પોઝીટરનું કામ શીખવા માંડ્યું. બાર મહિના સુધી માથાફોડ કર્યા પછી કિંવા હાથ કાળા કર્યા પછી તેણે 'ગજરા મારુ.' 'સદેવંત શાવળીંગા' 'ઢોલામારુની વાર્ત્તા' વગેરે ચોપડીઓ લઇ ફેરીઆનો ધંધો કરવા માંડ્યો અને છાપખાનું છોડી દીધું. ફેરીઆના ધંધામાંથી તેને દરરોજ સાત આઠ આનાનો નફો મળતો હતો. આવી સ્થિતિમાં થોડાં વર્ષ વીત્યાં અને હરિગોવિંદ બાવીસેક વર્ષનો થયો એટલે એકાએક તેના કાકાનું મૃત્યુ થયું તથા કાકાની પાછળ કોઇ વારસ નહિ હોવાથી તે તેમની મિલકતનો વારસ થયો. તેની કાકીને તેણે પોતાના ઘરમાં રાખી. કાકાની એ ત્રણ હજાર રૂપિયા જેટલી મિલકત હાથમાં આવી એટલે હરિગોવિંદે બુકસેલરની એક દુકાન કાઢી તથા દુકાને બેસીને જ તે પુસ્તકો વેચવાનું કામ કરવા લાગ્યો. દુકાનમાંથી પણ તેને માસિક પચીસેક રૂપિયા મળતા હતા, આવી રીતે દુકાનનો વ્યવસાય સાત આઠ વર્ષ ચાલ્યો એટલે જનસમાજની રૂચિ જોઇ હરિગોવિંદે નીચવૃત્તિના વાંચકોને ઉશ્કેરે એવાં વાર્ત્તાઓનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા માંડ્યાં. ભાગ્યયોગે વિપિનવિહારી સાથે પણ તેનો સંબંધ થયો, તથા તેની વાતચિતથી ભોળવાઈ જઇ વિપિનવિહારી તેને વાર્ત્તાઓ અને નવલકથાઓ લખી આપવા લાગ્યો. વિપિનવિહારી દ્રવ્યલોભી

નહિ હોવાથી તે પોતાની આજીવિકા ચલાવા જેટલા પૈસા મળતા હોવાથી હરિગોવિંદને પુસ્તકો લખી આપતો હતો; છતાં તેના ઉપકારના બદલામાં હરિગોવિંદે કેવી નીચતા દર્શાવી તે હેમલતાએ તેની સાથે કરેલી મુલાકાતથી આપણે જાણી શક્યા છીએ.

"સમાજસ્થિતિ ક્યારે સુધરશે ?" એ ગ્રંથનાં પાનાં પુનઃ બ્રાઉન પેપરમાં વાળતાં વાળતાં ધૈર્ય લાવી હેમલતા કરુણાજનક કંઠે કહેવા લાગીઃ–"શેઠજી, આ પુસ્તક ઉપર જો આપી શકો તેમ ન હો તો ઉછીની તો થોડી રકમ આપો !"

હરિગોવિંદે આ વાત તરફ પણ દુર્લક્ષ્ય કર્યું. તેણે આળસ મરડી કહ્યું:–"અગાઉથી પૈસા આપવાનો અમારો રીવાજ નથી. પુસ્તકનું સઘળું લખાણ મળ્યા પછી, તેને વાંચી જોઈ પસંદ કરી છપાવ્યા પછી જ અમે તેની રકમ અદા કરીએ છીએ. વળી વિપિનવિહારી પાસે જ અમારી કેટલીક રકમ લ્હેણી છે, એવું મ્હારા ધ્યાનમાં છે."

"તેથી શું થયું ? જે પુસ્તકોની બબ્બે ત્રણ ત્રણ આવૃત્તિઓ છપાવી તમે પુષ્કળ પૈસા મેળવ્યા છે એ બધું કોની મહેનતનું પરિણામ છે ? આપ તદ્દન નિષ્ઠુર થાઓ તે શું આવા પ્રસંગે આપને શોભતું છે કે ?" હેમલતાએ સહજ રોષમાં જ કહ્યું.

"શોભતું ન શોભતું વિચારવાનું કાર્ય તમારું નથી. વળી એક લેખક પાસેથી તેનું પુસ્તક લઈ અમે તેના મહેનતાણાના અમુક પૈસા આપી દઈએ એટલે પછી તેનો પોતાના પુસ્તક ઉપર બિલકુલ હક રહેતો નથી. મ્હારા જેવા પ્રતિષ્ઠિત પ્રકાશકનું અપમાન કરતાં તમને શર્મ નથી આવતી ? અમારે લીધે તો તમારો સંસાર ચાલે છે, એ તમે શા માટે ભૂલી જાઓ છો ?" હરિગોવિંદે પણ એવા જ રોષમાં જવાબ આપ્યો.

"આપનું ધારવું ભૂલભરેલું છે. કોઈ કોઇના લીધે દુનિયામાં નભી રહેતું નથી. ઈશ્વરના અનુગ્રહ સિવાય કોઇ કોઈનું પોષણ કરી શકતું નથી. આપને આટલું બધું અભિમાન રાખવું ઉચિત નથી."

"ઠીક—ઠીક, કૃપા કરીને તમે અહીંથી આબરૂમાં રસ્તો માપો હું તમારી વિશેષ વાત સાંભળવા માગતો નથી!"

હેમલતાએ પણ ત્યાં વધારે વખત રોકાવાનું ઉચિત ધાર્યું નહિ. તેણે ત્યાંથી પ્રસ્થાન કર્યું. અપમાન અને નિરાશાથી ઉત્પન્ન થયેલાં આંસુનો પ્રવાહ તે રોકી શકી નહિ. વ્યાકુળ ચિત્તે ચાલતી ચાલતી તે આગળ વધવા લાગી તથા ધીમે ધીમે તે સડક ઉપર જઈ પહોંચી.

સડક ઉપર તે નિરાશાને લીધે વિચારવમળમાં મુઝાતી મુઝાતી આગળ વધતી હતી, એવામાં સ્હામેથી એક મૉટોર આવી પહોંચી. જો રસ્તે જનાર એક દયાળુ પુરુષે તેને પાછી ખેંચી લીધી ન હોત તો તે મૉટોર નીચે ચગદાઇ જઇ મરણને શરણ થાત! કિન્તુ હમણાં બનેલા પ્રકારનો તેના હૃદય ઉપર આઘાત થયા સિવાય રહ્યો નહિ. તે પાસે જ ફૂટપાથ ઉપર બેસી ગઇ. તેની આંખોએ અંધારાં આવ્યાં. તેના મ્હોંમાં ફીણ છૂટવા લાગી, અને એકાએક તેને મુર્છા આવી!

રસ્તે જતા આવતા લોકો પૈકી કેટલાકને તેની દયા આવી, "એને મુર્છા આવી છે!" એવું તેઓ પૈકીનો એક જણ બોલી ઉઠયો.

"પાસે જ ડૉકટરનું દવાખાનું છે; એને ત્યાં લઈ લ્યો." બીજો બોલ્યો.

લોકો તેને ઉંચકીને દવાખાનામાં લઇ ગયા. ડૉકટરે તેના મ્હોંમાં દવાનો એક ડોઝ બનાવી રેડી દીધો. થોડા સમયમાં હેમલતા શુદ્ધિમાં આવી.

"હું ક્યાં છું? મ્હને શું થયું છે?" એવું તે સ્વતઃ બબડી, કાંઇ યાદ આવ્યું હોય એવી મુખમુદ્રા કરી તેણે પૂછ્યું:—"મ્હારા પ્રિયતમનું પ્રિય પુસ્તક ક્યાં છે?"

"કેવું પુસ્તક? એમાં શું છે?" તેને દવાખાનામાં લઈ આવનાર પૈકી એકે પૂછ્યું.

"મ્હને મુર્છા આવી ત્યારે મ્હારા હાથમાં એક પુસ્તક હતું."

"ત્યારે તો તે બ્હાર રસ્તા ઉપર જ પડ્યું હશે. હું જઇને તપાસ કરી આવું છું." પૂછનાર મનુષ્ય આમ કહી તપાસ કરવા ગયો અને થોડા સમયમાં જ ખાલી હાથે પાછો આવ્યો.

"બ્હેન! તમે કહો છો તેવું બંડલ તો ત્યાં નથી; વળી તેને દશ બાર મિનિટ થઇ ગઇ એટલે હવે કેવી રીતે પત્તો લાગે? કામનું તો નહોતું ને?"

હેમલતા ઉઠી, તે ધ્રુજતી હતી. ડૉક્ટર તરફ દૃષ્ટિ કરી તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"આપનો મ્હારા ઉપર મહદ્ ઉપકાર થયો છે. આપના ઔષધના પૈસા સુદ્ધાં મ્હારી પાસે નથી તે માટે મ્હને ઘણી જ દિલગીરી થાય છે."

"કાંઈ હરકત નહિ." ડૉક્ટર બોલ્યો.

હેમલતા ત્યાંથી નીકળી સડક ઉપર જે જગ્યાએ પોતે મુર્છાવશ થઇ હતી ત્યાં ગઈ તથા બંડલની ઘણી તપાસ કરી; પરંતુ પત્તો ન જ લાગ્યો. તેણે જતા આવતા લોકોને પૂછ્યું, પરંતુ કોઇએ આશાસૂચક એક શબ્દ પણ કહ્યો નહિ. હવે તેને ચિંતા થવા લાગી કે:—"પતિએ અત્યંત પરિશ્રમ કરી લખેલો ઉપયોગી ગ્રંથ મ્હેં આજે સદાને માટે ગૂમાવ્યો. જ્યારે તેમને આરામ થશે અને આ પુસ્તક માટે પૂછશે ત્યારે હું શો જવાબ આપીશ? પોતાની ઘણા દિવસની

મહેનત વ્યર્થ ગયેલી જાણી તેમના હૃદયને કેવી અસહનીય યાતના થશે ?" આવો વિચાર કરતી તે રસ્તે ચાલી જતી હતી, "અહીં આવ્યાને મ્હને ઘણો સમય થઈ ગયો; ઘેર જઇને હું શું કરીશ? તેમના ઔષધોપચાર સંબંધીનો પ્રબંધ હું કેવી રીતે કરી શકીશ ?" આવા વિચારોએ તેને અત્યંત ચિંતાતુર બનાવી દીધી.

---

# પ્રકરણ ૧૪ મું.

---

## રમેશચંદ્ર.

યથાસમયે યોગેશ્વરને વિપિનવિહારીના બીમાર થઈ ગયાના સમાચાર મળ્યા; તેથી તે પોતાના રમેશચંદ્ર નામના એક સ્નેહીને સાથે લઇ તેની ખબર જોવા ગયો. રમેશચંદ્રનો આપણી આ નવલકથા સાથે થોડો ઘણો સંબંધ હોવાથી અમે તેના સંબંધી કેટલુંક વર્ણન કરવાની જરૂર ધારીએ છીએ.

રમેશચંદ્રની ઉમ્મર યોગેશ્વરના જેટલીજ હતી તે બંસરીબાલાનો પિત્રાઇભાઇ થતો હતો. રમેશચંદ્ર ઉમ્મરના પ્રમાણમાં વૃદ્ધ દેખાતો હતો. મેટ્રિકની પરિક્ષા પસાર કરીને તેણે મેડિકલ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. બાલ્યકાળમાં તે યોગેશ્વરની સાથે જ અભ્યાસ કરતો હોવાથી ઉભય વચ્ચે ઘણું બંધુત્વ થયું હતું. બંધુત્વ જેવું દુર્લભ છે તેવું જ પરિવર્તન-શીલ છે. બાલ્યાવસ્થામાં શૈશવસહચર સાથે ઘણો ગાઢ આંતરિક સંબંધ સંધાય છે યુવાવસ્થામાં વૃત્તિઓના વિકાસની સાથે સાથેજ બાલ્યાવસ્થા-ઓના સ્નેહીઓ અરસપરસથી છૂટા પડી જાય છે. ત્યાર પછી સંસારમાં

પ્રવેશ કરી નવીન સ્થિતિમાં; નવીન વ્યવસ્થાથી મનુષ્ય નૂતન પરિચયની સ્થાપના કરે છે. છેવટે ચાળીસેક વર્ષની ઉમ્મર થતાં કામને લીધે જ બે ચાર જણની સાથે આંતરિકતાહિન ઘનિષ્ઠતા રહે છે. બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં ક્રીડાક્ષેત્રમાં, વિદ્યાલયમાં તેમ જ પ્રવાસમાં કેટલા બધા માણસોની સાથે પરિચય થાય છે; છતાં તેમનો પરિચય નિરંતર કાયમ રહેતો નથી; કારણ કે એવા પૂર્વપરિચિત માણસનો મેળાપ થતાં તેને ઓળખવાનું કાર્ય મુશકેલીભર્યું થઇ પડે છે. વિદ્યાલયમાં રમેશની સાથે યોગેશ્વરનો જે પરિચય થયો હતો તે સૌભાગ્યક્રમે વિશેષ ગાઢ થયો હતો. કૉલેજમાં તેમનો ગાઢ—અભિન્ન સંબંધ જોઇ અન્યાન્ય વિદ્યાર્થીઓ તેમનો ઉભયનો ઉપહાસ કરતા હતા. એ સમયે બન્ને મિત્રો સ્હાંજે હમ્મેશાં સાથે જ ફરવા જતા હતા, અને એકાંત સ્થળે બેસી ભાવિ જીવન સંબંધીની ઘણી કલ્પનામય વાતચિત કરતા હતા. એ આજે ઘણા દિવસ ઉપરની વાત છે. પાંચ વર્ષ સુધી ડૉક્ટરીનો અભ્યાસ કરીને રમેશ હવે ડૉક્ટર થયો છે. ભાગ્યયોગથી બન્ને જણા એક જ શહેરમાં નિવાસ કરે છે. બન્ને જણાને એક બીજાને ત્રીજે ચોથે દિવસે મળ્યા સિવાય ચાલતું નથી. હમણાં રમેશના કપાળમાં એક બે રેખાઓ દેખાય છે, મસ્તકની બન્ને બાજૂઓ બે ચાર પાકા વાળ જોવામાં આવે છે, વર્ણ ગૌર છે, હસ્ત અને મ્હોંપર તામ્રપ્રભા છે. દેહ દીર્ઘાકાર છે એમ કહેવા કરતાં કૃશ છે એમ કહીશું તો તે વિશેષ ઠીક લાગશે. મુછો મુડાવેલી છે, આંખોપર ચશમાં છે, મુખપર ચિંતાની છાયા છવાઇ રહેલી છે. રમેશચંદ્ર દીન દુઃખીનો સહાયક તથા બંધુ છે. ધનવાન્ માણસોને ત્યાં રોગી જોવા જતાં પહેલાં તે દુઃખી, ગરીબ અને કંગાલ રોગીને જોવા જાય છે. દરિદ્રની પાસે તે વિઝિટના કે ઔષધના પૈસા લેતો નથી; ઉલટો પથ્ય માટે તે પોતે કેટલીક વખતે તેમને

મદદ કરે છે. અત્યંત કાળજીથી તે એવા દરદીઓની ચિકિત્સા કરે છે. પ્રભાતકાળે એના દવાખાનામાં ઘણા દરિદ્ર, દીન હીન કંગાલ રોગીઓ દવા લેવા આવે છે, તથા દવા લઇ તેને શુભાશીષ આપે છે. રમેશ એક ચોપડીમાં ગરીબ રોગીઓનાં નામ ઠામ લખી રાખે છે. એ ચોપડી તેની અસ્ત્રાદિની બૅગમાં રહે છે. જો કોઇ રોગી અમુક દિવસે યથાકાળે દવા લઇ જતો નથી તો તે વિશેષ બીમાર હશે એમ ધારી રમેશ તેને ઘેર જાય છે. આમ હોવાથી જ તેનું નામ સાંભળવામાં આવતાં દુઃખી દરિદ્ર માણસો તેને માટે દેવતાના આશીર્વાદની ભિક્ષા માગે છે.

આમ હોવા છતાં સર્વ સ્થળે આશીર્વચનો સાર્થક થાય છે જ એવું નથી. સદ્વ્યવહારથી તેમ જ પરોપકારથી આત્મતૃપ્તિ ઉપરાંત વિશેષ કાંઈ મળે છે એવું સામાન્યતઃ ભાગ્યે જ નજરે પડે છે. યોગેશ્વર એમ ધારી શકતો નહિ કે, તેનો બંધુ રમેશચંદ્ર સુખી છે. શા માટે તે દુઃખી છે એ સંબંધીની થોડી ઘણી હકીકત તે બંસરીબાલાના કહેવાથી જાણી શક્યો હતો; છતાં બંધુયુગલ વચ્ચે એ વિશે કાંઈ ચર્ચા થતી નહિ. ઓગણીસ વર્ષની ઉમ્મરે રમેશચંદ્ર મેટ્રિકની પરીક્ષા પસાર કરી મેડિકલ કૉલેજમાં ગયો; એ સમયે તેનો વિવાહ થયો હતો. રમેશચંદ્રની માતા ચતુર ગૃહિણી હતી. તે કહેતી હતી કે, " સરખી સ્થિતિના માણસ સાથે જ હું સંબંધ કરીશ. સ્થિતિભેદવાળાં માણસો સાથે કરવામાં આવતો સંબંધ શાન્તિદાતા કિંવા સુખજનક નીવડતો નથી." રમેશનો પણ આવો જ મત હતો; પરંતુ તેના પિતા શ્રીમંત સાથે સંબંધ સાધવાની મહત્વાકાંક્ષાનું દમન કરી શક્યા નહિ. તેમણે સુરતના જ એક શ્રીમંત ગૃહસ્થની કન્યા સાથે પોતાના પુત્રનો વિવાહ સંબંધ સાંધ્યો.

સામાન્યતઃ વિવાહ પછી કેટલાક દિવસ સુધી યુવક પતિ, પત્નીની ચિંતામાં જ તન્મય રહે છે. એવા સમયે સુયોગ મળતાં બંધુ બાંધવ સાથે પત્નીની વાત કર્યા સિવાય તેને તૃપ્તિ થતી નથી. એ વખતે તે વાસ્તવ જગતનો ત્યાગ કરી કલ્પનાલોકમાં વાસ કરે છે. તે જાણે કે માયાપુરીના અમૃતરસનું અધીર ચિત્તે પાન કરે છે. પોતાની એવી સ્થિતિને તે કોઈ પણ રીતે છુપાવી શકતો નથી. પુષ્પ પોતાના હૃદયની સુગંધિ છુપાવી શકે છે કે? પરંતુ યોગેશ્વરે રમેશચંદ્રના માટે આ વિષયમાં વિરુદ્ધતા જોઈ હતી. વિવાહ થયા પછીથી જ હાસ્યપ્રફુલ્લ રમેશચંદ્ર ચિંતાતુર અને વિચારશીલ બન્યો હતો. થોડા કાળમાં જ અકાળગાંભીર્યે તેનું પ્રકૃતિ સહચર બની ગયું હતું. રમેશચંદ્રે તત્સંબંધી યોગેશ્વરને કાંઈ કહ્યું નહોતું; તેથી યોગેશ્વર બંધુને વિશેષ દુઃખ થશે એમ વિચારી કદાપિ એ પ્રસંગ ઉપસ્થિત કરતો નહિ.

આવી રીતે ત્રણ વર્ષ પસાર થઈ ગયાં. રમેશચંદ્રના પ્રફુલ્લ મુખપરનું વિષાદગાંભીર્ય સ્થાયી થઇ ગયું. ત્રીજા વર્ષે તે વાર્ષિક પરીક્ષામાં પસાર થઇ શક્યો નહિ. તે પછીના વર્ષે પરીક્ષા થઇ ગયા પછી ઘણા કાળ સુધી પીડા રહેવાથી તેને શય્યાવશ થવું પડ્યું. દર્દની બીમારીથી તે ઘણો દુર્બળ બની ગયો. એવામાં એક વખતે યોગેશ્વરે તેને કહ્યું:—“ આ વખતે પરીક્ષા આપીશ નહિ. ” માતાએ કહ્યું:— “ત્હારૂં શરીર વધારે કે પરીક્ષા ? હમણાં અભ્યાસ કરીશ નહિ. ” આ વાક્યોના ઉત્તરમાં રમેશે કાંઈ કહ્યું નહિ. એક વખતે સંધ્યા સમયે બંધુને ઘેર જઇ યોગેશ્વરે તેને અભ્યાસ કરતો જોયો. યોગેશ્વરે તેના હાથમાંનું પુસ્તક પડાવી લઇને કહ્યું:—“ તને આટ આટલું કહેવામાં આવે છે; છતાં અભ્યાસ કર્યા કરે છે? જાણી જોઇને શા માટે શરીર ખરાબ કરે છે? ”

રમેશે કહ્યું:—"જો સફળ થવાય તો પ્રયત્ન તો કરી જોવોને?"

"આવા રોગી શરીરે મહેનત કરીશ નહિ. પરીક્ષામાં પસાર થવું એ જ જીવનનો મહાન્ ઉદ્દેશ છે કે?"

"એમ તો કાંઈ નથી; પરંતુ સફળ થવાને માટે સઘળા લોકો કાર્યમાં પ્રવૃત્ત થાય છે; તેથી સફળ તો થવું જોઇએને?"

"જગતના ઇતિહાસમાં સમુજ્વળ સાફલ્ય કરતાં અવનત અસાફલ્યનું ગૌરવ વિશેષ નથી કે?"

"એ ઘણુ થોડાને માટે છે. જગત્માં સફળતામાં જ સઘળુ છે. જગત્માં જે સફળ થાય છે તેના દોષો તરફ લોકો ક્ષમા દર્શાવે છે, અને જે વિફળમનોરથ થાય છે તેના ગુણો તરફ કોઈ જોતું પણ નથી. સામાન્ય સફળતાનો બદલો યશ છે અને અસાફલ્યનો બદલો નિંદા છે."

"દિવસે દિવસે તું વિશેષ ચિંતાતુર બનતો જાય છે."

"ભાઇ! નિરાશાનું દારુણ દુઃખ કેવું હોય છે એ તું જાણતો નથી. એક વખત હું નિરાશ થયો છું, અને હવે જો ફરીથી નિરાશ થઇશ તો કેટલા લોકો એમ માનશે કે હું ખરી રીતે શારીરિક સ્થિતિમાં નિર્બળ છું?! મ્હારી નિરાશાને તેઓ માનસિક નિર્બળતા જ ધારી લેશે."

રમેશનો કંઠસ્વર ચિંતાથી કંપતો હતો. યોગેશ્વરે બંધુના મ્હોં તરફ જોયું. તેણે જોયું કે, રમેશ જે કાંઈ કહે છે એ કાલ્પનિક નથી. કોઇએ તેના અંતરમાં આવો સંદેહ ઉત્પન્ન કર્યો છે! તેણે પૂછયું:—"રમેશ! ભાઇ! તું દુઃખી છે કે શું?"

આ પ્રશ્નનો રમેશ નકારમાં ઉત્તર આપી શકયો નહિ.

યોગેશ્વરે સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું:—"ત્હારું દુઃખ દૂર થઇ શકે એવો એક પણ માર્ગ નથી કે ?"

"ના ભાઈ! હવે એ વાત કૃપા કરી તું પુનઃ મ્હારી પાસે કાઢીશ નહિ." આમ કહી બન્ને હાથથી અલ્પકાળ સુધી મ્હોં ઢાંકી દીધા પછી તેણે વાતચિતના પ્રવાહને બીજી દિશામાં પલટાવ્યો. એ દિવસથી યોગેશ્વર ફરીથી રમેશ પાસે તેના દુઃખની વાત કાઢતો નહિ. બંધુની ગુપ્ત કથા જાણી તે બીજાને નહિ કહેવી એ જેવી રીતે બંધુનું કાર્ય છે તેવી જ રીતે બંધુની કોઈ ગુપ્ત વાત જાણવાની વ્યાકુળતા ન રાખવી એ પણ પ્રકૃત બંધુનું કાર્ય છે. જે કોઇ બંધુત્વના સુયોગથી બંધુની ગુપ્ત વાત જાણવાની વ્યાકુળતા ધરાવે છે તે બંધુત્વનો વ્યભિચાર કરે છે, એવા માણસ ઉપર કદાપિ વિશ્વાસ મૂકવો જોઇએ નહિ.

બંસરીબાલા સાથે યોગેશ્વરનો વિવાહ થવાથી રમેશચંદ્ર સાથેનું તેનું બંધુત્વ વિશેષ દઢતર થયું હતું. રમેશચંદ્રની માતા કાર્યદક્ષ અને સુચતુર ગૃહિણી હતી; છતાં રમેશની પત્નીને લીધે રમેશ કે તેની માતા—કોઈ સુખી નહોતું અને નથી. માતાને લીધે જ રમેશનું ઘર ચાલતું હતું. નહિ તો રમેશની પત્ની જેવી સ્ત્રીથી ભાગ્યે જ કોઇનો ઘરસંસાર ચાલી શકે. યથાસમયે બંસરીબાલાદ્વારા જ આ વિષય યોગેશ્વર જાણી શક્યો હતો.

* * * * *

રમેશચંદ્રે વિપિનવિહારીની પરીક્ષા કરીને કહ્યું:—"ભય પામવાનું કારણ નથી. હું મ્હારા માણસ સાથે જ દવા મોકલી આપીશ, તથા હમ્મેશાં બે વખત હું જાતે આવીને શરીર જોઈ જઇશ."

રમેશચંદ્રે પથ્યાદિની વ્યવસ્થા માટે હેમલતાને પચાસ રૂપિયા

આપ્યા, તથા પુનઃ બીજે દિવસે આવવાનું કહી તે વિદાય થતો હતો એવામાં વિપનવિહારીનું પેલું મૂલ્યવાન્ પુસ્તક ગૂમ થવાની વાત સજળનયને હેમલતાએ યોગેશ્વરને કહી. એ પુસ્તક કોઇ પણ રીતે મેળવી આપવાનું આશ્વાસન આપી તે રમેશચંદ્રની સાથે ત્યાંથી વિદાય થયો. તથા ગૂમ થયેલું પુસ્તક કેવી રીતે મેળવવું તેના વિચારો તે કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### પાપનો સ્ફોટ.

"અરેરે! આશકોની તો વધારે મોત છે કીમત!
સંનમને જીવનારાની નહીં કોડી તણી કીમત!"

—કલાપી.

માનવહૃદયના જેવો ભેદભરેલો વ્યાપાર અન્ય એક પણ નથી. જેવી રીતે સૂર્યાસ્તથી લાલચોળ બનેલા પશ્ચિમાકાશની મેઘમાળા ક્ષણે ક્ષણે અવનવા આકાર ધારણ કરે છે તેવી જ રીતે મનુષ્યના હૃદયમાં ક્ષણે ક્ષણે અવનવા ભાવ ઉત્પન્ન થાય છે. માનવનું હૃદય કયી વૃત્તિના વિકાસથી, કયા ઉદ્દેશની ઉત્તેજનાથી, કયો બનાવ બનવાથી, કયો સ્વાર્થ સિદ્ધ થવાની સંભાવનાથી; કયી મુદિત કામનો કુસુમિત થાય છે—કયો સામાન્ય પ્રયાસ પ્રબળ થાય છે—કયો શુભભાવ પ્રકાશિત થાય છે તેનો ઉત્તર કોણ આપી શકે તેમ છે? મનુષ્યનાં સઘળાં કાર્યો અમુક સરળ નિયમની

આધીનતામાં આવી શકાય તેમ નથી. મનુષ્યહૃદય અત્યંત રહસ્યમય–ભેદ ભરેલું–અજ્ઞાત અને નહિ સમજી શકાય એવું છે. મનુષ્યહૃદય સેંકડો ચક્રોથી ઘેરાયલું છે. એ ચક્રોમાંથી ક્યા ચક્રનો વેગ ક્યારે શા કારણે પ્રબળ થઇ પડશે એ કોણ જાણી શકે તેમ છે? મનુષ્યહૃદયમાં ક્યારે ક્યો ભાવ ઉત્પન્ન થશે એ કોણ સમજી શકે તેમ છે? ક્યારે શી ચિંતા મનુષ્યના હૃદયમાં ચાલે છે તે કોઈ કહી શકે તેમ નથી. ઘટનાચક્રના ફરવાથી જે ફળ ઉત્પન્ન થાય છે તે કલ્પનામાં પણ ન આવી શકે એવા બનાવો બનાવે છે.

પોષ માસનો મધ્યાન્હકાળ વીતી ગયા પછી ભગવાન્ સૂર્યનારાયણ જ્યારે પશ્ચિમાકાશમાં ધીમે ધીમે ઉતરતા હતા ત્યારે યોગેશ્વર પલંગમાં સૂઇ રહી એક વર્તમાનપત્ર હાથમાં રાખી સ્વગત કાંઇ વિચાર કર્યા કરતો હતો. એક વિલાયતી રગથી તેનું અડધું શરીર ઢંકાયલું હતું. થોડા દિવસ ઉપર તેને પણ ઇન્ફ્લ્યુઅન્ઝા લાગૂ પડી ગયેલો હોવાથી તેનું શરીર નિર્બળ બની ગયું હતું. રમેશચંદ્રની ચિકિત્સાથી જો કે તેને આરામ થયો હતો; પરંતુ હજી તે તેને હવાફેર કરવા જવાની સૂચના કર્યા કરતો હતો; કેમ કે, હજી તેનું મ્હોં લાવણ્યશૂન્ય હતું. યોગેશ્વર હવા ફેર માટે ડુમ્મસ જવાની તૈયારી કરતો હતો; પરંતુ હજી સઘળી તૈયારી થઈ નહોતી. પતિની શારીરિક અસ્વસ્થતા થયેલી જોઇ બંસરીબાલાનું ચિત્ત પણ અત્યંત વ્યથિત થતું હતું. વિનોદિનીના શોકની તો સીમા જ નહોતી.

હાથમાં વર્તમાનપત્ર હોવા છતાં તે વાંચવા તરફ યોગેશ્વરનું ધ્યાન નહોતું એમ તેને જે કોઈ જુએ તે તત્કાળ સમજી શકે તેમ હતું. બાળક આંકની ચોપડી ઉઘાડી રમતનો વિચાર કર્યા કરે, યુવક અભ્યાસનું પુસ્તક લઇ પ્રિયતમાનો વિચાર કર્યા કરે, અને વિષયી વૃદ્ધ

હરિનામની માળા હાથમાં લઈ પોતાના સ્વાર્થનો વિચાર કર્યા કરે તેવી જ રીતે તે વર્તમાનપત્ર વાંચતો હતો એમ કહીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. બાળકની ચોપડી, યુવકનું પુસ્તક અને વૃદ્ધની માળા જેવી રીતે માત્ર ઉપલક્ષ છે તેવી જ રીતે એ વર્તમાનપત્ર પણ ઉપલક્ષ હતું. તે શા વિચાર કર્યા કરતો હતો તત્સંબંધી અમે કાંઇ કહી શકતા નથી; પરંતુ બંસરીબાલાએ મોકલેલી વિનોદિની જ્યારે તેને કાંઇ પૂછવા આવી ત્યારે તેના પગનો અવાજ સાંભળી તેણે શયનગૃહના દ્વાર તરફ દૃષ્ટિ ફેરવી. તેની સ્વાભાવિક કોમળ દૃષ્ટિ એકાએક અદૃશ્ય થઇ. સૂર્યદેવથી પ્રકાશી રહેલા દિવસે આસમાની આકાશમાં ઉડતા કબુતર તરફ બાજપક્ષી જેવી દૃષ્ટિથી જુએ તેવી જ અત્યારે યોગેશ્વરની દૃષ્ટિ હતી. અત્યાર પૂર્વે વિનોદિનીની સ્થિતિનો વિચાર કરતાં તેના મનમાં જે દયા ઉત્પન્ન થઇ હતી તે ખોટી દયા એક પ્રકારનું આકર્ષણ હતું. શરીર સારું હોય છે તો મન પણ શાન્ત અને સ્વસ્થ રહે છે, અને જ્યારે શરીર સારું નથી હોતું ત્યારે મન અસ્વસ્થ રહે છે. એક દુર્બળ માણસ માટે મનોનિગ્રહનું—ઇન્દ્રિયદમનનું કાર્ય ઘણું મુસ્કેલીભર્યું છે. પુરુષ જ્યારે પ્રચંડ ઝંઝાવાત છે ત્યારે રમણી મૃદુમલય છે. પુરુષ પોતે પોતાની ગતિને રોકી શકવા અશક્ત છે—એ ગતિ ધીમે ધીમે પ્રબળ થઇને અંતે વિનાશના માર્ગે લઈ જાય છે, અને રમણી પોતાની ગતિને પોતે જ રોકી તથા છૂટી કરી શકે તેમ છે. પુરુષની વાસના પ્રબળ થતાં તેનું નિવારણ થવું કઠિન છે, અને રમણીની વાસનાનું નિવારણ સહેલાઇથી થઈ શકે છે. રમણી પોતાને પોતાની જાતે જ ચલાવે છે, અને પુરુષની વાસના પ્રબળ થતાં એ વાસના જ પુરુષને ચલાવે છે. વિધાતાનું વિધાન જ આવું છે. નિર્બળ હૃદયના યોગેશ્વરના હૃદયમાં જે વાસનાનો પ્રચંડ જ્વાળામુખી

સળગ્યો છે તેની શાન્તિ કેવી રીતે થશે ? શું એ જ્વાળામુખીના ભીષણ અગ્નિમાં તેને બળી મરવું પડશે ?

વાસનાની ઉત્તેજનાનું સામર્થ્ય ઘણું હોય છે. એક વર્ષ સુધીની ચિંતાથી જે કાર્ય કરી શકાતું નથી તે વાસનાની પ્રબળતાથી ક્ષણ માત્રમાં અનાયાસે થઈ જાય છે. ક્ષણકાળની ઉત્તેજનાથી જે વાત બોલી જવાય છે, જે કાર્ય કરાય છે તે ઘણાં વર્ષ સુધીની ચિંતાથી બોલાતું નથી અને કરાતું પણ નથી. ઘણી વખત ક્ષણિક ઉત્તેજનાથી કહેવામાં આવેલી વાતનું કિંવા કરેલા કર્મનું ફળ જીવનપર્યંત પરિશ્રમ કરવા છતાં દૂર કરી શકાતું નથી. યોગેશ્વરે પણ વાસનાની ઉત્તેજનાથી ક્ષણ માત્રમાં જે કાર્ય કર્યું તે કાર્ય જો તેનામાં વાસનાની ઉત્તેજના ઉત્પન્ન ન થઈ હોત તો એ કરી શકત નહિ. એ કાર્યનું—એ મહા-પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવ્યા સિવાય હવે તેનો છુટકો નહોતો. આવેગને વશ થઈ તે જે કાંઈ બોલ્યો તે વિનોદિનીના કાનમાં અમૃત જેવું લાગ્યું.

રસાર્દ્ર ક્ષેત્રમાં બીજ સત્વર અંકુરિત થાય છે. વિવિધ બનાવો બનવાથી વિનોદિનીનું હૃદય એવું થયું હતું કે તેને માટે જીવનપર્યંતની પ્રચંડ જ્વાળાનું દ્વાર ખુલ્લું થયું હતું.

વિશ્વાસ અને ધર્મભયના જે બંધને આટલા કાળ સુધી અભા-ગિની વિનોદને પવિત્ર રાખી હતી તે બંધન ગૌરવનો અલંકાર છે એમ જ પહેલાં તે સમજતી હતી; પરંતુ હવે યૌવનની ચપળતાથી તેનામાં જે વાસના ઉત્પન્ન થઇ હતી એ વાસના પ્રાબલ્યથી તે એ પવિત્ર બંધનને પરાધીનતાનું પિંજર સમજવા લાગી. વાસનાના વેગથી એ પુણ્યબંધન છિન્ન ભિન્ન થઈ ગયું. તે એ સુશીતળ આ-શ્રમનો ત્યાગ કરી મરક્ષેત્રમાં આવી. પાછળ ફરવાનો માર્ગ બંધ થઇ

ગયો. તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. એ અશ્રુ હર્ષનાં હતાં કે શોકનાં એ વિશે અમે કાંઇ લખી શકતા નથી.

યોગેશ્વરે કંપતા હાથે વિનોદિનીનો હાથ પકડયો. વાયુના સપાટાથી પુષ્પલતા જેવી રીતે કંપી ઉઠે તેવી જ રીતે યોગેશ્વરના હાથનો સ્પર્શ થવાથી તેની નસેનસનું લોહી ચંચળ બની ગયું. અરેરે! છેવટે અભાગિની અજાણ્યા માર્ગે આગળ વધી અને તેણે ભયંકર દુઃખ ભોગવવાનો માર્ગ સ્વેચ્છાથીં સ્વીકાર્યો.

બીજી તરફથી બંસરીબાલા નિશ્ચિંત હતી. સંદેહ કરવો એ એના સ્વભાવથી વિરુદ્ધ હતું. તેનું હૃદય અત્યંત સરળ હતું. ક્વચિત્ જો ક્ષણકાળ માટે પણ વિનોદિનીના ચારિત્ર્ય માટે તેના અંતરમાં સંદેહનો સંચાર થતો તો તે પોતાની જાતનો તિરસ્કાર કરતી હતી. તે એમ વિચારતી કે, "જ્યારે હું બ્હેનપર વિશ્વાસ નહિ રાખું ત્યારે કોના પર રાખીશ? વળી જે દિવસથી સ્વામીદેવતા માટે મ્હારા અંતરમાં સંદેહ ઉત્પન્ન થાય તે દિવસે જ મ્હારું મરણ નીપજે એમ જ હું ઇચ્છું છું.

સંદેહ જ પ્રેમની આકુળતા છે; છતાં બંસરીબાલાની પ્રકૃતિ સંદેહથી સર્વથા વિરુદ્ધ હતી. હમ્મેશાં અભિમાનમાં જ ફુલાઇ રહેતી યુવતીનો જે પ્રેમ પતિના હૃદયનું સર્વસ્વ પ્રાપ્ત થવા છતાં પિપાસાતુર રહે છે. જે પ્રેમ કદાપિ તૃપ્ત થતો જ નથી, જે પ્રેમ ઇચ્છિતને ક્ષણ કાળ માટે પણ દૂર કરી શકતો નથી, જે પ્રેમથી જીવનકુંજમાં વસન્તનો આવિર્ભાવ થાય છે એ પ્રેમ બંસરીબાલાની પ્રકૃતિના જેવી પ્રકૃતિમાં પુષ્ટ થઇ શકે તેમ નથી; એ પ્રેમની પુષ્ટિ માટે અન્ય હૃદયની આવશ્યકતા છે.

વિનોદિનીનો પ્રેમ ગંભીર છે. પુણ્યસાગરના સંગમથી વિસ્તિર્ણ

થએલી સરિતા જેવી રીતે પોતાનું સર્વસ્વ સાગરને સમર્પણ કરે છે—પાછું ફરીને જોતી પણ નથી, પોતાના માટે સામાન્ય સંચય સુદ્ધાં રાખતી નથી તેની એ સમયની મધુરતા બંસરીબાલાના સૌન્દર્ય સાથે ઉપમેય છે. એ પ્રેમ ચંચળતા વગરનો છે. એ પ્રેમ સર્વસ્વનું દાન કરે છે,—પ્રતિદાનની આશા રાખતો નથી. એ પ્રેમ હૃદય આપીને તૃપ્તિ મેળવે છે. એ પ્રેમ સંદેહશૂન્ય છે. ખરી રીતે જોવા જતાં એ પ્રેમ ભક્તિનું જ રૂપાંતર છે. એ પ્રેમના સ્પર્શથી ઇચ્છિતના દોષ પણ ગુણ તરીકે માલૂમ પડે છે. એ પ્રેમ જેના હૃદયમાં હોય છે તે ઇચ્છિતને દેવતારૂપે હૃદયમાં પ્રતિષ્ઠિત કરીને પોતે ઉપાસિકા થઇ સુખ મેળવે છે. આવી રીતે બંસરીબાલા યોગેશ્વરની ઉપાસિકા છે—તેની ભક્તિ કરવી એ જ તેનો પ્રેમ છે. ધન્ય છે આર્ય અબળા! તું જ આ ભસ્માવશેષ ભારતની કીર્ત્તિ, પ્રતિષ્ઠા અને ગૌરવ છે!!

વિનોદિનીને પાછી ફરતાં વિલંબ થતો જોઇ બંસરીબાલાએ એમ વિચાર્યું કે, તે બીજા કોઈ કાર્યમાં ગુંથાઇ હશે; તેથી જે વાત પૂછવાને માટે તેણે વિનોદિનીને યોગેશ્વર પાસે મોકલી હતી તે વાતનો ઉત્તર મેળવવાને માટે તે પોતે જ પતિના શયનગૃહ તરફ જવા લાગી. તેણે શયનગૃહના દ્વાર પાસે ઉપસ્થિત થઇને વિનોદિનીને યોગેશ્વરના પલંગપર બેઠેલી જોઇ. પશ્ચિમાકાશમાં ઉતરી પડેલા ભગવાન્ પ્રભાકરનાં રંગબેરંગી કિરણોનો પ્રકાશ વિનોદિનીના મુખમંડળપર પડેલો હતો. તેણે પોતાના હાથમાં યોગેશ્વરના હાથ પકડી રાખ્યા હતા. તેનાં નેત્રોમાં અશ્રુજળ જોવામાં આવતું હતું; છતાં એ અશ્રુઓમાં આનંદ-કિરણો જોવામાં આવતાં હતાં.

બંસરીબાલા વિનોદિનીના મુખમંડળપર પોતાની લલાટલિપિ ઉકેલી શકી. તેના મસ્તકપર જાણે કે વજ્રાઘાત થયો. તે પાષાણુ

પ્રતિમાની માફક સ્થિર થઇ ગઇ. અત્યંત યાતનાથી તેના હૃદયની ગતિ ઘણી ધીમી પડી ગઇ. પછી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકયો. એ નિશ્વાસ દ્વારા જે યાતના—જે વેદના વ્યક્ત થઈ તેનું વર્ણન આ નિર્જીવ લેખિનીથી થઈ શકે તેમ નથી.

બંસરીબાલા યોગેશ્વરના શયનગૃહ પાસેથી પાછી ચાલી જતી હતી એવામાં શ્રીકાન્ત સાથે તેમો મેળાપ થયો. તેણે પ્રાણાધિક પુત્રને ઉંચકી લીધો, તથા તેના મુખ પર ચુંબન કર્યું. આ સમયે અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. શ્રીકાન્ત માતાના રુદનનું કારણ કળી શકયો નહિ.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### માનસિક યાતના.

" રમા ! વ્હાલી વ્હાલી ! ઝળક તું જ ચોકખા હૃદયની
હવે ઊંચી આંખે નિરખી શકવાનો કદિ નહીં !
હવે ક્યાંથી પૂજું ? હૃદય તું જ ઉંચું અતિ રહ્યું !
ગયું પાતાલે ને મમ હૃદય પાપી થઈ ગયું ! "

—કલાપી.

સુખ હો કે દુઃખ હો; પરંતુ કાળ કાંઇ કોઇની રાહ જોઇને બેસી રહેતો નથી. સમયની સાથે માણસનું જીવન પણ પસાર થયે જાય છે. મનુષ્યના સુખ દુઃખ સાથે કાળ-કિંવા સમયને શો સંબંધ છે ? ક્ષણ માત્રમાં પગ નીચે ચગદાઇ જનારું કીટ પણ તમારા જેવી પ્રકૃતિ ધરાવે છે. તેના દેહમાં પ્રકૃતિનો શો વિચાર, શું બુદ્ધિ અને શું ધૈર્ય પ્રકટ થયેલું છે ? એ પણ પ્રાણી છે. તેના

સુખ દુઃખથી તમને શું છે? હવે જ્યારે એ કીટના તરફ કાળ જોતો નથી તો પછી તે તમારા તરફ પણ શા માટે જુએ? એ સર્વજયી છે,-જે ક્ષણ માત્રમાં પ્રલય કરી નાખવાની શક્તિ ધરાવે છે, જેને ઉદ્દેશીને જીવ પ્રણામ કરે છે એ વિરાટ કાળમુહૂર્તથી માનવનું સુખ દુઃખ વિચળિત થાય એ શું સંભવિત છે? આમ હોવાથી જ સુખમાં કિંવા દુઃખમાં કાળનો પ્રવાહ અબાધિત રીતે ચાલ્યા જ કરે છે. કલાક પછી પ્રહર, પ્રહર પછી દિવસ, દિવસ પછી અઠવાડીઉં, અઠવાડીઆ પછી પખવાડીઉં, માસ-છ માસ-વર્ષ એવી રીતે કાળનો ક્રમ નિરંતર ચાલૂ રહે છે. રુદન કરી કરીને બંસરીબાલાએ પોતાની દુઃખની રાત્રિ પસાર કરી, તથા તેના દુઃખના દિવસનો આરંભ થયો. જગત્માં દુઃખીના દુઃખથી કેટલાં માણસો દાઝે છે? એ દુઃખમયી રાત્રે દુઃખિની બંસરીબાલાપર નિદ્રાદેવીએ પણ કૃપા કરી નહિ. રડી રડીને તેણે પોતાનાં આંસુ ખુટાડી દીધાં.

ગઈ કાલે પણ આવી રીતે રાત્રિ વીતી પ્રભાત થયું હતું; પરંતુ એ પ્રભાત અને આજના પ્રભાતમાં કેટલો બધો ફર્ક છે? સંસારનું સુખ પાણીના પરપોટા જેવું છે. પ્રકૃતિ પણ ગઈ કાલના જેવી જ છે. છતાં ફર્ક ક્યાં છે? ફર્ક માત્ર માનવના મનમાં છે. હૃદયદર્પણમાં ચિંતાની છાયા છવાઈ જતાં તેમાં કોઈ પણ વસ્તુ અથવા પદાર્થ ચોખ્ખી રીતે દેખાતો નથી, અશ્રુજળથી ભરેલાં નેત્રોએ નજરે પડતો પદાર્થ ઉજ્વળતા શૂન્ય લાગે છે-મલિન દેખાય છે. આજે હતભાગિની બંસરીબાલા વિચારવા લાગીઃ-"સૂર્યચંદ્ર પૃથિવીપર ધૂળ ચાટતા થઇ જાઓ-પૃથિવી રસાતળમાં જાઓ-પ્રકૃતિના શોભાસૌન્દર્યનો નાશ થાઓ, અને તે સાથે જ મ્હારી દુઃખમય જીવનલીલા પૂર્ણ થાઓ!"

હમણાં જે પોતાને સર્વ પ્રકારનું સુખ હોવાનું અભિમાન કરે

છે તેનું સઘળું અભિમાન અલ્પકાળમાં જતું રહે તો પછી તેના જીવનમાં શાનું સુખ રહે? આજે જે સર્વ પ્રકારે સુખી હોય છે તે આવતી કાલે દીન હીન કંગાલ બની જાય તો તેના ભાગ્યમાં દુઃખ સિવાય બીજું શું રહે? રમણીજાતિનું સુખ કહો, ઐશ્વર્ય કહો, કિંવા ગર્વ કહો જે કહો તે સઘળું તેના પતિમાં જ છે. પતિના પ્રેમ વગરની પ્રમદા મુકુટધારિણી રાજરાણી હોવા છતાં તે એક ભિખારિણી કરતાં પણ વિશેષ દુઃખિની હોય છે. જે રમણી પતિનો પ્રેમ ગૂમાવે છે તેના ભાગ્યમાં શું સુખ રહે છે? ગઈ કાલે બંસરીબાલા પાસે સઘળું હતું; પરંતુ આજે તેના દુર્ભાગ્યે તેની પાસે કાંઈ નથી. કાલે જીવનમાં સુખ હતું, હૃદયમાં આનન્દ હતો, સંસારમાં આકર્ષણ હતું અને આજે જીવનમાં જવાળા, હૃદયમાં વેદના અને નયનમાં અશ્રુજળ છે. તેથી તેના આજના અને ગઈ કાલના પ્રભાતમાં કેટલો ફર્ક છે એ વાંચકબંધુઓ સમજી શકશે.

સંસારદુઃખની જવાળાથી રમણી એમ વિચારે છે કે, પતિના પ્રેમરૂપી ઔષધથી હૃદયવેદના દૂર થશે તથા તપ્ત હૃદય શાન્ત થશે. પછીથી તે જ્યારે પતિનો પ્રેમ પ્રાપ્ત કરવામાં નિરાશ થાય છે ત્યારે એક ડૂબી જતું માણસ બચવાની આશાથી જેવી રીતે તૃણખણ્ડનું અવલંબન કરે તેવી રીતે તે સંતાનદ્વારા પોતાનું દુઃખ દૂર થવાની આશા રાખે છે. સંતાનનું સુખ પ્રાપ્ત કરવા માટે સ્ત્રીજાતિ શું નથી કરતી? સંતાનોના સ્નેહસ્પર્શથી પણ બંસરીબાલાનું દુઃખ ઓછું થયું નહિ. તેના આવા ભાગ્યપરિવર્ત્તનથી સંસારમાં દુઃખની છાયા પડી. બાળકો કાંઈ સમજી શક્યા નહિ. તેમણે માતાના મુખને ચિંતાતુર બની ગયેલું જોયું. શ્રીકાન્તે એક વખત માતાના કંઠમાં બન્ને હાથથી વળગી પડીને પૂછ્યું:–"બા! તું શા માટે રડે છે?" પ્રાણા-

ધિક પુત્રના આ પ્રશ્નનો કાંઈ ઉત્તર બંસરીબાલા આપી શકી નહિ. તેનાથી છૂટે મ્હોંડે રડી દેવાયું.

શ્રીકાન્ત દરરોજ સ્હવારે તેના પિતા પાસે બેસીને ચ્હા પીતો હતો; પરંતુ સંસારનું અનીતિનું ચિત્ર પુત્ર જોઈ શકે નહિ એવા હેતુથી બંસરીબાલાએ હવે પુત્રને તેના પિતા પાસે જવા દીધો નહિ. પતિનું ચરિત્ર સુધારવા માટે શો ઉપાય યોજવો તેનો કશો નિર્ણય બંસરીબાલા કરી શકી નહિ. તે પોતાના મનમાં ઇષ્ટદેવતાનું સ્મરણ કરવા લાગી.

---

## પ્રકરણ ૧૭ મું.

### કોણ દુઃખી છે?

માત્ર એકલી બંસરીબાલાની જ રાત્રિ દુઃખમાં પસાર થઈ અને તેના દુઃખી દિવસનો આરંભ થયો કે? બંસરીબાલાને, પોતે પતિના પ્રેમથી વંચિતા થઇ એ જ દુઃખ છે ત્યારે યોગેશ્વરને તેણે કરેલું મહા પાપ દુઃખી કરે છે. પત્ની પોતે નિષ્પાપ છે—તેનું હૃદય આત્મગ્લાનિશૂન્ય છે. પતિના પાપાચારથી તે દુઃખી થઇ છે. યોગેશ્વરનું હૃદય આત્મગ્લાનિથી દુઃખી થાય છે. બન્નેમાંથી વિશેષ દુઃખી કોણ છે?

શયનગૃહના દ્વાર પાસેથી બંસરીબાલા ગાઢ નિશ્વાસ મૂકીને ચાલી ગઇ એ પ્રકાર યોગેશ્વરના જોવામાં આવ્યો હતો. પ્રભાતકાળના આગમનથી જેવી રીતે રાત્રિનો અંધકાર અદૃશ્ય થઇ જાય તેવી જ રીતે શયનગૃહના દ્વાર પાસેથી ચાલી જતી ચિંતાતુર પત્નીને જોઇ

યોગેશ્વરના મોહની ક્ષણસ્થાયી ઉત્તેજના દૂર થઇ જાઇ છે. તેના અંતરમાં લજ્જા ઉત્પન્ન થઇ છે. થોડા દિવસ ઉપર તેના જીવનમાં બંસરીબાલા સિવાય સુખ નહોતું; પરંતુ પોતાના કર્મફળથી હવે એવો પ્રસંગ ઉપસ્થિત થયો છે કે, બંસરીબાલાને મ્હોં બતાવતાં પણ તે શરમાય છે. થોડા સમય પૂર્વે જે સુંદરી તેના ગૃહસંસારમાં ગૃહિણી, કાર્યમાં મંત્રી, અવકાશમાં સખી હતી, જે તેના રોગમાં શુશ્રુષા, શોકમાં સાંત્વના, એકાન્તમાં સખી, અને આપ્ત મંડળની હાજરીમાં ગર્વનો વિષય હતી તેની અને પોતાની વચ્ચે યોગેશ્વરે મોહની ઉત્તેજનાથી કેવો વિષમ ભેદ ઉપસ્થિત કર્યો છે! કેવી રીતે એ ભેદ દૂર થશે?

બંસરીબાલા ચાલી ગઈ તે સાથે જ યોગેશ્વર પોતાના મન સાથે અનેકવિધ વિચારો કરવા લાગ્યો. ધીમે ધીમે વિનોદિનીના આનંદોજ્વળ મુખમંડળપરથી સૂર્યકિરણોની જ્યોતિ અદૃશ્ય થઈ ગઈ. હજી સુધી યોગેશ્વરના હાથ તેના હાથમાં જ છે. એ મોહમયી હૃદયદેવતાના મનમોહક મુખમંડળ તરફ હજી પણ વિહ્વળ દૃષ્ટિથી જોઇ રહી છે. યોગેશ્વર ચિંતાતુર બની ગયો છે. પ્રેમ અગર સ્વાર્થ, વાસના અગર લાલસા—જેથી સ્ત્રી પુરુષ એકત્ર થાય છે—તેના આરંભમાં બન્ને જણાં પુષ્કળ વાતચિત કરે છે. એ પ્રસંગે તેઓ વાક્યસંયમ કરી શકતાં નથી. આરંભમાં વિશેષતા રહે છે—ગંભીરતા રહેતી નથી. ઉચ્છ્વાસ રહે છે. ચિંતા રહેતી નથી. આ નિયમ જ્યાં વિરુદ્ધ નીવડે છે એ સ્થળે સત્વર સંકટ આવે છે. એ સ્થળે એમ જ સમજવું જોઇએ કે જે આકર્ષણે ઉભયને એકત્ર કર્યાં છે એ આકર્ષણ તદ્દન ક્ષણભંગુર છે. જેવી રીતે પ્રચંડ વંટોળીઆથી ઉડતી ધૂળથી પથિક માર્ગનું દર્શન કરી શકે નહિ તથા તે નેત્રો મીંચેલાં રાખી કોઈ બીજા જ રસ્તે ચઢી જાય તેવી જ રીતે વિકારરૂપી વંટોળીઆનાં

પ્રાબલ્યથી યોગેશ્વર સંસારનો ખરો માર્ગ ભૂલી, નેત્રો મીંચી અધર્મના અવળા માર્ગે અગ્રેસર થયો છે; પરંતુ હવે શો ઉપાય છે ? યોગેશ્વર હવે શું કરવું તેની ગંભીર ચિંતામાં નિમગ્ન થઈ ગયો.

નોકર યથા સમયે તેની પાસે ચ્હા મૂકી ગયો. શ્રીકાન્ત તેની પાસે આવ્યો નહિ, તથા પોતે તેને બોલાવવાનું સાહસ કરી શક્યો નહિ. પાપ નિર્જનતાપ્રિય જ હોય છે. યોગેશ્વર સમજી શક્યો કે, પોતાના કર્મદોષથી આજે તે ત્યાજ્ય થઇ પડ્યો છે. જે મૂર્ખ હોય છે, જેનામાં વિશેષ અક્કલ હોતી નથી તે કોઇ કાર્યમાં પ્રવૃત્ત થઈ તેમાંથી સહેલાઇથી છૂટો થઈ શકે છે; પરંતુ જે વિદ્વાન્ તેમ જ બુદ્ધિવાન્ હોય છે તેનાથી એવી રીતે છૂટા થઇ શકાતું નથી. તે જે માર્ગે ગયેલો હોય છે એ માર્ગપરથી સહજમાં પાછો ફરતાં શર્માય છે, તેથી તેને આત્મગ્લાનિ થાય છે. આમ હોવાથી તે પોતે પોતાના કાર્યનું સમર્થન કરવાની યુક્તિઓ શોધે છે. તે પોતે જ પોતાને છેતરે છે. પોતે ગ્રહણ કરેલો માર્ગ જો કદાચ દુર્ગમ હોય છે તો તે તેને સુગમ કરે છે. ગ્રહણ કરવામાં આવેલો માર્ગ સારો હોય છે તો પણ આમ બને છે અને ખોટો હોય છે તો પણ આમ બને છે.

અનેક પ્રકારની ચિંતાથી યોગેશ્વર ચંચળ બની ગયો હતો. મનુષ્યનું એક વખત અધઃપતન થવાથી—એક કાર્યમાં તેનું આત્મભાન દૂર થવાથી સર્વ વિષયોમાં કાંઇ તેનું અધઃપતન થતું નથી. હૃદયનો એક ભાગ દુષ્ટ હોય તો તેથી સમસ્ત હૃદય કાંઈ દુષ્ટ હોતું નથી. મનુષ્યહૃદયનો કોઈ સહજ નિયમથી વિચાર કરવો એ મૂર્ખનું કાર્ય છે. જે કુચરિત્ર હોય છે તે પણ ઘણી વખતે દયાળુ હોય છે. જે સ્વાર્થી હોય છે તે પણ ઘણી વખતે સહૃદય જોવામાં આવે છે. જે દુરાચારી

હોય છે તે પણ ઘણી વખતે નીતિપરાયણ તરીકે નજરે પડે છે. તાત્પર્ય એ છે કે, એક જણનું એક વખત અધઃપતન થવાથી તેનો ઉદ્ધાર જ નહિ થાય એમ સમજવું એ ગંભીર ભૂલ કરવા જેવું છે. તેના ઉદ્ધાર માટે પ્રયત્ન કરવાની જરૂર છે. તિરસ્કારયુક્ત દૃષ્ટિ જ તેના દુષ્કાર્યનો યથોચિત પુરસ્કાર છે.

યોગેશ્વરની વિચારશક્તિ ગૂમ થઇ ગઇ નથી—તેની દયાવૃત્તિ દૂર થઈ નથી. હવે તેના મનમાં મ્હોટી ચિંતા વિનોદ સંબંધી છે. વિનોદ માટે તે પોતે ગ્રહણ કરેલા માર્ગેથી પાછો ફરવા અશક્ત છે. દોષ યોગેશ્વરનો જ છે ! તે સંસારના સકળ સુખથી સુખી થઇને પણ તૃપ્તિ મેળવી શક્યો નથી. જે વસ્તુ નિષિદ્ધ છે તેને પ્રાપ્ત કરવા માટે તેણે પોતાના હાથ લંબાવ્યા છે. પ્રેમમયી પત્ની, મમતામયી જનની વગેરે સર્વના અંતરાત્માને દુઃખી કરીને તેણે પોતાના સુખમય સંસારમાં દુઃખનો અગ્નિ સળગાવ્યો છે. જે વિનોદ આલોકના સકળ સુખથી વંચિતા હતી તેને તેણે આત્મદાન દીધું છે. તેનો ભ્રમ સુધારવો એ જ યોગેશ્વરનું કર્તવ્ય હતું; કેમ કે હમણાં તે તેના આશ્રયમાં હતી. તેની વાસનાનો અગ્નિ શાન્ત નહિ કરતાં યોગેશ્વરે તેમાં ઘૃતાહૂતિ આપવાની વ્યવસ્થા કરી છે. આમ હોવાથી પોતે પાપી છે તેથી પોતાને જ પોતાના પાપનું ફળ ભોગવવું જોઇએ એમ વિચારી તે વિનોદનો ત્યાગ કરી શક્યો નહિ. જે હળાહળનું તેણે અમૃત સમજીને પાન કર્યું છે તે હળાહળ પેટમાં ઉતારી જીવનપર્યંત માનસિક યાતના સહન કર્યા સિવાય તેનો છુટકો નથી.



# પ્રકરણ ૧૮ મું.

## દોષિત કોણ ?

સારું થાઓ યા ખોટું થાઓ, જે થવાનું છે તે તો થયા કરશે જ; પરંતુ યદા કદાચિત્ જો ખોટું થયું તો કોના દોષથી થયું એ આલોચના સઘળાં મનુષ્ય કરવાનાં જ; તેમ કર્યા સિવાય મનુષ્યોને શાંતિ મળતી નથી. પરિચિત આત્મીય સ્વજનોની અંદર, એક જણને દોષી તરીકે નક્કી કરી મતામત પ્રકાશ કરવો, એ જનસમાજની પ્રકૃતિ જ છે. સકળ ઘટના જો કે ઇશ્વરાધીન છે તો પણ દોષિત તો કેવળ મનુષ્ય જ ઠરે છે.

વિનોદિની તેમ જ યોગેશ્વર એક બીજાંની મોહજાળમાં સપડાયાં; આથી કરીને શ્રીમતી બંસરીબાલાના રુદનનો માર્ગ ચિરકાળ માટે ખુલ્લો જ થયો.

યોગેશ્વર યુવક છે, અંગ્રેજી શિક્ષા પામેલો છે; પરંતુ તે સંયમી યુવક નથી. તેણે કોઇ પણ પ્રસંગે ધર્મનું જ્ઞાન મેળવ્યું નથી. પદ્ધતિ-ક્રમાનુસાર તે ધર્માચરણ પણ કરતો નથી. તે વાંચવા લખવાનું શીખ્યો છે ખરો; પરંતુ તેણે પ્રકૃત શિક્ષણની પ્રાપ્તિ કરી નથી. દુઃખ આવી પડવાથી મનુષ્યને શીખામણ મળે છે, તથા સત્સંગ અને સાધુ પુરુષોના ઉપદેશથી મનુષ્યને સુશિક્ષણ મળે છે; પરંતુ યોગેશ્વરના ભાગ્યમાં આ બેમાંથી એક પણ પ્રકારનો પ્રસંગ ઉપસ્થિત થયો નથી. તે ફક્ત અંગ્રેજી શીખ્યો છે. યથાસમયે તેણે વિવાહ કર્યો છે. હમણાં તે નોકરી કરે છે, તે મ્હોટો અધિકારી થયો છે. અરેરે! યોગેશ્વર સ્વામીવિયોગિની માતાનો એકનો એક પુત્ર ઘણા જ લાડમાં ઉછરેલો છે. યોગેશ્વરે જેની

સાથે વિવાહ કર્યો છે તે પણ પિતાની લાડકી એકની એક પુત્રી છે, આથી કરીને યોગેશ્વર શ્વસુરનો પ્રિય જમાઇ છે, એટલું જ નહિ, પણ તેમના પુત્રાધિક સ્નેહનો અધિકારી છે. તેની ઇચ્છાશક્તિ વિરુદ્ધ કોઇ પણ તેને કાંઇ કહી શકતું નથી. યોગેશ્વર સંસારના તરફ પણ લેશ માત્ર લક્ષ્ય આપતો નથી. દર માસે પગાર લાવી રૂપિયા માતાને સોંપી તે નિશ્ચિંત થાય છે.

સતી સાધ્વી પત્નીને લઈ યોગેશ્વરે પોતાનો સંસાર ચલાવ્યો. યૌવનનો પ્રેમપ્રવાહ બંસરીબાલા તરફ તેણે વહેવા દીધો. માતાના સુશીતળ આશ્રમમાં રહી પાશ્ચાત્ય શિક્ષણ શિક્ષિત થયેલા અધમ, ઉદ્ધત અને કાંડજ્ઞાનશૂન્ય યોગેશ્વરે ગૃહસ્થાશ્રમના સકળ ધર્મની અવહેલના કરી. એકાએક વિનોદિનીને જોવાથી સારાસારનો વિચાર તે ભૂલી ગયો; અને તેણે પાપસાગરમાં ડૂબી જવાની શુરુઆત કરી. અરેરે! હેલનને માટે જે અગ્નિએ ટ્રૉય રાજ્ય બાળી ભસ્મીભૂત કરી નાખ્યું, ક્લિઓપેટ્રાને લીધે જે જ્વલન્ત અગ્નિશિખાએ વિશાળ રોમ રાજ્ય ભસ્મીભૂત કરી નાખ્યું, તથા જોસેફાઇન માટે જે પ્રબળ અગ્નિએ દિગ્વિજયી વીર બોનાપાર્ટનું અધઃપતન કર્યું તેજ અગ્નિએ વિનોદિનીને માટે યોગેશ્વર તેમજ બંસરીબાલાના જ સંસારને બાળી ભસ્મીભૂત કરી નાખવાનો આરંભ કર્યો.

યોગેશ્વર વિનોદિનીને ઓળખી શક્યો નહિ. ઉન્મત્ત યોગેશ્વર તેની ભાવના કળી શક્યો નહિ. વિલાસ વૃત્તિને વશ થઈ યોગેશ્વર વિનોદિનીને અપૂર્વ સ્વરૂપે જોવા લાગ્યો. બંસરીબાલા જેવા અમૂલ્ય નિધિનો ત્યાગ કરી તે વિનોદિનીના રૂપના સ્વચ્છ કાચપાત્રમાં કેવળ મોહમદિરા પાન કરવા લાગ્યો. યોગેશ્વરનો દોષ શો છે? જેવી સ્થિતિમાં તે આવી પડયો છે, તથા જેવી શિક્ષા તેણે મેળવી છે તે પ્રમાણે તેણે કર્યું છે. જેનામાં એકનિષ્ઠા નથી, જેનામાં પાપપુણ્યનો વિચાર કરવાની શક્તિ નથી અને

જેનામાં ધર્માધર્મ સમજવાનું જ્ઞાન નથી તે યદા કદાચિત્ ધર્મ અને નીતિની વિરુદ્ધ વર્તે તો તેને અપરાધી કેવી રીતે કહી શકાય ?

હવે વિનોદિનીનો વિચાર કરીએ. એ તો ચિરદુઃખિની છે. તેનામાં રૂપ છે, યૌવન છે, આકાંક્ષા છે. કેવળ પોતાની ઈચ્છા પાર પાડવાનો તેને અદ્યાપિ પર્યંતઅવસર મળ્યો નહોતો. તે બીચારી પોતાની તદ્દન શૈશવાવસ્થામાં જ વિધવા થઇ છે. પૂર્ણ યૌવનની પ્રાપ્તિ થતાં સુધી વિધવાના બાહ્ય આચરણોનું તેણે યથાનિયમ પાલન કર્યું છે; છતાં તેની આવી અવસ્થામાં તેને કોઇએ સદુપદેશ આપ્યો નથી, સત્કથા કહી નથી, કોઇએ તેને બ્રહ્મચર્યનો અલૌકિક પ્રભાવ સમજાવ્યો નથી. તેના હૃદયની પ્રબળ વેદનાનો વિચાર કરી તેનાં સ્વજનોએ તેનો પુનઃર્વિવાહ કર્યો નથી. સ્ત્રીની ખરેખરી સામગ્રી—આલોકનું તેમજ પરલોકનું સકળ સુખ તે પતિ જ છે. પોતાની સહચરીઓની પાસેથી રસયુક્ત શ્રૃંગારિક કથાવાર્ત્તાઓ સાંભળી વિનોદિનીનું હૃદય ઘણું જ દુઃખ સહન કરવા લાગ્યું. પોતાની સખીઓનો વેણીવિન્યાસ તેમ જ તેમની સાંસારિક પ્રણયકથાઓ સાંભળી વિનોદ વારંવાર ગાઢ નિશ્વાસ મૂકતી. છતાં હજી સૂધી તે પાષાણની માફક સ્થિરતા ધારણ કરી રહી હતી; કિન્તુ યોગેશ્વરને જોઇ તે પોતાની ઇચ્છાઓને દાબી શકી નહિ. તેની ઓગણીસ વર્ષ સૂધીની સ્થિરતા યોગેશ્વરના સ્વરૂપના પ્રવાહમાં તણાઇ ગઇ.

વિનોદ ધર્માધર્મ જાણતી નથી—પાપ પુણ્ય સમજી શકતી નથી. ઘણી વખત તેના મનમાં વિલાસ—વાસના ઉત્પન્ન થતી; છતાં લજ્જા ભય તેમજ નિંદા ભયથી તે સ્થિરતા ધારણ કરી રહી હતી. છેવટે યોગેશ્વરના સંસારમાં આવી સ્વાધીનતા અને સુયોગ મળવાથી તે સ્વેચ્છાચારિણી થઇ. તે રાત્રિ દિવસ યોગેશ્વરનું દર્શન કરવા લાગી. દર્શન કરી કરીને

તેના રૂપનું ધ્યાન ધરતાં તેણે પોતાની વિષધર ફણા યોગેશ્વરના તરફ ઉંચી કરી; યોગેશ્વરની કુમળતા જોઇ તેની લજ્જાનું આવરણ ખસી ગયું. વિનોદે બંસરીબાલાને ભૂલી, સમાજને ભૂલી, પોતાને ભૂલી, તેનું આલોકનું તેમ જ પરલોકનું સર્વસ્વ યોગેશ્વરને અર્પણ કર્યું. તે આત્મભાન ભૂલી ગઇ. જો વિનોદિનીના મનમાં પોતાના પરલોકવાસી પતિની છાયાનો સહજ પણ આભાસ હોત તો તે આત્મભાન ભૂલત નહિ; પરંતુ અફસોસ કે બાળલગ્ન જેવા અનિષ્ટ રીવાજથી તેનો વિવાહ થયો હતો! તેનો ક્યારે વિવાહ થયો તથા સ્વામીનું મૃત્યુ ક્યારે થયું તેની પણ તેને ખબર નથી! આથી કરીને જ વિનોદ આત્મભાન ભૂલી યોગેશ્વરની પાસે વેચાઇ; વિનોદનો શો દોષ? શું તે વિધવા છે એ તેનો અપરાધ છે? જો તે વિધવા થઇ તો સૃષ્ટિકર્ત્તાએ તેના સૌંદર્યનો નાશ કેમ ન કર્યો—તેના યૌવનનો વિલય કેમ ન થયો? પ્રકૃત બ્રહ્મચારિણીનાં આત્મીય સ્વજનોએ તેની હૃદયવ્યથાનો વિચાર કરી તેને સુખી કરવાનો પ્રયત્ન શા માટે ન કર્યો?

ત્યારે શું આ દોષ ગૃહિણી નવદુર્ગાનો છે? વાસ્તવિક રીતે જોવા જતાં એમ જ લાગે છે.

તે ગૃહિણી છે, યોગેશ્વરની માતા છે. યોગેશ્વરના સંસારની અધિષ્ઠાત્રી દેવી છે! તેણે ઘૃત અને અગ્નિ જેવો વિષમ સંયોગ શા માટે થવા દીધો? તેણે વિનોદને યોગેશ્વરની પાસે શા માટે વધારે છૂટ લેવા દીધી? તેણે વિધવા વિનોદને શા માટે પોતાના સંસારમાં બોલાવી? તેણે પુત્રવધૂની સંભાવના કાર્યમાં તથા નવજાત પૌત્રની સેવામાં પ્રવૃત્ત રહી સંસારનાં અન્ય કર્તવ્યોની શા માટે અવગણના કરી? વિનોદને માથે જ પુત્રવધૂની સઘળી સેવાનો ભાર તેણે શા માટે ન

મૂકયો ? જો તેણે બરાબર તપાસ રાખી હોત તો તેથી તેની સેવામાં અડચણ ઉપસ્થિત થાત કે ? અમને તો એમ લાગે છે કે, અડચણ ઉપસ્થિત થાત નહિ તેમ જ બંસરીબાલાને પણ ખોટું પણ લાગત નહિં. બંસરીબાલા હવે કાંઈ ન્હાની નથી કે તે સમજી ન શકે! તે બે સંતાનની માતા થઇ છે. નવદુર્ગાએ તેને હવે પોતાનો અભાવ જણાવવાની જરૂર હતી; કારણ માથે આવી પડયા વિના ગૃહિણીધર્મ શીખી શકાતો નથી. વૃદ્ધ થયા પછી પોતાને આ અસાર સંસારનો ત્યાગ કરવાનો છે; અરે ! વૃદ્ધાવસ્થાની તો શી વાત; પરંતુ કાલે શું થશે તેની કોને ખબર છે? તે સમયે પોતાનો અભાવ ઉપસ્થિત થતાં પુત્રવધૂ ગૃહિણીધર્મ કેવી રીતે બજાવશે તેની નવદુર્ગાએ આ સમયે ચિકિત્સા કરવી આવશ્યક હતી. યોગેશ્વર—હકીમસાહેબ,—સમાજનો પ્રતિષ્ઠિત અધિકારી છે બંસરીબાલા તેની સહધર્મિણી—ગૃહિણી છે. એ બાબતનો નવદુર્ગાએ કોઇ દિવસે સ્નેહાતિશયથી વિચાર કર્યો નહોતો. તે યોગેશ્વરને હમ્મેશાં બાળક સમજતી. યોગેશ્વરની વધૂ બંસરીબાલા હવે ગૃહિણી થશે—સંસારનાં સર્વ કાર્ય તેને કરવાં પડશે તેની કલ્પના સ્નેહઘેલી નવદુર્ગાને થઈ નહિ.

અરેરે મા! આ ક્ષુદ્ર મુષ્ટિમય સંસારમાં ત્હારા અસીમ હૃદયના જેવો અપાર સ્નેહ રાખી શકે એવું કોઈ જ નથી! પરંતુ જેને તું સ્નેહસાગરમાં ડૂબાવી રાખે છે તે તો ડૂબતાં ડૂબતાં હળાહળનું પાન કરે છે! તું જેને માટે પરલોકનું વિસ્મરણ કરી સૂતિકાગારની દુર્ગંધ પણ પ્રસન્નતાથી સહન કરે છે, તેને લીધે તો ઉલટી તું અપરાધિની ઠરી છે.



## પ્રકરણ ૧૯ મું.

### વિદાય.

શ્રીમતી બંસરીબાલાના પિતા ગિરીશચંદ્ર, કન્યાના સંતાન-પ્રસવના સમાચાર જાણી, પોતે જાતે સુરત આવ્યા છે. તેમની ઇચ્છા બંસરીબાલા સાથે પોતાના દૌહિત્રોને થોડા દિવસ માટે પોતાને ઘેર લઇ જવાની છે. વળી બંસરીબાલા ઘણા દિવસથી પિયર ગઈ નથી. જો કે ગિરીશચંદ્રે પ્રથમ કેટલીક વખતે વહેવાણને પોતાની પુત્રીને થોડા દિવસ માટે પિયરમાં મોકલવાનું લખ્યું હતું; પરંતુ ભગવતી નવદુર્ગાનો પુત્રવધૂ ઉપર તેમજ પૌત્રો ઉપર અપાર પ્રેમ હોવાથી તેણે વહેવાઇ મહાશયના પત્રો ઉપર બિલ્કુલ લક્ષ્ય આપ્યું નહોતું; છતાં હવે તો વહેવાઇ પોતે આવેલા હોવાથી નવદુર્ગાનો પુત્રવધૂને તેને પિયર મોકલ્યા સિવાય છુટકો નહોતો.

જ્યારે ગિરીશચંદ્રે પુત્રીને થોડા દિવસ માટે પોતાની સાથે લઈ જવાની વાત નવદુર્ગા પાસે કાઢી ત્યારે નવદુર્ગાએ કહ્યું:–" હું મ્હારી બંસરીને આપની સાથે કેવી રીતે મોકલું ? તે મ્હારા ઘરની લક્ષ્મી છે; વળી તેનાં બંને બાળકો એ મારાં નેત્રયુગલ છે. આપ કહો જોઈએ વારૂ કે હું મારાં નેત્રયુગલને દૂર કરી, મ્હારા દિવસો કેવી રીતે પસાર કરું ?"

ગિરીશચંદ્રે સ્મિત હાસ્ય કરી ઉત્તર આપ્યો કે:–" દેવિ ! તમે એક કાર્ય કરો; તમે પણ અમારી સાથે ચાલો ! "

" આપનું કહેવું સત્ય છે; પરંતુ મ્હારા યોગીને અહીં એકલો મૂકીને આવી શકવાનું મ્હારાથી બની શકે તેમ નથી. તેને કષ્ટ થાય

તે કાર્ય મ્હારાથી કેવી રીતે કરી શકાય? શું કરવું? મ્હને કાંઇ સૂઝતું નથી!" નેત્રોમાંનું અશ્રુજળ પહેરેલા વસ્ત્રના પાલવથી સ્વચ્છ કરતા કરતાં નવદુર્ગાએ કહ્યું.

યોગેશ્વરને તો કોઇ પણ પ્રકારની ચિંતા નહોતી. તેણે તો એમ જ વિચાર્યું કે 'બંસરીબાલા પિયરપક્ષમાં જાય તો હું સર્વ પ્રકારે સ્વતંત્ર અને નિર્ભય થઇ શકું. પોતાના મન સાથે તે અનેક પ્રકારના સુખની કલ્પિત દુરાકાંક્ષાઓ કરવા લાગ્યો. યોગેશ્વરની રજા લેવા માટે છેવટે તેના શ્વસુર તેની પાસે પણ આવ્યા. યોગેશ્વરે શ્વસુરને સંમતિ જ આપી. છેવટે બંસરીબાલાનું પિયરમાં જવાનું નક્કી થયું.

બંસરીબાલા સૂતિકાગારમાંથી બ્હાર નીકળ્યા પછી પતિના પરિચયમાં વિશેષ આવી નથી; કારણ કે એક પ્રકારે જોતાં નવદુર્ગા ઘણી સુચતુર ગૃહિણી છે. તેણે આટલા દિવસ સુધી પુત્રવધૂને પોતાની પાસે જ સુવાડી છે. બનતાં સુધી નવદુર્ગા યોગેશ્વર સાથે બંસરીબાલાની એકાન્તમાં મુલાકાત થવા દેતી નહિ; છતાં કેટલીક વખત બંસરીબાલાને એમ લાગતું કે તેના ઉપર ભગવતે કોપ કર્યો છે—તેનું ભાગ્ય દિવસે દિવસે ફૂટતું જ જાય છે.

બંસરીબાલાના પ્રયાણનો દિવસ નક્કી થયો. શ્રીકાંતને પિતામહી પાસે રહેવાનું ઠર્યું. બંસરીબાલા ફક્ત પોતાના નવજાત પુત્ર સાથે પિયરમાં જવાની હતી.

યોગેશ્વર કચેરીની કાર્યપ્રવૃત્તિથી નિવૃત્ત થઇ આજે સવેળા ઘેર આવ્યો છે. લગભગ ચાર વાગવાનો સમય થયો છે. યોગેશ્વર પોતાના દિવાનખાનામાં વિરામાસન ઉપર ચિરૂટ ફુંકતો ફુંકતો બેઠો છે. બંસરીબાલાએ ચુપ ચુપ ધીમે ધીમે સંહજ ભયથી એ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેણે આવીને પતિને નમન કર્યું તથા પતિની ચરણ રજ શિરપર

ચઢાવી. જે યોગેશ્વર પૂર્વે બંસરીબાલાને જોતાં તેની સાથે હાસ્ય-વિનોદ કરતો, જે યોગેશ્વર પત્નીને જોતાં તેને પોતાના વક્ષપ્રદેશ સાથે સ્નેહાતિશયથી ચાંપતો તે જ યોગેશ્વર આજે લજ્જા અને સંકોચથી વિમૂઢ બની ગયો. તેનું પાપ તેના હૃદયને કંપાવવા લાગ્યું.

બંસરીબાલાએ અશ્રુપૂર્ણ નયનથી, દયાજનક મુદ્રાથી તેમજ કરુણાર્દ્ર સ્વરથી કહ્યું:—"સ્વામિન્! જ્યાં સુધી બે નેત્રો હોય છે ત્યાં સુધી અંધ સ્થિતિની ખરી કલ્પના કરી શકાતી નથી. પ્રિય વસ્તુના અભાવે જ તેની ખરી કલ્પના મનુષ્યના મસ્તિષ્કમાં ઉત્પન્ન થાય છે."

"આજે આમ કેમ? શા માટે તું આ પ્રમાણે કહે છે તે હું સમજી શકતો નથી!"

"નાથ! જાણવા છતાં આપ શા માટે આંખ આડા કાન કરો છો; પરંતુ પ્રભુ! તેમાં આપનો યત્કિંચિત્ પણ દોષ નથી. આપનો શો દોષ છે? આપ તો મ્હારા ઇષ્ટ દેવતા, મ્હારી આરાધનાનું ધન છો. હું મૂઢ આપની ભક્તિ કેવી રીતે કરવી, તથા આપને સંતોષ કેવી રીતે આપવો તે સમજી શકી નહિ તેના જ પરિણામે આપ મ્હારા ઉપર પ્રસન્ન રહ્યા નહિ. મ્હારી પતિભક્તિમાં જ એટલી ખામી છે."

આમ કહેતાં કહેતાં બંસરીબાલા રડી પડી. મ્હોં ઉપર સાડીનો પાલવ ઢાંકી રુદન કરી તેણે પોતાનો હૃદયભાર કેટલેક અંશે ઓછો કર્યો. યોગેશ્વર પત્થરની મૂર્તિ પ્રમાણે સ્થિરતાથી આ સજળનયના સાધ્વી સતીના કરુણાજનક મુખમંડળી તરફ એક અપરાધીની માફક જોઇ રહ્યો.

બંસરીબાલાએ પુનઃ પતિની ચરણરજને મસ્તિષ્ક ઉપર સ્થાન આપી, એક વખત સ્વામીના મુખનું દર્શન કર્યું, અને ત્યાર પછી તેણે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

## પ્રકરણું ૨૦ મું.

### પ્રાપ્તિ.

કાંઇ કામ ન હોવાથી ગુલાબ શહેરમાં રખડતો હતો; એટલામાં તેણે થોડે દૂર રસ્તા ઉપર કેટલાક માણસોને એકઠા થતા જોયા. શું બન્યું છે તેની તપાસ કરવા માટે ગુલાબ ત્યાં ગયો તો 'એક સ્ત્રી મુર્છા આવવાથી બેભાન થઇ ગઇ છે' એવું એક જણે તેને કહ્યું.

"ઓહો!" ગુલાબ સ્વતઃ બરબડ્યો. આ ઉપરથી તે કઠોર અંતઃકરણનો હતો એમ કોઇએ ધારવું નહિ. તે ઉંચું માથું કરી, તે સ્ત્રીને જોવાનો પ્રયત્ન કરતો હતો, એટલામાં તેની નજરે બીજો એક દેખાવ પડ્યો.

એક ન્હાના છોકરાને એક બ્રાઉન પેપરથી બાંધેલું બંડલ ગટરમાંથી ઉંચકી લેતાં તેણે જોયો. બંડલ લઇ તે છોકરો નાસવા લાગ્યો. ગુલાબ તેની પાછળ પડ્યો. બંડલમાં શું છે તે જાણવાની તેને ઘણી જ ઉત્કંઠા થઇ.

છોકરો ઘણો જ ઉસ્તાદ હતો. દોડવામાં પણ પાણીના રેલા જેવો હતો. ગલી કુંચીઓમાંથી તે અટક્યા સિવાય દોડતો જતો હતો.

પરંતુ ગુલાબ પણ કાંઇ તેનાથી ઉતરે તેમ નહોતો. તે પણ તેની પાછળ ઝડપથી દોડવા લાગ્યો; છેવટે ઘણે દૂર જાઇ તે છોકરાને પકડ્યો, તથા તેના હાથમાંનું બંડલ ખુંચવી લીધું.

ગુલાબે બંડલ છોડીને જોયું તો એક હસ્તલિખિત પુસ્તક તેની નજરે પડ્યું. ગુલાબને ઘણી જ નિરાશા ઉત્પન્ન થઇ; છતાં એક વખત

પ્રતાપસિંહને બતાવી તે કહે તેવી તેની વ્યવસ્થા કરવી એવો તેણે નિશ્ચય કર્યો અને 'કુંજવિહાર' હૉટેલ તરફ વળ્યો.

પ્રતાપસિંહ એક પ્રખ્યાત ડિટેક્ટિવ હતો. ઘણી મુદ્દતથી તે સુરતમાં જ રહેતો હતો. તે સરકારી નોકર નહોતો. ખાનગી રીતે તે પોતાનો ધંધો ચલાવતો હતો. તેના મદદનીશો પૈકી ગુલાબ એ તેનો જમણો હાથ હતો. પ્રતાપસિંહ સુરતમાં હોય ત્યારે તે ઘણું કરીને 'કુંજ-વિહાર' હોટેલમાં જ રહેતો; કારણ કે એ હોટેલની વ્યવસ્થા તેને ઘણી પસંદ હતી.

ગુલાબ આવ્યો. ત્યારે પ્રતાપસિંહ સિગાર સળગાવી, હાથમાંની દીવાસળી ફેંકી દેતો હતો.

"દીવાસળી ફોકટ નાખી દેશો નહિ. આ બંડલ પણ તેના ભોગને જ લાયક છે—તદ્દન નકામું છે!" ગુલાબે કહ્યું.

"ગુલાબ, તું આમ તો લાવ! મ્હને જોવા તો દે."

"અંગ્રેજી, મૅન્યુસ્ક્રિપ્ટ જેવું છે!"

"ત્હારું અંગ્રેજી પાંડિત્ય તો ઘણું છે! શું છે? આમ લાવ—મ્હને જોવા દે."

ગુલાબે પોતાના હાથમાંનું બંડલ પ્રતાપસિંહને આપ્યું. પ્રતાપસિંહે જોયું તો એ પુસ્તકના મુખપૃષ્ઠપર 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' લેખક;—'સમાજસેવક' એવા શબ્દો લખેલા હતા. આ શબ્દો વાંચી પ્રતાપ સ્વગત વિચારવા લાગ્યો:—"આ ગ્રંથકારનું નામ તો મ્હેં અદ્યાપિપર્યંત સાંભળ્યું નથી. દેખાય છે તો ઘણો માર્મિક! વિષય-પ્રવેશ ઘણો જ ઉત્તમ છે! ગ્રંથકાર ઉત્તમ બુદ્ધિમત્તા ધરાવતો હોય એમ જ લાગે છે!"

ગુલાબે હસતાં હસતાં કહ્યું:—"જો જો, છેતરાઇ ન જતા આજકાલ આ વીસમીસદીના સુધરેલા જમાનામાં લેખકો તેમ જ

કવિઓની સંખ્યા ઘણી વધી ગયેલી છે; એ સઘળા ગ્રંથકારોમાં કોણ ઉત્તમ છે અને કોણ કનિષ્ઠ છે એનો નિર્ણય કરવાનું કાર્ય ઘણી મુશ્કેલીભર્યું છે."

"તું બકવાદ છોડી દે, અને મ્હને બે ત્રણ કલાક સુધી નિશ્ચિંતતાથી બેસવા દે"

ગુલાબ હસતો હસતો ત્યાંથી બહાર ચાલ્યો ગયો, તથા ત્રણેક કલાક પછી પાછો તે આવ્યો ત્યારે પણ પ્રતાપસિંહ પેલી હસ્તલિખિત પ્રતના વાંચનવ્યવસાયમાં જ નિમગ્ન હતો.

કેટલાક વખત પછી હસ્તલિખિત પ્રત નીચે મુકી પ્રતાપ બોલ્યોઃ–"ગુલાબ! તને આ બંડલ ક્યાંથી મળ્યું? એકદમ કહે–વખત ન ગુમાવ."

"પરંતુ આટલા બધા ઉતાવળા થવા જેવું તેમાં કાંઇ હોય એમ હું ધારતો નથી!"

"ઉતાવળ! ગુલાબ તું શું કહે છે? આ ગ્રંથ જેણે લખ્યો છે તેની ઘણી જ નામના થાય તેમ છે."

"પરંતુ તેની નામના સાથે આપણને શો સંબંધ છે?"

"સાંભળ, આજ સુધીમાં મ્હેં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે; પરંતુ આવા પ્રકારનું પુસ્તક અદ્યાપિપર્યંત મ્હારા વાંચવામાં આવ્યું નથી. સમાજમાંના ગરીબ લોકોની સ્થિતિનું ચિત્ર આમાં આબેહુબ દોરવામાં આવ્યું છે!"

પ્રતાપસિંહના આવા કથનથી ગુલાબના મન ઉપર સહજ અસર થઇ. પોતાને ખરેખર એક ઉત્કૃષ્ટ ગ્રંથની પ્રાપ્તિ થઇ હોય એવું તેને લાગવા માડ્યું. તેણે પ્રતાપસિંહને સર્વ હકીકત કહી સંભળાવી. સર્વ હકીકત શ્રવણ કરી રહ્યા પછી પ્રતાપસિંહે ગુલાબને સંબોધીને કહ્યુંઃ—"કદાચ તે મુર્છા પામેલી સ્ત્રીનું જ આ બંડલ હશે. જો કે અક્ષર સ્ત્રીના હોય

એ સંભવિત નથી; પરંતુ આ બંડલ તે-તેનાં હાથમાંથી જ પડી ગયેલું હોવું જોઇએ! ઠીક. પછી તે સ્ત્રીનું શું થયું તેની તને કંઇ ખબર છે.?"

"તેનું શું થયું તે ઇશ્વર જાણે! તેની આગળ ગિર્દી વિશેષ થઈ હતી. હું તપાસ કરનાર હતો-એટલામાં જ આ બંડલ તરફ મ્હારું લક્ષ્ય ગયું અને હું તે મેળવવાના કાર્યમાં પ્રવૃત્ત થયો. ઠીક પુસ્તક ઘણું ઉત્તમ છે, કેમ નહિ ? આવા પુસ્તકને ચોરના હાથમાંથી મેળવવાના કાર્ય બદલ સરકાર તરફથી અને સમાજ તરફથી હું પદવી તેમ જ પદકોની સ્પૃહા ધરાવું તો શું એ અયોગ્ય છે ?"

ગુલાબના વિનોદ તરફ પ્રતાપસિંહનું લક્ષ્ય જ નહોતું. તે થોડા સમય સુધી સ્વગત કાંઇ વિચાર કરી ગુલાબને કહેવા લાગ્યોઃ—"આ પુસ્તક આપણે એ સ્ત્રીની તપાસ કરી તેને તરત પાછું સોંપવું જોઇએ. ઘણું મહત્વનું પુસ્તક છે. સત્વર કપડાં પહેરી આવ. પાછું ત્હારે બ્હાર જવાનું છે."

પ્રતાપસિંહે એક નોટપેપર લીધું અને તેના ઉપર નીચે મુજબ લખ્યું.

"સમાજસ્થિતિ ક્યારે સુધરશે ?" એ નામનું એક અપૂર્ણ હસ્તલિખિત પુસ્તક મળી આવ્યું છે. લેખક 'સમાજસેવક' છે. તેમણે 'કુંજવિહાર' હોટેલમાં આવીને ખાનગી ડિટેક્ટિવ પ્રતાપસિંહને મળવું એટલે ખાત્રી થવાથી પાછું સોંપવામાં આવશે."

ગુલાબ કપડાં પહેરીને ત્યાં આવ્યો. પ્રતાપસિંહે તેને કહ્યુંઃ— "ગુલાબ! આની નકલો કર અને સઘળાં વર્તમાનપત્રોમાં આ જાહિરખબર આપી આવ."

"આપને આ પુસ્તકની ઘણી જ કાળજી થતી હોય એમ લાગે છે." ગુલાબે જાહિરખબર વાંચીને કહ્યું.

"મ્હને તો ફક્ત કાળજી જ થાય છે; પરંતુ બીચારા ગ્રંથકારને

કેટલી બધી ચિંતા થતી હશે! પોતાનું પ્રિય પુસ્તક ગૂમ થઇ જવાથી, પોતાની સર્વ મહેનત ફોકટ ગઇ એમ લાગવાથી તેના હૃદયને કેટલી બધી વ્યથા થતી હશે એનો ખ્યાલ તને ક્યાંથી આવી શકે ? જા જા, જલ્દી જા, હવે વખત ગૂમાવીશ નહિ. સઘળાં વર્તમાનપત્રોમાં જાહિર-ખબર આપી આવ."

બ્રહ્ર જેટલી નકલો કરી ગુલાબ ચાલ્યો ગયો.

એ દિવસે પ્રતાપસિંહને તે પુસ્તક સિવાય બીજું કાંઇ સૂઝ્યું નહિ. આખી રાત્રી જાગીને તેણે તે અપૂર્ણ ગ્રંથ ફરીથી વાંચ્યો. વિષયનું પ્રતિપાદન એવું આકર્ષક હતું કે એક વખત વાંચનકાર્યનો આરંભ કર્યા પછી તે પૂર્ણ કર્યા સિવાય છોડી દેવાની ઇચ્છા જ ન થાય. પ્રતાપે સ્વગત વિચાર કર્યો કેઃ—" મ્હેં જાહિરખબર આપી છે. કાલે સ્હવારે એ અલૌકિક બુદ્ધિ ધરાવનાર ગ્રંથકાર 'સમાજસેવક' મ્હારી પાસે આવશે. તેની સાથે મ્હારી મુલાકાત થશે, અને તેની સાથે વાતચિત કરવાનો અલભ્ય લાભ મ્હને મળશે."

બીજા દિવસના સંધ્યા સમયના છ વાગ્યા સૂધી પ્રતાપસિંહે 'સમાજસેવક'ની ઘણીજ ઉત્સુકતાથી રાહ જોઈ; પરંતુ કોઇ આવ્યું નહિ, તેથી કંટાળીને તે બ્હાર ફરવા નીકળી પડયો.

રસ્તે જતાં જતાં 'હડે હડે' એવો જોરથી થતો અવાજ પ્રતાપના કાને પડ્યો. પોતાનો મોતીઓ કોઇના અંગ ઉપર ધસ્યો છે કે કેમ એ બાબતની ખાત્રી કરવા પ્રતાપે પાછા ફરીને જોયું તો તેણે આવા શબ્દો સાંભળ્યાઃ "કૂતરો આપનો હોય એમ જણાય છે ! જેના તેના અંગ ઉપર ધસે છે; હડકાયો તો નથી થયો ને ?"

પ્રતાપનો મોતીઓ ઘણો જ ચાલાક હતો. ગમે તે મનુષ્યના અંગ ઉપર તે એકદમ ધસતો નહિ. ચોર બદમાશને ઓળખીને જ તેના

તરફ તે ધસતો. તેને થતું જ્ઞાન કોઈ પણ સમયે અસત્ય ઠરતું નહિ. કૂતરાને સાંકળથી ખેંચી તેને શાંત કરી પ્રતાપસિંહે તે નવીન મનુષ્ય તરફ ગંભીરતાથી જોઇ રહીને કહ્યું:—"મ્હારો કૂતરો સ્વસ્થ છે એ માટે મ્હને સંપૂર્ણ ખાત્રી છે. સભ્ય સ્ત્રી પુરુષોના અંગ ઉપર તે ધસતો જ નથી એવો મ્હને અનુભવ છે. કદાચ તમારો આ વિલક્ષણ કાળો ઑવરકોટ જોઇને તે ધસ્યો હશે."

એ મનુષ્યે એક મ્હોટો ઑવરકોટ પહેરેલો હતો. પ્રતાપે એક વખત પુનઃ તે મનુષ્ય તરફ જોયું અને પોતે મોતીઆને લઈ હસતો હસતો ત્યાંથી ચાલ્યો ગયો.

પ્રતાપને બ્હાર જતો જોઈ ઉપર દર્શાવવામાં આવેલા નવીન મનુષ્યને સહજ આનંદ થયો. તે સ્વગત બોલ્યો:—"પ્રતાપનો જ આ કૂતરો છે! આ રસ્તે બીજો કોઇ એવો ભયંકર કૂતરો નથી. તે પણ આ વખતે પોતાના ધણી સાથે બ્હાર ગયો એ ઠીક જ થયું. હવે આપણું કાર્ય સહેલાઇથી પાર પડશે. આપણા રસ્તામાંથી એક મ્હોટી અડચણ દૂર થઈ."

ધીમે ધીમે ચાલતો તે 'કુંજવિહાર' હૉટેલ નજીક જઈ પહોંચ્યો, તથા એક બે મિનિટ કંપાઉન્ડમાં લટાર મારી તે ઠેઠ પ્રતાપસિંહની રૂમ તરફ ગયો.

* * * *

લગભગ કલાકેક ફરીને પ્રતાપસિંહ પાછો ફર્યો. જ્યારે તે બ્હાર ફરવા જતો ત્યારે તેના પાછા ફરવાના સમયે ગુલાબ હમ્મેશાં દ્વાર આગળ બેસી તેની રાહ જોયા કરતો; પરંતુ આજે ગુલાબ દરવાજામાં નજરે નહિ પડયાથી પ્રતાપને આશ્ચર્ય લાગ્યું. તેની રૂમમાં પણ ગુલાબ નહોતો. આસપાસની રૂમોમાં તપાસ કરતાં પણ ગુલાબનો પત્તો નહિ

લાગવાથી છેવટે તેણે પોતાની રૂમમાં આવી ગુલાબને હાંક મારવાનો વિચાર કર્યો. અંતે એકાએક તેના કાને કોઈ ગુંગળાઇ મરતા મનુષ્યનો અસ્પષ્ટ ધ્વનિ સંભળાયો.

પ્રતાપને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. કોનો અવાજ છે; તથા શું થયું છે એ તેના ધ્યાનમાં આવ્યું નહિ. તેની બેઠકની રૂમના ખુણામાં ગોઠવેલા કબાટ તરફથી એ અવાજ આવતો હતો. પ્રતાપ ઘણો ગભરાયો. કબાટ બંધ હતું. બ્હાર જતી વખતે તેણે પોતાની ચોક્કસ કરી રાખેલી ખુંટી ઉપર કુંચી ભરવેલી હતી. હમણાં તે સ્થળે કુંચી નહોતી!

પ્રતાપનો ધંધો જ ગુપ્તપોલિસનો હતો; તેથી તેણે ઘણી ન્હાની મ્હોટી કુંચીઓ તથા હથિયારો વગેરે રાખ્યું હતું. તેણે કુંચીઓના ઝુમખામાંથી એક કુંચી બેસાડીને કબાટ ઉઘાડ્યું એટલે એક ધોતીઆમાં કાંઇ બાંધી રાખેલું તેની નજરે પડ્યું.

પ્રતાપે તે બાંધેલું પોટલું છોડયું, તો હાથ પગથી બંધાઈ ગયેલો ગુલાબ તેની નજરે પડયો. બીચારાના મોઢા ઉપર કાનટોપી પહેરાવી તેને ગળા સૂધી ખેંચી કંઠ સાથે બાંધી દીધી હતી! આથી કરીને તે વિશેષ ગભરાઇ ગયો હતો. તેના માથા ઉપર સખ્ત ઘા થયો હતો; તે એક અક્ષર પણ બોલી શક્યો નહિ! છતાં બનેલા પ્રકાર ઉપરથી પ્રતાપે કલ્પના કરી કે પેલી હસ્તલિખિત પ્રત પુનઃ ગૂમ થઇ હશે! અંતે પ્રતાપની આ કલ્પના સત્ય જ ઠરી.



## પ્રકરણ ૨૧ મું.

### ગ્રંથ પુનઃ ગુમ થયો.

"આપ વખતસર આવી પહોંચ્યા તેથી જ મ્હારો જીવ બચ્યો; નહિ તો આજે જીંદગીનો અંત આવી રહ્યો હતો !" ગુલાબે નેત્રો વિકાસી કંપિત સ્વરે કહ્યું.

"ગુલાબ ! તું કહે તો ખરો કે શું બન્યું છે? અહીં કોણ આવ્યું હતું ?" પ્રતાપે ગુલાબના માથામાં પડેલા લાકડીના ઘા તરફ જોતાં પૂછ્યું.

"સમાજસેવક આવ્યો હતો."

"આપણને મળી આવેલા હસ્તલિખિત ગ્રંથનો કર્તા કે ?"

"હા, તે જ. તમે કહેતા હતા ને કે એ મ્હોટો અજબ લેખક હોવો જોઇએ ! તદ્દન બરાબર ! તે અજબ જ છે !" ગુલાબે માથા ઉપર થયેલા ઘાપર હાથ ફેરવતાં કહ્યું.

"પરંતુ એ ગ્રંથકર્તા આ પ્રમાણે કરે એ સર્વથા અશક્ય છે; ઉલટું તેની પ્રત પરત મળ્યા બદલ તે આપણો આભાર માન્યા સિવાય રહે નહિ. આ પ્રકારના કારણરૂપે 'સમાજસેવક' નથી જ એમ હું ખાત્રીપૂર્વક કહું છું. આ તો બીજા કોઇ લુચ્ચાની લુચ્ચાઇ હોય એમ જણાય છે !"

"આપ કેમ ભૂલો છો ? મ્હોટા મ્હોટા બુદ્ધિશાળી ગ્રંથકારો ચક્રમ ભેજાના જ હોય છે ને ?!"

"તું ગમે તેમ કહે; પરંતુ એ ગ્રંથનો કર્તા આવું કૃત્ય કદાપિ કરે નહિ. શું થયું તે સર્વ કહે એટલે તત્સંબંધી કાંઇ ચોક્કસ વિચાર કરી શકાશે. તે 'સમાજસેવક' જ હતો એવી ત્હારી ખાત્રી છે ?"

" તેણે પોતાની ઓળખાણ 'સમાજસેવક' નામથી જ આપી હતી. તે મજબૂત પણ ઘણો છે. લગભગ છ ફીટ ઉંચો છે. કદાચ તે કોઈ લુચ્ચો પણ હોય. તે આપના બ્હાર જવાની રાહ જોતો હશે. કારણ આપના બ્હાર ગયા પછી પાંચ મિનિટમાં જ તે આવ્યો અને હું તે હસ્તલિખિત પ્રતનો માલિક છું, એમ તેણે મ્હને કહ્યું. તેને મ્હેં ઘણી જ નમ્રતાથી પ્રશ્ન કર્યો:—" આપ જ સમાજ-સેવક છો કે ? "

તેણે પ્રત્યુત્તર આપ્યો:—" હા, એ નામથી હું મ્હારાં સર્વ પુસ્તકો લખું છું." તેનો પ્રત્યુત્તર મળ્યા પછી મ્હેં ક્રમાનુસાર નમ્રતાથી જ પૂછ્યું:—" ત્યારે આપનું સત્ય નામ શું છે ?"

તરત જ તેણે ક્રોધથી લાલચોળ બની જઇને કહ્યું:—" મ્હારા સત્ય નામનું તમારે શું કામ છે ? મ્હારું પુસ્તક મ્હને સોંપી દેવામાં શી હરકત છે ? મ્હને એ સ્વાધીન કરી દ્યો; મ્હારે ઉતાવળનું કામ છે."

મ્હેં કહ્યું:—" આપનું સત્ય નામ જણાવવા આપને શી હરકત છે ? આપ જ તેના માલિક છો એવી ખાત્રી થયા સિવાય હું તે આપને કેવી રીતે આપી શકું ? પ્રતાપસિંહ બ્હાર ફરવા ગયા છે. તમે સ્હવારે આવજો. તે વખતે પ્રતાપસિંહ હાજર હશે. તેમને મળીને આપ આપનો ગ્રંથ બેલાશક લઈ જજો. "

મ્હારું બોલવું પૂર્ણ થતાં પહેલાં જ 'સમાજસેવક' ગરમ થઇ ગયો, અને મ્હારા શરીર ઉપર ધસ્યો. તેણે ગુસ્સાથી કહ્યું:—" શું મ્હારે બીજું કાંઈ કામ નહિ હોય કે હું અહીં વારંવાર ધક્કા ખાયા કરું ? મ્હારે તે ગ્રંથ હમણાં જ જોઇએ. જુઓ ! એ ગ્રંથ પેલા ટેબલ ઉપર જ પડ્યો છે." આમ કહી તે ટેબલ તરફ વળ્યો અને ટેબલ ઉપરથી તે હસ્તલિખિત ગ્રંથ તેણે ઉંચકી લીધો. આવો પ્રકાર જોઇ હું

મ્હારા ક્રોધને શાન્ત કરી શક્યો નહિ. હું તેની સ્હામે થયો. તે ઘણો જ ઉસ્તાદ હતો ! તેના હાથમાંની લાકડી તેણે એવા તો જોરથી મ્હારા માથામાં ફટકાવી કે તે સાથે હું દુઃખની પરિસીમાથી મુર્છાવશ થઈ પડ્યો. ત્યાર પછી શું બન્યું તે હું બરાબર જાણતો નથી. થોડા સમય પછી મ્હને માલૂમ પડ્યું કે મ્હને બાંધીને કબાટમાં પૂર્યો છે.”

“આ કાંઇ બીજું જ પ્રકરણ ઉપસ્થિત થયું છે! એ ‘સમાજ-સેવક’ હોય જ નહિ. ઠીક, તેનો પોષાક કેવો હતો ?”

“તેણે એક મ્હોટો કાળો ઑવરકોટ પેહેરેલો હતો, વળી તેના ગળામાં સફેદ કૉલર હતો.”

પ્રતાપે થોડા સમય સુધી કાંઇ વિચાર કરીને કહ્યું:—“ત્યારે તો એ મનુષ્યને મ્હેં જોયો છે. હું બ્હાર ગયો તે વખતે એ મ્હને રસ્તામાં જ મળ્યો હતો. મોતીઓ તેના અંગ ઉપર ધસ્યો પણ હતો; કદાચ મોતીઆને તેનો સંશય આવ્યો હશે; પરંતુ એકંદરે ઘણો વિલક્ષણ પ્રકાર બન્યો છે !”

એટલામાં એક માણસ એક ચીઠ્ઠી લઇ પ્રતાપસિંહની રૂમમાં આવ્યો અને તેણે પ્રતાપના હાથમાં તે ચીઠ્ઠી મૂકી. પ્રતાપે ચીઠ્ઠી વાંચી જોઇ તો તે ડૉક્ટર રમેશચંદ્રની હતી. તેમાં નીચે દર્શાવેલી હકીકત લખેલી હતી.

“શ્રીમાન્ પ્રતાપસિંહ !

આપની જાહિરખબર મ્હારા વાંચવામાં આવી છે. આપને એક હસ્તલિખિત પુસ્તક મળ્યું છે તે સંબંધી કેટલીક અગત્યની વાતચિત કરવાની છે માટે આ પત્ર મળતાંની સાથે જ આવેલા માણસ સાથે મ્હને મળવા આવવાની કૃપા કરશો. એ પુસ્તક એક સ્ત્રીનું છે. એ

બાઇના પતિ બીમાર હોઈ હાલ તેઓ મ્હારી સારવારમાં છે. તેમણે જ એ ગ્રંથ લખેલો છે. વિશેષ વાતચિત રુબરુમાં કરીશું.

લિ૦

સ્નેહાભિલાષી,

રમેશચંદ્રના પ્રણામ."

પ્રતાપે ગુલાબને કહ્યું:–" હું જરૂરનું કાર્ય હોવાથી ડૉક્ટર રમેશચંદ્ર પાસે જાઉં છું. તને હવે આરામ જેવું લાગે છે ને ?"

" હા."

" ત્યારે એક કામ કર. મોતીઆને લઇ તું બ્હાર જા અને તે વેશધારી 'સમાજસેવક' ક્યાં છે તેની તપાસ કરી લાવ. સાવધાનતા રાખજે ! પુનઃ ઝપાઝપીનો પ્રસંગ લાવીશ નહિ; કાર્ય થઈ રહે કે તત્કાળ પાછો અત્રે આવજે." આવી સૂચના કરી પ્રતાપ ડૉક્ટર રમેશચંદ્ર પાસે ગયો.

ડૉક્ટર રમેશચંદ્રે પ્રતાપને ટૂંકમાં જ સઘળી હકીકત કહી સંભળાવ્યા પછી પૂછ્યું:–" તમે તે ગ્રંથ અત્રે લેતા આવ્યા છો કે ?"

" એ ગ્રંથ તો એ બાઇનો પતિ આવીને લઇ ગયો છે !"

" એમ બનવું તદ્દન અશક્ય છે; કારણ તે બાઈના પતિ બીમાર હોઈ હું જ તેમની દવા કરું છું. તેથી એ કેવી રીતે પુસ્તક લેવા આવી શકે ? બીજો કોઈ આવીને લઈ ગયો કે શું ?"

" હા, કાંઇ વિલક્ષણ પ્રકાર બન્યો છે. ઠીક, તે બાઈ ક્યાં રહે છે એ આપ જાણો છો ?"

" હા, એમ કહી ડૉક્ટરે પોતાની ડાયરીમાંથી પ્રતાપને શિરનામું લખી આપ્યું. પ્રતાપ શિરનામું લખી ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૨ મું.

### વખતસર મદદ.

સંધ્યાકાળના લગભગ પાંચેક વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. યોગેશ્વરે મધ્યાન્હનો સમય નિદ્રામાં વીતાડી દીધા પછી; ઉઠી હાથ મ્હોં ધોઈ, વસ્ત્રો પહેરી ગાડી જોડાવીને તે તેમાં બેઠો તથા નિવૃત્ત થયા પછી કોચમેનને હુકમ કર્યો કેઃ– ' વિપિનવિહારીને ત્યાં. '

કોચમેને હાથમાંની ચાબુક ઉંચી કરતાંની સાથે જ ઘોડો છૂટયો. અને પાંચ મિનિટમાં તો યોગેશ્વર વિપિનવિહારીને ત્યાં જઈ પહોંચ્યો. કોચમેનને ગાડી ઉભી રાખવાની સૂચના કરી તે સીધો મેડા ઉપર ગયો.

આ સમયે વિપિનવિહારી શુદ્ધિમાં નહોતો. તે પથારીમાં દુઃખની પ્રબળ વ્યથાથી પડયો રહ્યો હતો. શય્યાની પાસે જ હેમલતા બેઠી બેઠી પતિદેવતાનું મસ્તક દબાવતી હતી. પતિ ન જાણે તે પ્રમાણે કેટલીક વખતે તે અશ્રુદ્વારા હૃદયનો ભાર ખાલી કરતી હતી. યોગેશ્વરને આવેલો જોઈ હેમલતાએ કૃતજ્ઞતાસૂચક સ્વરે કહ્યુંઃ–" આવો ભાઇ ! ડૉક્ટર રમેશચંદ્રભાઈની દવાથી પ્રકૃતિ જો કે સુધારાપર છે; પરંતુ હજી તેઓ ઘણોખરો વખત બેશુદ્ધાવસ્થામાં જ રહે છે. "

" બ્હેન ! ચિંતા કરશો નહિ. ઇશ્વર સર્વ સારું જ કરશે." યોગેશ્વરે સહાનુભૂતિસૂચક સ્વરે કહ્યું.

" પેલા હસ્તલિખિત ગ્રંથનો કાંઇ પત્તો લાગ્યો કે ? " હેમલતાએ અધીરતાથી પૂછ્યું.

" ના–એ સંબંધીનું કામ મ્હેં મ્હારા અભિન્નહૃદયબંધુ રમેશ-

ચંદ્રને સોંપ્યું છે; તેથી તમે એ માટે બિલ્કુલ ચિંતા કરશો નહિ." યોગેશ્વરે આશા દર્શાવતાં કહ્યું.

"ખરેખર, જો તે પુસ્તક પુનઃ પ્રાપ્ત નહિ થાય તો દુઃખની સીમા રહેવાની નથી. આવી ભયંકર હાલતમાં પણ તેઓ એ પુસ્તકના મથાળાં, મથાળાં ઉપર આપેલાં અવતરણો વગેરેને બબડયા કરે છે. તેમને સહજ આરામ થતાંમાં જ એ પુસ્તકની જરૂર પડશે. શું કરવું, કાંઇ સૂઝતું નથી. હવે તો ઇશ્વર ઉપર આધાર રાખ્યા સિવાય છુટકો નથી. જે પુસ્તક તેમને પોતાના જીવિત સર્વસ્વ બરાબર લાગે છે, જેને માટે તેમણે અત્યંત પરિશ્રમ ઉઠાવ્યો છે તે પુસ્તક મ્હારી જ નિષ્કાળજીથી ગુમ થયું છે એમ હું કેવી રીતે કહી શકીશ, અને ધારો કે જો કદાચ કહું તો તેમના દુઃખપૂર્ણ હૃદયપર તેથી કેવો સખ્ત આઘાત થશે? કદાચ એવો આઘાત થતાં આપણા દુર્દૈવે કાંઇ અનિષ્ટ પરિણામ પણ આવે એવો મ્હારા મનમાં ભય રહે છે."

યોગેશ્વરે હેમલતાના મનનું સમાધાન કરી તથા અમુક રકમ મોકલી આપવાનું કહી ત્યાંથી ઉઠવાની તૈયારી કરી; એટલામાં શારદાપ્રસાદની યમુના હેમલતા પાસે આવી કહેવા લાગીઃ—"કાકી, તમને મળવાને કોઈ માણસ આવ્યું છે!"

"યમુના! તેમને અંદર લઇ આવ. આ ખુરસીને સહજ પેલી તરફ ખેંચ. તેના ઉપર તેઓ બેસશે.

થોડા સમયમાં જ યમુના આવેલા માણસને લઇ અંદર આવી. આવનાર વ્યક્તિ બીજી કોઇ નહિં પરંતુ પ્રતાપસિંહ જ હતો; તેણે આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો કે:—"બ્હેન! તમારું નામ હેમલતા કે? મ્હારું નામ પ્રતાપસિંહ છે! કદાચ તમે મ્હારું નામ સાંભળ્યું પણ હશે! 'સમાજસેવક' નામના લેખકને તમે પિછાનો છો કે? આ વિચિત્ર પ્રશ્ન સાંભળી તમે કાંઇ ભળતી કલ્પના કરશો નહિ. અમુક

ખાસ કારણુંસર મ્હને આ પ્રશ્ન પૂછવાની જરૂર પડી છે."

યોગેશ્વર ડિસ્ટ્રિક્ટ ક્લેકટર હોવાથી ઘણા ખરા ડિટેક્ટિવોનાં નામ તે જાણતો હતો. પ્રતાપસિંહનું નામ પણ તેના સાંભળવામાં આવ્યું હતું તેમ જ તેની ચતુરાઇ સંબંધી પણ કેટલીક હકીકત તે જાણતો હતો. તેણે તરત જ ઉભા થઈ પ્રતાપસિંહ સાથે સેકહેન્ડ કરી અને કહ્યું:—"હું અહીંનો ડિસ્ટ્રિક્ટ કલેકટર છું. તમારું નામ મ્હેં સાંભળ્યું છે. તમારું આગમન અત્રે શા માટે થયું છે?"

પ્રતાપસિંહે યોગેશ્વરની સ્હામે ખુરસી ઉપર સ્થાન લેતાં લેતાં પોતાના ખીસ્સામાંથી એક ન્યૂસપેપર કાઢી તે યોગેશ્વરના હાથમાં મૂક્યું, તથા ગૂમ થઇ ગયેલા ગ્રંથની જે જાહિરખબર હતી તે બતાવીને વાંચી જોવા સુચવ્યું. યોગેશ્વરે જાહિરખબર વાંચી જોઇ ન્યૂસપેપર હેમલતાને આપ્યું, તથા તેણે પ્રતાપસિંહ તરફ જોઇ પ્રસન્નતાપૂર્વક પૂછ્યું:—"ત્યારે શું એ પુસ્તક તમને જ મળ્યું છે? જો એમ હોય તો ઇશ્વરની કૃપા થયેલી જ સમજવી જોઇએ. તમે તે તમારી સાથે લેતા આવ્યા છો કે?"

હેમલતાનાં નેત્રયુગલમાં પણ આનંદનાં આંસુ ભરાઇ આવ્યાં. પ્રત્યુત્તર સાંભળવાને તે ઘણી અધીરી બની ગઇ.

"ના, મ્હારી સાથે લાવ્યો નથી!" પ્રતાપ અંચકાતો અચકાતો કહેવા લાગ્યો, "તે પુસ્તક પોતાનું જણાવીને એક ગૃહસ્થ મ્હારા નોકર પાસેથી મ્હારી ગેરહાજરીનો લાભ મેળવીને લઇ ગયો છે!"

"પોતાનું કહીને! બીજો કોઈ એ પુસ્તકને પોતાનું કેવી રીતે કહી શકે? તેમના ગ્રંથને પોતાનો જણાવી અસત્ય બોલનાર એ પાપાત્મા કોણ છે? એ પુસ્તકની એક બે જણને જ માહિતી હતી! ફક્ત બે જ જણને!!" હેમલતાએ સહજ આવેશમાં કહ્યું.

યોગેશ્વર દિઙ્મૂઢ, બની જઇ સર્વ હકીકત સાંભળ્યા કરતો હતો. પ્રતાપે હેમલતાને પ્રશ્ન પૂછ્યોઃ–“એ બે ઇસમો કોણ છે તે કહો જોઉં? એ ઉપરથી પુસ્તક કોણ લઈ ગયું છે તેની શોધ કરવી સુલભ થઇ પડશે.”

“એક તો આપણા સુરતમાં પુસ્તકપ્રકાશકનો ધંધો કરનાર નીચ, સ્વાર્થી અને નિષ્ઠુર બુકસેલર હરિગોવિંદ અને બીજો ભરુચમાં સાર્વજનિક લાયબ્રેરી સ્થાપનાર આનંદચંદ્રનો પ્રાયવેટ સેક્રેટરી શ્યામચરણ છે.”

“તમારે ને આનંદચંદ્રને કાંઇ સંબંધ છે કે?”

“હા, આનંદચંદ્ર મ્હારા કાકા સસરા થાય છે.”

“ત્યારે જો મ્હારા ઉપર તમને વિશ્વાસ હોય તો તમે મ્હને સઘળી હકીકત સવિસ્તર કહી સંભળાવો.”

તરત જ હેમલતાએ વિપિનવિહારીના આયુષ્યની કરુણાજનક કહાણી તેમ જ પોતાનો તથા આનંદચંદ્રનો હવે એક બીજા તરફ કેવો સ્નેહ છે તે સર્વ હકીકત પ્રતાપને કહી સંભળાવી. પ્રતાપનું હૃદય ઘણું દ્રવિત થયું. તેણે ઉત્સુકતાથી પૂછ્યુંઃ–“એ સઘળું તો ઠીક; પરંતુ શ્યામચરણને આ પુસ્તક સંબંધીની કાંઇ પણ હકીકત માલુમ હતી કે?”

“હા, પ્રથમ એક વખત હું ત્યાં ગઇ ત્યારે તેનું વર્તન સહાનુભૂતિ જેવું હતું; ત્યાંથી હું પાછી ફરી ત્યારે તે પોતે મ્હને સ્ટેશન સુધી પહોંચાડવા આવ્યો હતો. તે વખતે તેણે મ્હને કહ્યું હતું કે, “વિપિનવિહારી હમ્મેશાં અરેબિયન નાઇટ્સ જેવી જ વાર્તાઓ લખ્યા કરે છે એ શું સારું છે કે? તેમની લખવાની સ્ટાઇલ ઉત્તમ પ્રકારની છે. વર્તમાન હિન્દુ સમાજની સ્થિતિનું યથાર્થ ચિત્ર આલેખી તેના ગુણદોષ સમાજને દર્શાવી શકાય એવું એકાદ પુસ્તક તેઓ કેમ લખતા નથી? વળી એવા પ્રકારના ઉપયુક્ત ગ્રંથો લખ્યા સિવાય કાકા સાહેબનો ગુસ્સો શાંત થનાર નથી. વિપિનવિહારી વિદ્વાન્ અને બુદ્ધિ-

માનૂ છે. આટલા સમયમાં તો તેમણે ઉત્તમ ગ્રંથકાર તરીકે પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું હોત એવું કાકાસાહેબ વારંવાર કહે છે."

ઉપર્યુક્ત હકીકત સાંભળી રહ્યા પછી મ્હેં તેને 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ પુસ્તક સંબંધી વાત કરી, ત્યારે તેણે ઉત્તરમાં કહ્યું કેઃ—"હા, જો એવો ઉત્તમ ગ્રંથ વિપિનવિહારીએ લખ્યો છે એવું કાકાસાહેબ જાણશે તો તેઓ ભૂતકાળની સર્વ હકીકત ભૂલી જશે. તેમને શાંત કરવા તથા તેમની કૃપા મેળવવા માટે આ કરતાં બીજો કોઇ ઉત્તમ માર્ગ નથી."

વળી થોડો સમય અટકી હેમલતાએ કહ્યુંઃ—"શ્યામચરણ કહેતો હતો તે બ્યાજમી હતું. સારાં સારાં પુસ્તકોનો સંગ્રહ કરવો એમાં જ કાકાજી પોતાના જીવનની ઇતિકર્તવ્યતા સમજે છે!"

"આનંદચંદ્રની સાથે મ્હારે પ્રત્યક્ષ ઓળખાણ નથી; પરંતુ તેમનું લૌકિક હું જાણું છું. સામાજિક ઉત્તમ પ્રકારના ગ્રંથો તેમને ઘણા જ પ્રિય થઇ પડે છે, 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ ગ્રંથ ખાત્રીથી તેમને પસંદ પડશે; પરંતુ હાલ તત્સંબંધી વિચાર કરવો અનાવશ્યક છે. હમણાં તો તમે વિપિનવિહારીને લઇ થોડા દિવસ માટે ભરુચ તરફ જ જાઓ, કારણ મ્હારા ધારવા પ્રમાણે અહીંના કરતાં ત્યાંનાં હવા પાણી ઉત્તમ છે." પ્રતાપે સૂચના કરી.

ઘણા સમયથી શાન્ત રહેલા યોગેશ્વરે પણ પ્રતાપના વિચારને અનુમોદન આપી કહ્યુંઃ—"પ્રતાપસિંહનું કહેવું સત્ય છે. અમે પણ સમયાનુસાર ત્યાં આવતા જતા રહીશું. આવશ્યક વ્યવસ્થા હું થોડા વખતમાં કરી આપું છું."

"'પ્રતાપસિંહ! આપે અમારે માટે ઘણી મહેનત ઉઠાવી છે; આપના ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકાશે?' કૃપા કરી એ

પુસ્તકની શોધ કરી આપશો તો આપના ઉપકારઋણનું વિસ્મરણ અમારાથી જીવનમાં કદાપિ નહિ થાય."

"તમે બિલ્કુલ ચિંતા ન કરો. એ પુસ્તકને હું શોધી કાઢ્યા સિવાય રહેનાર નથી. વળી તેમાં તમારે ઉપકાર બતાવવાની આવશ્યકતા નથી. મનુષ્ય માત્રનો ધર્મ છે કે એક બીજાને સંકટ સમયે બનતી મદદ કરવી જોઇએ."

"પરંતુ બધી દુનિયા કાંઇ સરખી હોય છે? સ્વાર્થી હરિગોવિંદ જેવા નિષ્ઠુર નરાધમો પણ વિશ્વસંસારમાં અસ્તિત્વ ધરાવે છે ને?"

"જો તેમ ન હોય તો દુનિયા ચાલે કેવી રીતે? દુરાચારી મનુષ્યોના અસ્તિત્વથી જ સદાચારી મનુષ્યોની મહત્તાનું મૂલ્ય અંકાય છે."

ત્યાર પછી યોગેશ્વર અને પ્રતાપસિંહ હેમલતાને ધીરજ આપી બ્હાર નિકળ્યા. યોગેશ્વરે પ્રતાપસિંહને પોતાની ગાડીમાં સાથે જ લીધો અને પોતાને ઘેર તેડી ગયા પછી ચ્હાપાણી વગેરેથી સત્કાર કરી તેણે તેને જવાને માટે રજા આપી. પ્રતાપસિંહના ગયા પછી યોગેશ્વરે એક વિશ્વાસુ માણસ સાથે હેમલતાને સો રૂપિયાની રકમ મોકલી આપી.

## પ્રકરણ ૨૩ મું.

### પાપી પંખીડા.

બસરીબાલા શ્વસુરપક્ષમાં ગઇ એટલે યોગેશ્વર તદ્દન સ્વતંત્ર થઇ ગયો. તેના આચાર વિચાર વિશેષ ઉદ્ધત થયા. તે પોતાનું ભાન ભૂલ્યો. વિષયવાસનાને આધીન થતાં

તેણે સમાજની રૂઢીઓ ઉપર પદાઘાત કર્યો. ગરીબ બીચારી બંસરી-બાલાને હમ્મેશાં દુઃખી રાખવાનો માર્ગ તેણે હાથ ધર્યો. સુધાકરનાં મોજાંથી પ્રશાંત સાગર જેટલો ઉછળે તેના કરતાં પણ યોગેશ્વરનું હૃદય વિનોદિનીના મુખરૂપી સુધાકરને જોઇ વધારે ઉછળવા લાગ્યું. વિનોદરૂપી લોહચુંબક તરફ તે લોઢા માફક ખેંચાવા લાગ્યો. સમાજને તેમ જ રૂઢીનાં બંધનને છિન્નભિન્ન કરી નાખીને તેણે પાપસાગરમાં ઝંપલાવ્યું; પરંતુ પાપસાગરમાં ડૂબવા છતાં તેનો મોહ ઉડયો નહિ. તે તેમાં વધારે ને વધારે ઉંડો ઉતરવા લાગ્યો! હરિ હરિ!!

વિનોદિની પણ વિષયની વાસનાનો ત્યાગ કરી શકિ નહિ. તે પોતાના મન સાથે અનેક સુખની કલ્પનાઓ કરવા લાગી. પોતાના આલોક તેમ જ પરલોકને ભૂલી જઈ વિનોદિની પાપના માર્ગે અગ્ર-ગામિની થઈ. તે અંધ બની ગઇ! कामातुराणां न भयं न लज्जा એ ઉક્તિ તેને માટે સત્ય નીવડી; અસ્તુ.

ભગવતી નવદુર્ગા–એ તો સાક્ષાત દેવીનો જ અવતાર છે. આ વિશ્વમાં પાપાચરણો કેવી રીતે થાય છે તેનું તેને લેશ માત્ર પણ જ્ઞાન નથી. સમાજ ભલે તેને અપરાધિની ઠરાવે; પરંતુ અમારી દૃષ્ટિમાં તો તે સર્વથા નિર્દોષ જ છે.

રાત્રિના લગભગ આઠેક વાગ્યા છે. ભોજનકાર્ય પૂર્ણ થઈ ગયું છે. ભગવતી નવદુર્ગા જમી પરવારી ઇષ્ટ નામનો જપ જપતી પોતાના પ્રાણાધિક પુત્ર શ્રીકાન્ત સાથે પોતાના ઓરડામાં બેઠી છે. યોગેશ્વર હજી સુધી બ્હારથી ફરીને આવ્યો નથી. પ્રકૃતિને આરામ થઇ ગયેલો હોવાથી હવે તેણે હવાફેર માટે અન્ય સ્થળે જવાને વિચાર માંડી વાળ્યો છે. વિનોદિની યોગેશ્વરનું તેમ જ પોતાનું ભોજન યોગેશ્વરના દિવાનખાનામાં લાવી, યોગેશ્વરની રાહ જોતી એક દીપક આગળ બેસી

પોતાની ચંપકકલિ જેવી અંગુલિઓદ્વારા યોગેશ્વરને માટે એક પુષ્પમાળા બનાવી રહી છે. વિનોદિનીના કરપલ્લવની પ્રભાથી પુષ્પો પણ પ્રભાહીન દેખાય છે. વાંકો ચુંકો વિમુક્ત કેશકલાપ તેના વક્ષપ્રદેશ તથા સ્કંધપ્રદેશપર થઇ જમીન સુધી પહોંચ્યો છે. સ્હામેની બારીમાંથી સુધાકરનાં શીતળ કિરણોનો પ્રકાશ વિનોદિનીના મુખમંડળ ઉપર પડે છે. વાયુદેવતાએ પણ મોહાંધ બની તેણે પહેરેલા શ્વેત વસ્ત્રની ખેંચતાણ કરવા માંડી છે. અલંકારો નહિ હોવા છતાં પણ તેનું પ્રાકૃતિક સૌંદર્ય લક્ષ અલંકારો કરતાં પણ અધિક દીપી આવે છે.

થોડો સમય પસાર થયો એટલે યોગેશ્વર ઘેર આવી પહોંચ્યો અને બારોબાર પોતાના દીવાખાનામાં જ ગયો. વિનોદ ઉભી થઇ ગઇ, તથા તૈયાર થયેલી પુષ્પમાળાને વચ્ચે પડેલા એક રાઉન્ડ ટેબલ ઉપર મૂકી યોગેશ્વરને વસ્ત્રો ઉતારવામાં તેણે સહાયતા કરી. ત્યાર પછી વિનોદ અને યોગેશ્વર એક બીજાં સાથે એક જ પાત્રમાં ભોજન કરવા બેઠાં. ભોજન કરતાં કરતાં યોગેશ્વરે વાત ઉપાડીઃ—"કેમ વિનોદ! તું અત્યાર સુધી ભોજન લીધા વિના કેમ બેસી રહે છે? તને મ્હારાથી પહેલાં ભોજન લેવાને શી હરકત છે?"

વિનોદે સ્મિત કરતાં કરતાં પોતાના કપાળ ઉપર ઉડી આવેલી કેશકલાપની એક લટને દૂર કરતાં પ્રત્યુત્તર આપ્યોઃ–"આપની સાથે ભોજન લેવાથી મ્હને અપાર આનંદ થાય છે! પ્રભુ! આપનું મુખ જોતાં હું ગાંડી ઘેલી બની જાઉં છું. જો આ સંસારમાં કોઇ રીતે મ્હને સુખ લાગતું હોય તો ફક્ત આપના મિલનમાં જ. આપ જ મ્હારા સર્વસ્વ છો.",

"વિનોદ! મ્હારે મન તો તું સ્વર્ગની પ્રતિમા છે! તને સુખી રાખવાને માટે હું મ્હારાથી જેટલું બને તેટલું કરવા તૈયાર છું. પ્રાણ! ત્હારા કરતાં શું વિશેષ છે? ત્હેં મારે માટે શું નથી કર્યું? નિંદાભયને,

સમાજભયને ત્હેં મ્હારે માટે જ તિલાંજલિ આપી છે. મ્હારે માટે જ ત્હેં ત્હારો આલોક તેમ જ પરલોક બગાડ્યો છે."

"નાથ ! હું રંકના બેલી પ્રભુ ! એમાં મ્હેં શું વિશેષ કર્યું છે ? પરંતુ આપને મ્હારી એટલી જ વિનંતિ છે કે આપ આ દાસીને ભૂલશો નહિ, વિશેષ શું કહું ?"

"વ્હાલી, હૃદયના પ્રેમથી એક બીજાને સુખી કરી શકાય છે. ત્હારે માટે હું જાતિભ્રષ્ટ થઈશ; સમાજભ્રષ્ટ થઈશ તથા મ્હારું બળિદાન આપવાનો સમય આવશે તો પણ હું પાછો હઠીશ નહિ."

વિનોદે એક મધુર કટાક્ષ યોગેશ્વરના તરફ ફેંક્યો; વળી કટાક્ષ સાથે હૃદયને ઉન્માદ સ્થિતિમાં લાવી મૂકે એવું મૃદુ હાસ્ય કર્યું ! રૂપોન્મત્ત યોગેશ્વરનું મસ્તક ભમવા લાગ્યું. તેને સમગ્ર બ્રહ્માંડ ભમતું હોય એવો ભાસ થવા લાગ્યો !

ભોજન કરી રહ્યા પછી યોગેશ્વર અને વિનોદ ઉઠ્યાં. વિનોદ પલંગપર બેઠી. યોગેશ્વર આરામચેર ઉપર પડ્યો પડ્યો સિગાર ફુંકવા લાગ્યો. યોગેશ્વરના હૃદયમાં અનંત વિચારો ઉપસ્થિત થવા લાગ્યા ! ગરીબ બીચારી બંસરીબાલાની દીન પ્રતિમા તેના નેત્રો સમક્ષ ઉપસ્થિત થઈ ! તેને એમ લાગ્યું કે, હું વિનોદ પર પ્રેમ કરું છું. એ એક પ્રકારનો અન્યાય કરું છું; હું એક મ્યાનમાં બે તલ્વાર સમાવવાનો પ્રયત્ન કરું છું; એ કેમ બનશે ? ત્યારે શું મ્હારે વિનોદનો ત્યાગ કરવો પડશે ? નહિ, મ્હારાથી એમ કાળાંતરે બની શકશે નહિ. હું વિનોદ અને બંસરીબાલા બન્નેને ચ્હાઇશ !"

વિનોદ યોગેશ્વરનું હૃદય ઉકેલી શકી. એકાએક તેને પેલી પુષ્પમાળા યાદ આવી. તેણે પલંગપરથી ઉઠી ટેબલ ઉપર પડેલી પુષ્પમાળા પોતાના કોમળ કરમાં લીધી તથા જે પ્રમાણે કોઈ દેવી સ્વર્ગના

દેવતાને વરમાળા આરોપવા આનંદાશ્રેશમાં જાય તેથી વિશેષ આનંદાવેશમાં તેણે યોગેશ્વર પાસે જઈ, તેના કંઠમાં બકુલની માળા પહેરાવી. યોગેશ્વર પોતાના સર્વ વિચારો ભૂલ્યો. પાછો તે મોહસાગરમાં ડૂબવા લાગ્યો. તે ધર્માધર્મનું ભાન ભૂલી ગયો, અને વિનોદ-વિહ્વળા વિનોદને તેણે ઘણા જ સ્નેહથી ગાઢ આલિંગન કર્યું! પાઠક! આ પાપાચારનું વિશેષ દ્રશ્ય જોવાથી કાંઈ ફાયદો નથી; માટે આપણે આ પાપી પંખીઓને અહીં જ છોડી બીજી તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ છીએ.

## પ્રકરણ ૨૪ મું.

### પત્તો લાગ્યો.

પ્રતાપસિંહના ચાલ્યા ગયા પછી થોડા જ વખતમાં પેલા વેશધારી સમાજસેવકની શોધાર્થે મોતીઆને લઈ ગુલાબ બહાર નીકળી પડયો. ગુલાબે ખોટી દાઢી મુછો લગાવી પોતાનો વેશ બદલી નાખ્યો હતો. તેમ કરવાનો ઉદ્દેશ એ હતો કે કદાચ પેલા વેશધારીની મુલાકાત થાય તો તે તેને ઓળખી શકે નહિ.

મોતીઆને લઇ ગુલાબ જે સ્થળે પ્રતાપસિંહની પેલા વેશધારી સાથે મુલાકાત થઇ હતી ત્યાં જઇ પહોંચ્યો. એ ઠેકાણું પ્રતાપે પ્રથમથી જ ગુલાબને જણાવ્યું હતું.

તે જગ્યાએથી ઉલટેલાં પગલાંના આકાર ઉપરથી તે એ વેશધારીનાં જ છે એવું ગુલાબના લક્ષ્યમાં આવ્યું. પગલાંના આકાર ઉપરથી રસ્તો શોધી કાઢવામાં મોતીઓ ઘણો જ ચતુર હતો. કૂતરાને

એ. જ્ઞાન ઉત્પન્ન થાય છે જ; તેમાં વળી આપણો મોતીઓ તો ચતુર અને કાર્યદક્ષ હતો, તથા પ્રતાપસિંહના સહવાસથી તેમ જ તેના શિ-ક્ષણથી પણ તે કેળવાયો હતો.

તરત જ પોતાની કામગીરી શી છે એ મોતીઆના લક્ષ્યમાં આવ્યું, અને તે પગલાંના આકાર ઉપરથી આગળ વધવા લાગ્યો. આવી રીતે કેટલીક ન્હાની ગલીકુંચીઓ વટાવી એક મ્હોટા મહોલ્લાના નાકા આગળના બંગલા પાસે મોતીઆની સાથે ગુલાબ જઇ પહોંચ્યો. મોતીઓ ત્યાં જ ઉભો રહી પૂછડી હલાવવા લાગ્યો.

આ બંગલાની આગલી બાજૂ મ્હોટા રસ્તા ઉપર હતી, તથા બંગલાની આસપાસ એક ન્હાનો બાગ હતો. બંગલો ત્રણ માળનો હતો. અને તેના ઉપલા માળપર જવાનો રસ્તો બ્હારથી જ હતો.

મોતીઆએ 'પત્તો લાગ્યો છે' એમ જણાવવાને તેણે પોતાની પૂછડી હલાવી, તથા ગુલાબ તરફ તે અર્થપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. વચ્ચે વચ્ચે તે દાદરનાં પગથીઆં તરફ દોડવા લાગ્યો.

ધીમેથી સાંકળી ખેંચીને ગુલાબે મોતીઆને તેમ કરતાં અટકાવ્યો, તથા પોતે સ્વતઃ વિચાર્યું કેઃ—"છેવટે શિકારનો પત્તો લાગ્યો હોય એમ જણાય છે. દરવાજા ઉપર નામનું પાટીઉં પણ છે."

"જાહિરાત એજન્સી—નીચેનો મજલો."

"કૃષ્ણકાન્ત શર્મા—ખાનગી ડિટેક્ટિવ—બીજો મજલો."

"લીપ્ટન ટી એજન્સી—ત્રીજો મજલો."

"ખાનગી ડિટેક્ટિવ?! અમારા ધંધાવાળો જ અમારો પ્રતિસ્પર્ધી છે કે શું? અદ્યાપિપર્યંત આ શર્માનું નામ મ્હેં બિલકુલ સાંભળ્યું નથી. આ હકીકત મ્હારે પ્રતાપસિંહને અવશ્ય જણાવવી જોઇએ." પાટીઉં વાંચી રહ્યા પછી ગુલાબે સ્વતઃ વિચાર કર્યો.

"પરંતુ કૃષ્ણકાન્ત શર્મા કોણ હશે? મ્હારી પાસે આવેલો બદમાશ તો તે નહિ હોય! તેણે જ પોતાની શક્તિનો મ્હારા ઉપર પ્રયોગ કર્યો છે કે શું? બીજે મજલે, કેમ? હાં ઠીક, આગલી બારી પણ ઉઘાડી છે. એજ શર્માની ઑફિસ છે! અંદર દીવો બળે છે એટલે તે અંદર જ હોવો જોઇએ એમ લાગે છે; ઉપર જઇને હું તપાસ કરું? નહિ, એવું સાહસ કરવાની પ્રતાપસિંહે સખ્ત મનાઇ કરી છે. હવે કેવી રીતે તપાસ કરવી? ઠીક, ચિંતા નહિ!"

રસ્તા ઉપર ગૅસના દીવાઓ પણ ઘણા ઉંચા આવેલા હતા. એ દીવા સળગાવનારો નિસરણી લઇને દીવા સળગાવવા આવતો હતો. તે ધીમે ધીમે છેક જ ગુલાબ પાસે આવી પહોંચ્યો. તેને પાસે આવેલો જોઇ ગુલાબે સહાનુભૂતિસૂચક કહ્યું:—"હરિ હરિ! આ દીવા સળગાવવાનો તને કંટાળો નથી આવતો? સંધ્યાકાળ થઇ ગયો છે. લોકોએ પોતાનાં ઘરોમાં દીવા સળગાવ્યા છે; તો પણ હજી ત્હારું દીવા સળગાવવાનું કાર્ય ચાલ્યા જ કરે છે!"

"શું કરું ભાઇ! ઇન્સ્પેક્ટર વિચિત્ર માણસ છે. ઘેર સ્ત્રી માંદી હોવાથી મ્હને આજે વિલંબ થયો છે."

"ઠીક ત્યારે, તને હું આ દીવા સળગાવી આપું? મ્હને દીવાઓ સળગાવવાનો ઘણો જ શૉખ છે."

"તમને શૉખ છે! ઘણી આશ્ચર્યજનક વાત! સ્ત્રી પુત્ર, પરિવારનું રક્ષણ કરવા માટે જ હું આ ધંધો કરું છું. આવા કામનો તે વળી શૉખ કેવો?!"

"સત્ય કહું છું કે આ કાર્યનો મ્હને શૉખ છે. આ દીવા હું ફોકટ સળગાવી આપીશ. એટલું જ નહિ; પરંતુ જો તું મ્હારો શૉખ પૂર્ણ કરવા દઇશ તો હું તને ઉલટો એક પૈસો આપીશ. હું પૈસો આપું

તેની તું ત્હા પી આવ; એટલામાં તો હું આ પાસેનો એક દીવો સ-ળગાવી આપીશ."

"દીવો સળગાવવાનો શૉખ પાર પાડવા માટે તમે મ્હને એક પૈસો આપશો? સાહેબ! આપ ચક્રમચંદ્ર હો એમ જ મ્હને લાગે છે."

"હા ભાઇ હા, દીવા સળગાવવાની બાબતમાં હું એવો જ છું એમ કહું તો એમાં કાંઇ અતિશયોક્તિ જેવું નથી. તેમ કરવાથી મ્હને ઘણો જ આનંદ થાય છે. હું ફક્ત આ એક જ દીવો સળગા-વીશ. વળી તને એક પૈસાને બદલે બે પૈસા આપીશ. ત્હારી સ્ત્રી બીમાર છે ને? તેને માટે એક પૈસાનું દાડિમ લેતો જજે."

"તમને એક પણ દીવો સળગાવવા દેવો એ મ્યુનિસિપાલિટીના કાયદા વિરુદ્ધ છે. ઇન્સ્પેક્ટર કે કોઇ બીજો અધિકારી અત્રે એકાએક આવી પહોંચે તો મારો રોટલો જાય; છતાં તમારી ઇચ્છા છે તો ફક્ત આ એક જ દીવો સળગાવો!"

ગૅસની બત્તીના થાંભલાને નિસરણી મૂકી ગુલાબ ઉપર ચઢ્યો. નિસરણી ઉંચી હોવાથી તે શર્માની ઑફિસનું સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરવા લાગ્યો. આ કાર્ય કરવા માટે જ દીવા સળગાવવાનું ઉપલક્ષ દર્શાવીને તે નિસરણીપર ચઢ્યો હતો. તેનું દીવો સળગાવવા તરફ દુર્લક્ષ્ય જોઇને પેલા ગરીબ નોકરે કહ્યું:—"ઓ મ્હોટા ભાઈ! જલ્દીથી દીવો સળગાવો. કોઈ અમલદાર આવી પહોંચશે તો મ્હારો રોટલો જશે."

દીવા સળગાવનારની વિનવણી તરફ ગુલાબનું બિલ્કુલ લક્ષ્ય નહોતું. તે તો શર્માની ઑફિસનું સંપૂર્ણ ધ્યાનથી દર્શન કરતો હતો. શર્માની ઑફિસમાં બે માણસો આ સમયે બેઠા હતા, કે જેમાંના એકે આપણા ગુલાબની ખબર લીધી હતી. તે માણસે મ્હોટા ઑવરકોટ પહેર્યો હતો. બીજો મનુષ્ય પણ તેના જેવો જ લુચ્ચો જણાતો હતો;

છતાં બન્નેના મુખમંડળમાં આસમાન જમીન જેટલો ફર્ક હતો. તે એક ખુરસી ઉપર બેઠો બેઠો કાંઇ વાંચતો હતો. ‘સમાજસ્થિતિ ક્યારે સુધરશે ?’ એ તાત્વિક ગ્રંથની હસ્તલિખિત પ્રત વાંચતાં વાંચતાં તેના મુખ ઉપર આનંદાવિર્ભાવ માલૂમ પડી આવતો હતો.

આ પ્રકારનું દિગ્દર્શન કર્યા પછી ચતુર ગુલાબ એકદમ નીચે ઉતર્યો તથા પેલા દીવા સળગાવનારના હાથમાં બે પૈસા મૂકીને તે બોલ્યોઃ—“ભાઇ! મ્હારો શૉખ પૂર્ણ થયો છે. આ નિસરણી ઉપર ઉભા રહેવાથી જ મ્હને ઘણો આનંદ થયો છે. હવે ત્હારી ઇચ્છા હોય તો તું દીવા સળગાવ; સેવક વિદાય થાય છે. લે રામ રામ!”

પછી મોતીઆને લઇ ગુલાબ હૉટેલમા જઈ પહોંચ્યો. આ સમયે પ્રતાપ પોતાનાં કાર્યોથી નિવૃત્ત થઈ હૉટેલમાં આવી ગુલાબની રાહ જોતો હતો. ગુલાબ આવ્યો કે તરત જ તેણે પ્રશ્ન કર્યોઃ—“વેશધારી ‘સમાજસેવક’નો પત્તો લાગ્યો કે !”

“હા.” ગુલાબે પ્રત્યુત્તર આપ્યો.

“જો સાંભળ, તે માણસ જ ચોર છે. એ પુસ્તક તેનું નથી. ઠીક, તે ક્યાં રહે છે? તેનો પત્તો કેવી રીતે લાગ્યો?”

ગુલાબે ઉત્તરમાં સઘળી હકીકત પ્રતાપસિંહને નિવેદન કરી,

“કૃષ્ણકાન્ત શર્મા!” પ્રતાપ સર્વ હકીકત સાંભળી રહ્યા પછી આશ્ચર્યથી બોલ્યોઃ—“આ નામ તો મ્હેં કદાપિ સાંભળ્યું નથી. ગુપ્ત પોલિસનો ખાનગી વ્યવસાય કરનારા ઘણાખરાને તો હું ઓળખું છું. આ શર્મા કોણ છે અને ક્યાનો છે તેની મ્હને લેશ પણ માહિતી નથી. ચિંતા નહિ; વેશાંતર કરી તું મ્હારી સાથે ચાલ, તથા મ્હને એ શર્માની ઑફિસ બતાવ.”

પાંચ મિનિટમાં જ વેશાંતર કરી તેઓ હૉટેલની બ્હાર નીકળી પડ્યા.

"તમે તો અત્યારે બરાબર એક પંઝાબી પહેલવાન જેવા દેખાઓ છો!" પ્રતાપના વેશ તરફ જોતાં ગુલાબે કહ્યું.

"હા અલબત્ત! શરાફ બજારમાં અમારી એક પેઢી લાંબી મુદતથી ચાલે છે. પેઢીનું કામ મ્હારો નાનો ભાઇ સુરજચસિંહ કરતો હતો. ધીમે ધીમે તેણે સટ્ટાનો ધંધો કરવા માંડ્યો. આ હકીકત મ્હારા જાણવામાં આવતાં મ્હેં તેને સખ્ત ઠપકો આપ્યો. મ્હેં જે કાંઇ કહ્યું તે તેના કલ્યાણાર્થે જ કહ્યું હતું; કારણ કે સટ્ટો કરવાની લત ઘણી ખરાબ છે. મ્હારાં હિતવચનોનો સદ્‌બોધ નહિ સ્વીકારતાં ઉલટું ખોટું લગાડી તે ઘેરથી નાસી ગયો છે. જે દિવસથી તે જતો રહ્યો છે તે દિવસથી ઘરનાં માણસો મ્હારો જીવ ખાયા કરે છે. તેઓ કહે છે કે, 'એકનો એક ભાઈ છે તથા તે હજી ન્હાનો હોવાથી અજ્ઞાની કહેવાય. થોડા પૈસા ઉડાવ્યા તો તેથી શો દશલાખનો દલ્લો લૂંટાઈ ગયો છે?!' તે મ્હેં તેની ઘણી તપાસ કરી; પરંતુ તેનો પત્તો લાગ્યો નથી. દશ પંદર દિવસમાં જ તે પાછો આવશે એવી મ્હારી ખાત્રી હતી; પરંતુ આજે દોઢ મહિનો થયા છતાં તેનો પત્તો નથી. મ્હારી માએ મ્હને ગભરાવી નાખ્યો છે. આથી કરીને મ્હેં વિચાર્યું કે હવે સ્વસ્થ બેસી રહેવું યોગ્ય નથી. મ્હને પણ હવે તેને માટે ફિકર થયા કરે છે. ભાઇ ભાઇનો પ્રેમ જ એવો છે. અત્રે કૃષ્ણકાન્ત શર્મા નામના કોઇ ખાનગી ગુપ્ત પોલિસના અમલદાર હમણાં જ આવ્યા છે. તેઓ ઘણા ચાલાક તેમ જ નિપુણ છે; તેથી મ્હારા ગૂમ થયેલા ભાઇની શોધ કરવાનું કાર્ય તેમને સોંપવાનો મ્હારો ઇરાદો છે. આપણાથી બને તેટલી શોધ કરવી એ આપણી ફરજ છે." આમ કહી પ્રતાપે એક નિશ્વાસ મૂક્યો.

"અરેરે!" એક ગાઢ નિશ્વાસ મૂકી ગુલાબે કહ્યું. "આપના

ભાઇનો પત્તો હું જ મેળવી આપું તો-? ! તે મ્હારો વિશેષ પરિચયી છે, કેમ નહિ ?" આમ કહી ગુલાબે મૃદુહાસ્ય કરી પુનઃ કહ્યું:-"આ જ હકીકત શર્માને કહેવાનો આપનો વિચાર હોય એમ જણાય છે ?"

"હા એવું જ કાંઇ પણ કરવું જોઇએ. આ જ નિમિત્તથી શર્માની ઑફિસમાં પ્રવેશ કરવાનું સહેલ થઈ પડશે તથા તેની મુલાકાત લેવાશે ! ઠીક પણ જો ત્હેં જણાવ્યું તે સ્થળ પણ આવ્યું. જો પેલી શર્માની ઑફિસનું પાટીઉં ! તું આટલામાં ફર્યા કર. મ્હને કાંઇ વિશેષ વખત લાગવાનો નથી." આમ કહી પ્રતાપસિંહે શર્માની ઑફિસમાં પ્રવેશ કર્યો.

'પ્રતાપસિંહ હમણાં આવશે-હમણાં આવશે.' એમ વિચારતો ગુલાબ રસ્તા ઉપર ઉભો ઉભો તેની ઉત્કંઠાથી રાહ જોતો હતો. લગભગ અડધો કલાક વીતી જવા આવ્યો; પણ પ્રતાપસિંહ પાછો ફર્યો નહિ; તેથી ગુલાબે પાસે આવેલી એક હૉટેલમાં ચ્હા પી આવવાનો નિશ્ચય કર્યો તથા પોતાના નિશ્ચયાનુસાર તે ચ્હા પી આવ્યો. લગભગ ૪૫ મિનિટ વીતી ગઇ; પરંતુ પ્રતાપસિંહ પાછો આવ્યો નહિ તેથી તેણે શર્માની ઑફિસમાં જવાનો વિચાર કર્યો; પરંતુ કદાચિત્ ત્યાં જવાથી પ્રતાપસિંહના ભેદનો સ્ફોટ થઇ જાય અને ઉલટો તે સંકટમાં આવી પડે એવો વિચાર આવવાથી તે ત્યાં જ લટાર મારવા લાગ્યો.

પચાસ મિનિટ વીતી ગયા પછી પ્રતાપસિંહ ઝડપથી નીચે આવ્યો.

"શું પરિણામ આવ્યું ? શિકારનો પત્તો લાગ્યો કે નહિ ?" ગુલાબે અધીરતાથી પ્રશ્ન કર્યો.

"હમણાં મને એક પણ પ્રશ્ન પૂછીશ નહિ. સત્વર એક ભાડાની ગાડી લઇ આવ."

"કેમ શું થયું છે ?"

"ચુપ રહે! હમણાં તો તું હું તને કહું તેમ કર."

ગુલાબ નાકા ઉપરથી એક ભાડાની ગાડી લઈ આવ્યો. જે સ્થળે જવાનું હતું તે સ્થળની ગાડીવાનને સૂચના કરી પ્રતાપસિંહ ગાડીમાં બેઠો.

ગાડી ચાલતી થયા પછી ગુલાબે પૂછ્યું:–"ક્યાં જવાનું છે?"

"પ્રૉ૦ ગજ્જરની ટાઇપિરાઇટીંગ કંપનીમાં."

"શા માટે?" ગુલાબે પુનઃ પ્રશ્ન કર્યો.

"તે તને યથાસમયે સમજાશે."

"યથાસમયે નહિ; મ્હને હમણાં જ કહો. મ્હારી જીજ્ઞાસા એટલી બધી વધી ગઇ છે કે હવે હું એક ક્ષણ માટે પણ ધૈર્યનું અવલંબન કરી શકતો નથી. બદમાશ શર્માની મુલાકાત થઈ કે?"

"હા, એટલું જ નહિ પણ મ્હેં તેને ઓળખ્યો સુદ્ધાં!"

"પરંતુ તમે તો કહેતા હતા ને કે 'હું તેને બિલકુલ ઓળખતો નથી!"

"હા. મ્હારું કહેવું કાંઇ ખોટું નહોતું. દશ વર્ષ પૂર્વે પણ એ લુચ્ચો આ જ ધંધો કરતો હતો. તે વખતે તેનું નામ જૂદું હતું. પછી એક જણને ફસાવવાના અપરાધ માટે તેને સાત વર્ષની કેદની સજા થઇ હતી. એ થોડા જ સમયથી શ્રીઘરમાંથી મુક્ત થઇને આવેલો જણાય છે. હવે તેણે નવા નામથી કાર્ય ચલાવવા માંડ્યું છે."

"ત્યારે શું એ વગર ભાડાની કોટડીમાં પણ વાસ કરી આવ્યો છે કે?"

"અરે! એ તો ચીનનો શાહુકાર અને દિલ્હીનો ઠગ છે!"

"ત્યારે બીજો પેલો લઠ્ઠભારતી કે જેણે મ્હારી ખબર લીધી હતી તે ત્યાં હતો કે?"

"હા, તે તો અંદરની રૂમમાં બેસી રહ્યો હતો. એ શર્માનો સાથીદાર હોય એમ જણાય છે!"

"શર્માની માફક એ પણ લુચ્ચો જ હોવો જોઇએ!"

"એમાં શો શક?"

"હં, પણ પેલા હસ્તલિખિત ગ્રંથનું શું થયું?"

"તેનો પત્તો લાગ્યો છે; મ્હારી નજરે પણ તે ગ્રંથ પડ્યો છે. શર્માએ કેટલાક કાગળો તપાસવા પોતાની પેટી ઉઘાડી હતી. તે વખતે મ્હેં એ ગ્રંથ જોઈ લીધો હતો. સમય સાધીને એ પેટીની ચાવી ઉપરની છાપ તથા ચાવીનો ઘાટ હું જોઇ આવ્યો છું."

"ત્યારે હવે શું કરવાનો વિચાર છે?"

"એક દુઃખી કુટુંબનો ત્રાસ ઓછો કરવા માટે આપણે આજે ઘરફાડુનો ધંધો કરવાનો છે."

"શર્માની પેટી તોડવાનો કે?"

"હા, અને તે પણ જેમ બને તેમ જલ્દીથી."

"શું તે હસ્તલિખિત પ્રત ચોરી લેવાનો તમારો વિચાર છે?"

"હા, અને તે ફક્ત બે કલાક માટે જ."

"આપ શું કહો છો તે હું સમજી શકતો નથી."

"જો સાંભળ, તે હસ્તલિખિત પ્રત સદાને માટે આપણે ચોરી લઇશું તો શર્માને સંશય આવશે. આપણા મનમાં જેમ તેના માટે સંશય ઉત્પન્ન થયો છે તેમ આપણા માટે તેને સંશય ઉપજવો જોઇએ નહિ. તેણે આ હસ્તલિખિત પ્રતનું બંડલ બીજા કોઇ માટે મેળવ્યું છે એવી મ્હને મળેલી બાતમી ઉપરથી હું કલ્પના કરી શકું છું, તથા પેલો બીજો માણસ કોણ છે તે આપણે શોધી કાઢવાનું છે."

"ત્યારે તે ગ્રંથ ચોરવાની આપણને શી જરૂર છે?"

"આપણને એ ગ્રંથની ફક્ત બે ત્રણ કલાકને માટે જ જરૂર છે; તેની બે ત્રણ પ્રતો ટાઇપરાઇટ કરાવી લેવાની છે."

"પરંતુ એ પુસ્તક કાંઇ ન્હાનું છે કે? તેની બે ત્રણ કોપી ટાઇપરાઇટ કરતાં કેટલો બધો વખત જશે?"

"મ્હેં જે વિચાર કર્યો છે તે પ્રમાણે વર્તવાથી આ કાર્ય બે અઢી કલાકમાં પૂર્ણ થઇ જશે. ગુલાબ! જો, આ પ્રૉફેસર ગજ્જરની ઑફિસ આવી." બન્ને ગાડીમાંથી ઉતરી તરત જ ઑફિસમાં ગયા.

"ઘણું આવશ્યક કાર્ય છે તેથી પ્રૉફેસર સાહેબને હમણાં જ મળવું છે." પ્રતાપસિંહે ઑફિસના કારકુનને કહ્યું.

એક મિનિટમાં તો તે કારકુન પ્રતાપસિંહને પ્રૉફેસર પાસે લઇ ગયો અને પછી તે પાછો ફર્યો.

"કેમ, આપે મ્હને ઓળખ્યો નહિ કે? આ બનાવટી દાઢી મુછો જોઇ કદાચ આપ ગોટાળામાં પડયા હશો!"

"કોણ પ્રતાપસિંહ કે? પહેલાં તો મ્હેં આપને ઓળખ્યા નહોતા જ! પરંતુ આપનો કંઠસ્વર સાંભળી હું તમને ઓળખી શક્યો છું. વળી આવા વેશમાં આપને પિછાની શકવાનું કાર્ય તદ્દન અશક્ય છે! ઠીક, એકાએક કેમ આવવું પડયું?"

"મ્હારે એક હસ્તલિખિત પ્રતની ત્રણ નકલો કરાવવાની છે. લગભગ સાઠેક હજાર શબ્દો હશે!"

"કરી આપીશું."

"કાર્ય ઘણી ઝડપથી થવું જોઇએ; ફક્ત બે કલાકમાં જ."

"ઠીક, ઝડપથી કરી આપીશું; પણ—"

"બની શકે તેટલી ઝડપ કરવી જ જોઇએ. આવતી કાલે રાત્રે

આપ આપના વીસ કલાકોને કામ ઉપર હાજર રાખજો. રાત્રે અગીઆર વાગ્યે તેમને હાજર થવાની સૂચના આપજો. એ સમય દરમ્યાન હું હસ્તલિખિત પ્રત આપી જઇશ. ચાર્જ ઇચ્છા હોય તેટલો કરજો. ગમે તો બમણા પૈસા લેજો; પરંતુ વખતસર કાર્ય પૂર્ણ થવું જ જોઇએ. એ કલાકમાં થશે કે નહિ?"

"થવાને શી હરકત છે? અમારે કરવું જ જોઇએ. આપના જેવા જુના ગ્રાહકોને ના કહેવાય?"

"ઠીક, ત્યારે હું રજા લઉં છું." આમ કહી પ્રૉફેસર સાથે કરમર્દન કરી પ્રતાપસિંહ ગુલાબ સાથે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### વિનોદ અને શ્રીકાન્ત.

સૂર્યદેવતા પશ્ચિમ દિગ્વધૂને સ્નેહાલિંગન કરવા પશ્ચિમાકાશમાં નમી પડયા છે. સંધ્યાદેવી ધીમે ધીમે વસુંધરાપર અવતીર્ણ થાય છે. ઉત્તમ વસંતવાયુ શીતળતા સમર્પણ કરે છે. પક્ષીઓ શાંતિથી સુનીલ અનંત આકાશસમુદ્રમાં પોતાના ટોળાસહ નિવાસસ્થાન તરફ ચાલ્યાં જાય છે. જોતજોતાંમાં પશ્ચિમાકાશ રંગબેરંગી બની ગયું.

બાળક શ્રીકાન્ત છજામાં બેઠો બેઠો વિનોદિની સાથે આનંદવિનોદ કરે છે. ભગવતી નવદુર્ગા સંધ્યા સમયની પૂજામાં પ્રવૃત્ત થયેલી છે. યોગેશ્વર હજી ઘેર આવ્યો નથી.

શ્રીકાન્તે વિનોદને પૂછ્યું:–" માશી, દાદીમાની માફક તમે ઇશ્વર-ભક્તિ કેમ કરતાં નથી ? શું માણસ મ્હોટું થાય ત્યારે જ ઇશ્વરભક્તિ કરે છે ?!"

"ભાઇ! દાદીમા આપણા જેવાં મનુષ્ય નથી; તેઓ તો સ્વર્ગનાં દેવી છે."

"ત્યારે શું દાદીમા દેવી છે તેથી જ ઇશ્વરપૂજા કરે છે?"

"હા. પાપી મનુષ્યોને ઇશ્વરભક્તિ કરવાનો અધિકાર નથી. પ્રભુ તેમની ભક્તિને સ્વીકારતો નથી."

"ત્યારે માશી શું તમે પાપી છો? મ્હારા પિતા પાપી છે? ના ના–તમે ખોટું કહો છો!"

વિનોદને શો પ્રત્યુત્તર આપવો તે સૂઝ્યું નહિ. તેને પોતાના આપેલા ઉત્તર માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. એકાએક તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. શ્રીકાન્ત સમજી ગયો કે તેના આ પ્રશ્નથી તેની માશીને ખોટું લાગ્યું છે; તેથી તેણે કહ્યું:–" માશી! એ તો ઠીક પરંતુ તમે તો પહેલાં મ્હારા પિતા સાથે બોલતાં નહોતાં. તમે કહેતાં હતાં કે એ વાઘ છે, તેમના કાન વાંકા છે, તેઓ બહેરા છે. ત્યારે હવે તમે વાઘનાથી કેમ બ્હીતાં નથી? હવે કહો જોઇએ કે તમે તે દિવસે જૂઠું બોલ્યાં હતાં ને?!"

"ભાઇ! ત્હારા પિતા પહેલાં વાઘ હતા; પરંતુ હવે બકરી થયા છે!"

"જાઓ જાઓ, તમે તો બહુ અસત્ય બોલો છો. હું તમારી કોઇ પણ વાત હવે માનું નહિ તો! હું મ્હારી બાને કાગળ લખવાનો છું, તેમાં લખીશ કે વિનુ માશીએ હજી અસત્ય બોલવાની ટેવ છોડી નથી!"

"ના ના, એવું ન લખીએ હોં ભાઇ! હવેથી હું અસત્ય નહિ બોલું; પરંતુ તું ત્હારી બાને કાગળ લખે છે કે શું?"

"હા, દાદીમા કહે છે તે દિવસે હું કાગળ લખું છું. આવતી કાલે એક કાગળ લખવાનો છું."

"વાહ! ત્યારે તું પણ ત્હારા પિતાની માફક મ્હોટા અમલદાર બનવાનો છે કે શું?"

"હા માશી! જુઓને હું હમણાં અંગ્રેજી પહેલી ભણું છું. આ પરીક્ષામાં પાસ થઇશ કે સેકન્ડમાં જઇશ. પછી ચાર પાંચ વર્ષમાં તો હું ભણીગણીને મ્હોટો જબરો અમલદાર થઇશ અમલદાર, સમજ્યાં કે?" શ્રીકાન્તે રુઆબમાં જ કહ્યું.

"વાહ! અમલદાર થશો એટલે તો પછી તમારામાં શી ખામી રહેવાની?!" વિનોદે સ્મિત કરતાં કરતાં કહ્યું:-"પછી તો તમારે માટે એક રાણીસાહેબ લાવવાં પડશે કેમ ભાઇ?"

શ્રીકાન્ત હસી પડ્યો. તેણે કહ્યું:-"માશી, એ રાણીબાણીની વાત નહિ કરવી; કારણ કે અમારા માસ્તર સાહેબ કહે છે કે બ્રહ્મચર્ય પાળવાથી માણસની બુદ્ધિ વધે છે, તે પુરુષાર્થનાં કાર્યો કરી શકે છે, અને પોતાની સકળ ઇચ્છાઓ પરિપૂર્ણ કરી શકે છે. ઓ માશી, તમે મહાભારતમાં નથી વાંચ્યું કે, ભીષ્મપિતાએ પોતાની આખી જીંદગી સુધી બ્રહ્મચર્ય પાળ્યું હતું."

"ત્યારે શું ત્હારી ઇચ્છા પણ તેવી જ છે કે?"

"ના! છેક તેવી તો નથી જ, પરંતુ જ્યાં સુધી પોતાની જાતમાં કમાવાનું જોર ન હોય ત્યાં સુધી માણસે લગ્ન કરવું એ વ્યાજબી નથી. જ્યારે હું મ્હોટો પચીસ ત્રીસ વર્ષનો થઇશ અને સારી નોકરી મેળવી પૈસા કમાતો થઇશ ત્યારે જ લગ્ન કરીશ."

શ્રીકાન્તનું જ્ઞાન જોઈ વિનોદને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તેને પોતાના વક્ષઃસ્થળ સાથે ચાંપી તેના અધરોષ્ઠપર ઘણાં ચુંબન કર્યાં.

સમજ, સમજ ઓ વિષયવાસનાને વશીભૂત થયેલી વિનોદ! સમજ બ્રહ્મચર્યનો અલૌકિક પાઠ તું આ બાળરાજા પાસેથી સમજ!

---

## પ્રકરણ ૨૬ મું.

---

### પ્રતાપની અદ્‌ભુત યુક્તિ.

પ્રૉફેસરને મળી આવ્યા પછી બીજે દિવસે મધ્યાન્હકાળે ભોજન લઈ પ્રતાપસિંહ લુહારને ત્યાં જઈ એક કુંચી તૈયાર કરાવી લાવ્યો. કુંચીનો નમુનો ઘણો જ સાદો હતો તેથી કરીને તૈયાર થતાં વિશેષ વખત લાગ્યો નહિ.

"શર્માની ઑફિસમાંની પેટી ઉઘાડવાનો આપે નિશ્ચય તો કર્યો પરંતુ એ કાર્ય કેટલું બધું ગંભીર છે તેનો કાંઈ વિચાર કર્યો છે કે?" ગુલાબે ગંભીર મુખમુદ્રાથી કહ્યું.

"ગંભીર તો છેજ અને તેથી કરીને જ એ કાર્યનો ઘણો ભાર હું ત્હારાપર મૂકવાનો છું."

"વાહ! ત્યારે તો મ્હારું રાજીનામું સ્વીકારો. મ્હને આવી નોકરીની જરૂર નથી."

"ખરેખર તું મૂર્ખ છે. રાજીનામું કેવું આપે છે? હું કહું તે પ્રમાણે કરીશ તો તને લેશ માત્ર પણ અડચણ પડનાર નથી. તું ઘણી સહેલાઇથી એ કાર્ય પાર પાડી શકીશ."

"પરંતુ ત્યાં પ્રવેશ કેવી રીતે કરી શકાશે?"

"શર્માની ઑફિસમાં પ્રવેશ કરવાનું કાર્ય કાંઇક કઠિન છે ખરું. નીચે દ્વાર આગળ એક પેન્શનર પોલિસ સિપાહી રહે છે; તે ત્યાં જ સૂઈ જાય છે."

"ત્યારે તો તે રિવૉલ્વર પોતાની પાસે રાખતો હશે અને વિશેષમાં આપણા મોતીઆ જેવા બે ચાર કૂતરાઓ પણ તેની પાસે હશે !"

"એ સંબંધી ત્હારે બિલ્કુલ ચિંતા રાખવાની જરૂર નથી."

"ગમે તેમ હોય પરંતુ આ કાર્ય ઘણું જોખમભરેલું છે, મ્હારાથી તે પાર પડવું ઘણું કઠિન છે."

"અત્યારથી તું વિના કારણ ગભરાઇશ નહિ, ત્હારે ફક્ત પેટી ઉઘાડી તેમાંથી એ હસ્તલિખિત ગ્રંથનું બંડલ કાઢવાનું છે. બીજું બધું હું કરીશ."

"જો કદાચ સઘળું કાર્ય આપ જ કરશો તો મ્હને કાંઇ ખોટું લાગનાર નથી !"

"પરંતુ ત્હારી મદદની જરૂર છે !"

"ઠીક ત્યારે મ્હારો કાંઈ છુટકો છે ?"

એ દિવસે રાત્રે દશ વાગ્યે એક ચિંતાતુર મુખમુદ્રાવાળો ભંગીઓ હાથમાં ઝાડુ લઇ કૃષ્ણકાન્ત શર્માની ઑફિસ જે મકાનમાં હતી તે મકાનની આજૂબાજૂ ફરતો હતો; છેવટે તે એ મકાનના પ્રવેશદ્વાર આગળ ઉભેલા પેન્શનર સિપાહી પાસે ગયો તથા કહ્યું:—"જમાદાર સાહેબ ! પેલી ઉપરની મોરી સાફ કરવાની છે." આમ કહી એ ભંગીઆએ માથા ઉપરનો ટોપલો નીચે મૂક્યો.

"આટલી મોડી રાત્રે ! કોની મોરી !"

"કો......ની......!" ભંગીઓ માથું ખંજવાળતાં યાદદાસ્ત કરતો હોય તેવી મુદ્રા કરી બોલ્યોઃ "ફરસન—હા કરસન જેવું જ કાંઈ અટપટું નામ છે."

"કરસન કોણ ?" સિપાહીએ ન્હીડાઇને કહ્યું.

"મ્હને ચોક્કસ ખબર નથી; પરંતુ મુકાદમ સાહેબે આ જ ગલીના નાકા ઉપર કહ્યું હતું. મ્હારા છોકરાને કહી મુકાદમ સાહેબ ચાલ્યા ગયા હતા. શું કરું ? છોકરાને નામ બરાબર યાદ રહ્યું નહિ. કામ તો થવું જ જોઇએ, નહિ તો મુકાદમ સાહેબ નોકરી ઉપરથી કાઢી મૂકે !"

"અહીં તો કોઇની મોરી સાફ કરવાની નથી; સાફ કરવાની હોત તો તેની મ્હને ખબર હોત."

"હવે શું કરવું ! ટોપલો,–ઝાડુ, ઠેઠ ઘેરથી એટલે લગભગ એક ગાઉથી અહીં સૂધી લાવ્યો ત્યારે ઘરનું ઠેકાણું પડતું નથી. મ્હારું નસીબ જ ચાર ડગલાં આગળનું આગળ છે. ઘર તો આ ગલીના નાકા ઉપર છે; એવી મ્હને ચોક્કસ ખબર છે. નામ પણ કરસન જેવું જ કાંઇક છે. સાહેબ ! મ્હારા ઉપર મેહેરબાની કરી મ્હારું એક કામ કરશો ?"

"ત્હારું શું કામ છે ?" સિપાહીએ એક અધિકારીની માફક રુઆબમાં જ પ્રશ્ન કર્યો.

સિપાહીની મુખમુદ્રા ઉપરથી ઝાડુવાળો સમજી ગયો કે તે પોતાના ઉપર ફિદા છે તેથી તે નમ્રતાપૂર્વક કહેવા લાગ્યોઃ–"મ્હને ફક્ત આ ટોપલો અને ઝાડુ સ્હવાર સૂધી અહીં મૂકી જવા દ્યો, હું મળસ્કે જ આવીને લઇ જઇશ. વળી તે વખતે મુકાદમ સાહેબ પાસેથી ચોક્કસ ઠેકાણું પણ લેતો આવીશ."

એ બીચારા વૃદ્ધ સિપાહીને અદ્યાપિપર્યંત કોઇ માર્મિક વ્યક્તિ મળી નહોતી; તેથી તે ભોળવાઇ જઇ કહેવા લાગ્યોઃ–"ઠીક, ત્હારો સામાન જુના દાદરાની પાછળ બેલાશક મૂકી જા."

"ગરીબ ઉપર ઘણી જ મેહેરબાની કરી સાહેબ!" એમ કહી ભંગીઆએ અંદર જઇ પોતાનો ટોપલો તથા ઝાડુ દાદર પાછળ મૂક્યાં તથા બ્હાર આવીને પૂછ્યું:–"આપના શેઠ કેટલા વાગ્યે ઉઠે છે?"

"સહવારે ૭ સાડા ૭ વાગ્યે."

"બહુ સારું; હું સહવારમાં વ્હેલો ઉઠું છું. આપનો મ્હારા ઉપર ઘણો જ ઉપકાર થયો છે સાહેબ!" આમ કહી મંદ મંદ સ્મિત કરતો ઝાડુવાળો ત્યાંથી વિદાય થઇ ગયો.

"બિચારો ઘણો જ ભોળો અને આનંદી જણાય છે!" સિપાહી સ્વતઃ વિચારવા લાગ્યો: "હવે દરવાજો બંધ કરી સૂવા જવાને શી હરકત છે? હવે કોઇ આવે એમ જણાતું નથી."

આ પ્રમાણે વિચારી તે છેક ઉપરના મજલે ગયો કે જ્યાં તેની હમ્મેશાં સુઈ રહેવાની જગ્યા હતી.

આ હકીકત ઉપરથી વાંચકોના ધ્યાનમાં આવ્યું હશે કે એ ભંગી તે બીજો કોઇ નહિ; પરંતુ પ્રતાપસિંહ જ હતો. તેણે યુક્તિથી ટોપલાની અંદર ગુલાબને છુપાવી રાખ્યો હતો. પોતાનું કાર્ય કેટલાક અંશે સફળ થયેલું સમજી આનંદથી થોડે દૂર જઈ તે આમતેમ લટાર મારતો હતો.

સિપાહીને સૂવા ગયાને આશરે અડધોએક કલાક થયો હશે કે ગુલાબ ટોપલામાંથી બ્હાર નિકળ્યો. તેણે ચોતરફ કાન દીધા; પરંતુ સર્વત્ર શાંતિ જ માલૂમ પડી આવી. ત્યાર પશ્ચાત્ તે ચોરની માફક ધીમે પગલે દાદર ચઢવા લાગ્યો. ઉપર જઇ તેણે પ્રતાપસિંહે પ્રથમથી કરેલી સૂચનાનુસાર જમણી બાજૂનું દ્વાર ઉઘાડ્યું તથા સહેલાઈથી શર્માની ઑફિસમાં પ્રવેશ કર્યો.

ખીસ્સામાંથી ચોર ફાનસ કાઢી ગુલાબે દિવાનખાનાનું સૂક્ષ્મદષ્ટિથી નિરીક્ષણ કર્યું એટલે પ્રતાપસિંહે જણાવેલી પેટી પણ તેની નજરે પડી.

તરત જ તે પેટી માંટે તૈયાર કરાવવામાં આવેલી કુંચી ગુલાબે પોતાના ખીસ્સામાંથી બ્હાર કાઢી તથા તેને કળમાં બેસાડી પેટી ઉઘાડી. પેટી ઉઘાડતાંની સાથે જ ગુલાબનું એક બંડલ તરફ લક્ષ્ય ગયું. તરત જ તેણે તે બંડલ ઓળખ્યું.

એ બંડલની અંદર "સમાજસ્થિતિ ક્યારે સુધરશે?" એ પુસ્તકની હસ્તલિખિત પ્રત હતી. એ બંડલને તેણે એક રૂમાલની અંદર બાંધ્યું. બંડલ બાંધી તેની સાથે એક દોરી પણ બાંધી તથા તે છજ્જા પાસે આવેલા દ્વાર પાસે ગયો. ઘણી જ સાવચેતીથી તેણે રસ્તા તરફ એક વખત નજર કરી તથા દ્વાર પુનઃ બંધ કર્યું.

બ્હાર રસ્તા ઉપર પ્રતાપસિંહ લટાર માર્યા કરતો હતો; પરંતુ તેનું ધ્યાન શર્માની ઑફિસ તરફ જ હતું. પ્રતાપસિંહનો પોષાક અત્યારે કોઈ ભીખારીને પણ ઘૃણા ઉપજાવે એવો હતો, તથા તે દારૂડીઆની માફક લથડીઆં ખાતો હતો. ધીમે ધીમે તે શર્માના ઑફિસ નીચે આવ્યો તથા ભીંતને અડેલી છેક નીચે છુપાઈ બેઠો.

એટલામાં પુનઃ શર્માની ઑફિસના છજ્જાનું દ્વાર ઉઘડ્યું! પરંતુ આ વખતે તે નહિ જેવું જ ઉઘડ્યું. ફક્ત પેલું બંડલ તેમાંથી બ્હાર નીકળી શકે તેમ હતું. પ્રતાપનું ધ્યાન પણ તે બંડલ તરફ હતું. બંડલ નીચે આવતાં જ તેણે દોરીથી તેને છોડી નાખ્યું. ઉપરથી ગુલાબે દોરી ખેંચી લીધી. પ્રતાપસિંહ તે બંડલને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી ચાલી નીકળ્યો, તથા થોડે દૂર ગયા પછી એક ગાડી ભાડે કરી ગાડીવાનને ગાડી પ્રો. ગજ્જરની ટાઈપરાઈટીંગ કંપની તરફ લઈ જવા સૂચના કરી. ગાડીમાં જ પ્રતાપસિંહે પોતાનો ભીખારીના જેવો વેશ બદલી નાખ્યો.

અગીઆર વાગી ગયા હતા. રસ્તા ઉપર ક્વચિત્ જ કોઈ જતું

આવતું માલૂમ પડતું હતું. ગાડી ત્વરાથી ચાલી જતી હતી. પંદર મિનિટમાં જ ગાડી પ્રૉ. ગજ્જરની ઑફિસ આગળ જઇ પહોંચી.

ગાડીવાળાને ઉભા રહેવાની સૂચના કરી પ્રતાપ પ્રૉ. ગજ્જરની ઑફિસમાં ગયો તથા તેમના હાથમાં તે હસ્તલિખિત પ્રત આપતાં કહ્યું:–પ્રૉફેસર સાહેબ ! લ્યો આ કૉપીઓ. લગભગ સાઠેક હજાર ઉપર શબ્દો હશે ! તેના વીસ ભાગ કરો એટલે ઠીક થશે, કેમ નહિ ? તમે વીસ કલાર્કો બોલાવ્યા છે ને ?”

પ્રૉફેસર સાહેબે ઉત્તરમાં સંમતિ દર્શાવી.

પ્રતના ભાગ પાડવાનું કાર્ય પાંચ મિનિટમાં જ પૂર્ણ થયું. બેલ થતાંની સાથે સઘળા કલાર્કો પોતાનું કાર્ય લઈ ટાઇપ રાઇટર ઉપર ‘ટક્ ટક્’ કરતા બેઠા.

રાત્રિનો વખત, ત્રણ ત્રણ હજાર શબ્દોની કૉપીઓ લઇને બેઠેલા વીસ કલાર્કો, ટાઇપોનાં બટનો દાબતાં તેમની આંગળીઓની ઉડતી ધાંધળ, તે વીસ યંત્રોનો ‘ટક્ ટક’ અવાજ, રાત્રિ વિશેષ વ્યતીત થઇ ગયેલી હોવાથી ઝડપથી કાર્ય કરી નાખવાની ઉત્કંઠા ધરાવનારા વીસ કલાર્કોના ચ્હેરા વગેરે દેખાવ ઘણો જોવા લાયક હતો.

માત્ર દોઢ કલાકમાં જ સર્વ કાર્ય સંપૂર્ણ થઇ ગયું. ‘સમાજસ્થિતિ ક્યારે સુધરશે?’ એ પુસ્તકના લખેલા ભાગની ત્રણ નકલો તૈયાર થઇ. કાર્ય ત્વરાથી પૂર્ણ કરવા માટે પ્રૉફેસર સાહેબનો યોગ્ય શબ્દોદ્વારા આભાર માની, તૈયાર થયેલી નકલો ખીસ્સામાં મૂકી, બિલ ચુકવ્યા ઉપરાંત બક્ષિસ તરીકે એક દશ રૂપિયાની નોટ પ્રૉફેસર સાહેબના હાથમાં મૂકી પ્રતાપસિંહ નીચે ઉતર્યો. ગાડી નીચે ઉભી જ હતી, તેમાં બેસી તે પુનઃ શર્માની ઑફિસ તરફ વળ્યો.

થોડા સમય પછી તે જ્યારે ગાડીમાંથી ઉતર્યો ત્યારે તે એક

નશાબાજ ભીખારી જેવો જ જણાતો હતો. રસ્તામાં ઝોકાં ખાતો ખાતો તે શર્માની ઑફિસના નીચેના ભાગ આગળ ગયો. તેણે ધીમેથી ખોંખારો કર્યો. તરત જ શર્માની ઑફિસના છજાનું દ્વાર ઉઘડ્યું અને એક દોરી નીચે આવી.

પ્રતાપસિંહે તે દોરી સાથે પુનઃ એ બંડલ બાંધી દીધું. તરત જ તે દોરી ઉપર ખેંચાઈ ગઇ. પ્રતાપસિંહે ત્યાંથી ઉપડી જતાં અગાઉ ગુલાબને પોતાની આંગળીનો સંકેત કર્યો. ગુલાબે પણ સંકેતદ્વારા પ્રત્યુત્તર આપ્યો. દ્વાર બંધ થયું.

શર્માની પેટીમાં તે બંડલ પુનઃ જેમ હતું તેમ જ મૂકવામા આવ્યું અને ગુલાબ પાછો ટોપલામાં ભરાઇ બેઠો; કારણ કે જો તે દ્વાર ઉઘાડી ચાલ્યો જાય તો સ્હવારે શર્માના અંતરમાં સંશય ઉપજે.

બરાબર સ્હવારે પાંચ વાગ્યે ભંગીઓ આવ્યો, તથા પેલો પેન્શનર સિપાહી કે જે પ્રાતઃકાળે ઉઠી યથાસ્થળે હાજર થયો હતો તેને સંબોધીને તેણે કહ્યું:—"જમાદાર સાહેબ! મ્હને વિના કારણ મહેનત પડી, અને આપને પણ વિના કારણ ત્રાસ વેઠવો પડયો! રામકૃષ્ણ નામના માણસની મોરી સાફ કરવાની હતી. તેઓ પાસેની ગલીમાં જ રહે છે. આપનો ઉપકાર હું કદાપિ વિસરનાર નથી."

ત્યાર પછી અંદર જઈ ટોપલો માથે મૂકી, હાથમાં ઝાડુ લઈ પ્રતાપસિંહ ફરીથી એ સિપાહીને સલામ કરી પલાયન કરી ગયો.

હૉટેલમાં પહોંચ્યા પછી ગુલાબે કહ્યું:—"આ કાર્ય ઘણી જ યુક્તિથી પાર પડયું છે. મ્હને તો કાલે સમસ્ત રાત્રિનો ઉજાગરો કરવો પડયો છે. હું તો હવે કુંભકર્ણની માફક ઘોરવાનો છું!" આમ કહી તે શય્યાવશ થયો.

---

# પ્રકરણ ૨૭ મું.

## સંશયનો સંચાર.

બંસરીબાલાને પિયરમાં આવ્યાને લગભગ એક માસ થવા આવ્યો છે; પરંતુ આ સમય દરમ્યાન યોગેશ્વરે તેના ઉપર એક પણ પત્ર લખ્યો નથી. તે બીચારીને પતિના પોતાના ઉપર થયેલા અભાવની પૂર્ણ ખાત્રી થઇ ચુકી છે. તેની માતા યમુના ઘણી જ ચતુર સ્ત્રી હોઇ પુત્રીનું ચિંતાતુર રહેતું મુખમંડળ તેમ જ યોગેશ્વરની બેદરકારી એ બે બાબત ઉપરથી તેણે પોતાના મન સાથે એક ચોક્કસ કલ્પના કરી લીધી.

રાત્રિના લગભગ દશેક વાગી ગયા છે. બંસરીબાલા પોતાના બાળકને લઈ નિદ્રિતા થઇ ગઈ છે. યમુના તથા ગિરીશચંદ્ર પોતાના શયનાલયમાં બેઠાં છે. એકાએક યમુનાએ વાત કાઢીઃ–"તમે વિનોદને એકલીને ત્યાં શામાટે રહેવા દીધી? આપણી બંસરી સાથે તેને પણ અહીં તેડી લાવવાની જરૂર હતી."

ગિરીશચંદ્રે કહ્યુંઃ–"તેને તેડવા માણસ મોકલીશું તો તે આવશે જ. મ્હેં તેને જાણી જોઇને જ ત્યાં રાખી છે; કારણ કે વહુવાણની પાસે એક માણસ જોઇએ જ. વળી તેઓ એકલાં ગૃહસંસારનું સઘળું કામકાજ કરી શ્રીકાન્તને કેવી રીતે સાચવી શકે? મ્હેં તેમની સગવડતા માટે જ વિનોદને ત્યાં રહેવા દીધી છે. એથી શું ખોટું થયું છે?"

"થવાનું શું હતું તે તમે ક્યાંથી જાણો? વહેવાણના ઉપર દયા કરીને દીકરીને દુઃખના દરિયામાં ડૂબાડી દીધી."

"ત્હારું મન આટલું બધું શંકાયુક્ત કેમ છે? યોગેશ્વરનું ચારિત્ર્ય કાંઇ ખરાબ નથી."

"જો તેમ ન હોય તો આ આખા માસમાં તેમનો એક પણ પત્ર કેમ ન આવ્યો? વિવાહ પ્રસંગે તો તેજ જમાઈ બીજે ને ત્રીજે દિવસે પત્ર લખતા હતા. તેઓ હવે એક એક માસ સૂધી ચુપ કેમ રહે છે? વળી વિનોદને એકલીને ત્યાં શાથી ગમે છે?"

"શું એ સત્ય છે? યોગેશ્વર તેમજ વિનોદ કોઇનો પત્ર આવતો નથી એ હકીકત મ્હને અત્યાર સૂધી કેમ જણાવી નહિ? એમ છતાં પણ યોગેશ્વર ડાહ્યા છે. વિનોદ પણ કાંઈ એટલી બધી મૂર્ખ નથી. ત્હારી ધારણા અસંભવિત છે! વહેવાણ ઘણાં સુચતુર છે!"

"જમાઇ સારું માણસ છે એ સત્ય છે; પરંતુ તે યુવાન છે. ખાય છે, પીએ છે અને નોકરી કરે છે. આજકાલના ઘણાખરા પાશ્ચાત્ય જ્ઞાનમંડિત યુવકોને ધર્માધર્મનું જ્ઞાન હોતું નથી. વળી આપણાં વહેવાણ બીચારાં એકમાર્ગી છે. તેમને બીજી દિશાનું જ્ઞાન નથી. તેઓ તો રાત દિવસ ઇશ્વરાધના જ કર્યા કરે છે. વળી પુત્રીનું મ્હોં હમણાં આવું વિચારશીલ તથા ચિંતાતુર દેખાય છે તેની તમને ખબર છે કે?"

"તું ભૂલે છે. વિનોદ સારાસારનો વિચાર કરી શકે તેમ છે."

"અરેરે! તમે હમ્મેશાં ભોળા જ રહેવાના! વિનોદ બાળવિધવા છે, તે નવયુવતી છે. તેની ભાવનાઓનો હજી નાશ થયો નથી. વિનોદને આપણી બંસરીબાલાની સગવડ સાચવવા ખાતર જ બોલાવવામાં આવી હતી તેથી વહેવાણે પણ તેને તેની સાથે વિદાય કરવી જોઇતી હતી. વળી વિનોદ અને યોગેશ્વર બંસરીબાલાના અત્રે આવવાથી એકબીજાના વિશેષ સહવાસમાં આવશે. તેઓ સાથે જમે, બેસે, ઉઠે અને રહે તો તેથી શું પરિણામ આવે તેનો કાંઈ વિચાર

કર્યો? અગ્નિ સ્હામે ઘી ક્યાં સુધી ટકી શકે! બીચારી બંસરી કાંઈ ક્હેતી નથી તો પણ હું સર્વ સમજી ગઇ છું કે તેના સુખમય સંસારમાં અશાન્તિનો અગ્નિ સળગવા લાગ્યો છે."

ગિરીશચંદ્રને હવે જ્ઞાન ઉપજ્યું. ગૃહિણીની કથા તેને કાંઈક વાસ્તવિક લાગી. તેણે કરુણાપૂર્ણ સ્વરે કહ્યું:—"હરિ હરિ! હવે શો ઉપાય? બંસરીબાલાનું હવે શું થશે? હું તેને હવે ત્યાં મોકલીશ નહિ!" એ આપણે ત્યાં ખાઈ પીને બાળક મુકુંદ સાથે પોતાના દિવસો પસાર કરશે. હું તેને હવે દુઃખાગારમાં હડસેલી મૂકવાનો નથી.

"એમ તે થાય કે? ગમે તેમ તો પણ કન્યા એ પારકું ધન છે.

अर्थोहि कन्या परकीय एव। तमद्य निक्षिप्य करे गृहीतु ॥
जातः प्रकामं विषदो ममायं। प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥

શું તેને તેના પતિને સ્વાધીન કર્યા સિવાય તે સુખી થઇ શકશે ખરી કે? ગમે તેવો હોય પરંતુ પતિ જ પત્નીનું આલોકનું તથા પરલોકનું સકળ સર્વસ્વ છે."

"ત્યારે શું એ પ્રચંડ જ્વાળામુખીની જ્વાળા સહન કરવાને મ્હારી પ્રાણાધિકા પુત્રીને હું મોકલું? પ્રભુ! પ્રભુ! તું અમારા ઉપર નિષ્ઠુર થઈ અમને અમારી આ વૃદ્ધાવસ્થામાં કલંક લગાડીશ નહિ!"

"જો હજી પણ મ્હારું માનો તો હું કહું તેમ કરો. આપણે માણસ મોકલી વિનોદને અત્રે તેડાવી મંગાવીએ. તમારા ત્યાં જવાથી વિના કારણ જમાઇ ગુસ્સે થશે અને એ ગુસ્સાની જ્વાળા બીચારી બંસરીને વેઠવી પડશે. માટે કોઈ વિશ્વાસપાત્ર માણસ મોકલીને વિનોદને તેડાવો તથા તે સાથે લખી જણાવો કે 'તમને ગૃહકાર્યાદિમાં અડચણ ન આવે એ માટે અમે વિનોદ અત્રે આવશે કે તરત જ બંસરીબાલાને મોકલી દઇશું.' આટલું થતાં સુધી સ્થિરતા રાખ્યા સિવાય આ-

પણ બીજો કોઇ ઉપાય નથી. ઇશ્વિર સર્વ સારું જ કરશે."

"ઠીક હું કાલે ને કાલે જ એ સંબંધીની સઘળી વ્યવસ્થા કરી માણસ મોકલીશ."

ત્યાર પછી પતિ પત્ની નિદ્રાધીન થયાં. તેઓ સ્વપ્નાવસ્થામાં પુત્રીના ભાવિ અમંગળનું દર્શન કરવા લાગ્યાં.

## પ્રકરણ ૨૮ મું.

### ગૃહત્યાગ.

વાંચકબંધુઓ ! ચાલો, હવે એક વખત આપણે ડૉકટર રમેશચંદ્રના ગૃહસંસારનું દર્શન કરી આવીએ. ગ્રીષ્મઋતુનો દિવસ છે. સખ્ત તાપ પડે છે. મધ્યાન્હકાળ થયો છે. એવામાં રોગીઓ તપાસીને રમેશચંદ્ર ઘેર આવ્યો. બ્હારના દિવાનખાનામાં કપડાં કાઢી, હાથ મ્હોં ધોઇને તેણે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. દ્વારમાંથી તે મમતામયી માતાને હાંક મારી રસોડામાં ગયો. તેની માતા એક શેતરંજીપર સૂઇ રહેલી હતી. પુત્રનો કંઠસ્વર સાંભળતાં જ તે ઉઠી ઉભી થઇ. તેનું શરીર દિવસે દિવસે દુર્બળ થતું હતું; નહિ તો પહેલાં કદાપિ તે દિવસે વિશ્રામ લેતી નહિ.

માતાએ ઉઠી પુત્રના ભોજનની વ્યવસ્થા કરી. એટલી વ્યવસ્થા કરતા જ માતા થાકી ગઇ હોય એમ રમેશચંદ્રને લાગ્યું. તેણે કહ્યું:—"બા! તું દિવસે દિવસે વિશેષ દુર્બળ થતી જાય છે; છતાં રાત્રિ દિવસ શા માટે મહેનત કર્યા કરે છે ? તું મહેનત ન કરે તો ન ચાલે કે

તને મ્હેનત નહિ કરવા માટે હું વારંવાર કહું છું; છતાં તું મ્હારું કહેવું સાંભળતી જ નથી !”

માતાએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—“ ભાઇ ! હવે મ્હારે ક્યાં વધારે દિવસ સૂધી આ સંસારમાં રહેવાનું છે ? જેટલા દિવસ છું તેટલા દિવસ સૂધી હું મ્હારું કામ કર્યા કરીશ. પોતાના હાથે કર્યા સિવાય કોઈ કામ મનગમતું થાય ખરું કે ?”

માતા પુત્રને વાયુ ઢોળવા લાગી. તેનું શરીર ગમે એટલું દુર્બળ બની ગયું હતું; છતાં તેના શ્રમનો પાર નહતો. પુત્રને જે ભોજન-સામગ્રી ભાવતી હતી તે પોતાના હાથે બનાવ્યા સિવાય તેને તૃપ્તિ થતી નહોતી. વળી પુત્ર જ્યારે ભોજન કરવા બેસતો ત્યારે તે તેની પાસે બેસી તેને આગ્રહપૂર્વક–પ્રેમપૂર્વક જમાડતી હતી. ગ્રીષ્મકાળમાં ભોજન પ્રસંગે પુત્રને વાયુ ઢોળ્યા સિવાય તેનો જીવ શાન્ત થતો નહિ. જો કે કેટલીક વખત રમેશચંદ્રને રોગીઓને તપાસી ઘેર આવતાં વિલંબ થતો; પરંતુ કદાપિ તેને શીતળ ભોજન જમવું પડતું નહિ. એ સંબંધી-ની વ્યવસ્થા સ્નેહમયી માતા કરી રાખતી હતી. માતાના યત્નથી રમેશચંદ્રનો ઘણો ખરો શ્રમ દૂર થઇ જતો હતો. જો પુત્રવધૂ ઘર-કામમાં સહાયતા કરતી હોત તો માતાનો શ્રમ ઓછો થાત; પરંતુ માતાને વધૂ તરફથી સહાયતા મળતી નહિ એ માત્ર તે જાણતી હતી—અને રમેશચંદ્ર જાણતો હતો. બીજાં બધાં એમ જ સમજતાં હતાં કે, માતા જાણી જોઇને જ વધૂને કોઈ પણ કામ કરવા દેતી નથી. જમતાં જમતાં રમેશચંદ્રે માતાને પૂછ્યું:—“ બા ! કોઈ પણ પ્રકારે એની ચિત્તવૃત્તિમાં ફેરફાર થઈ શકતો નથી ? તું આટલી બધી મહેનત કરે છે છતાં ત્હારે માટે તેના અંતરમાં બિલ્કુલ દયા ઉપજતી નથી ?”

માતાએ કહ્યું:—“ ભાઈ ! હમણાં ત્હારે આવા પ્રશ્નો પૂછવાની કાંઇ જરૂર નથી; તું શાન્તિથી જમી લે.”

પુત્ર બીજું કાંઇ બોલ્યો નહિ; કેમ કે માતાનો ઉત્તર તે સહેલાઇથી સમજી શક્યો. એક ગાઢ નિશ્વાસ મૂકી તે ભોજન કરવા લાગ્યો. તેનું ચિત્ત પણ સ્વસ્થ નહોતું. આજે બે ગરીબ રોગી દવા લેવા આવેલાં નહિ હોવાથી તથા તપાસ કરવા છતાં તેમનો પત્તો નહિ લાગવાથી એ ચિંતાતુર બની ગયેલો હતો.

માતા જાણતી હતી કે, પત્નીના વ્યવહારથી પોતાનો પુત્ર ઘણો દુઃખી છે. પાછું તેને વિશેષ દુઃખ થાય એવી આશંકાથી તે હમ્મેશાં પુત્રવધૂના દોષ ઢાંકી દેવાનો પ્રયત્ન કરતી હતી. તે સમજતી હતી કે, જેની પાસેથી પુરુષ વિશેષ સુખ મેળવવાની આશા રાખે છે તેની પાસેથી પુત્રને પ્રચંડ નિરાશા મળી છે. આમ હોવાથી તે સર્વ પ્રયત્નથી પુત્રને સુખી કરવાની ચિંતા રાખતી હતી. પુત્ર સમજતો હતો કે, માતા સિવાય સંસારમાં તેનું બીજું કોઇ સ્વજન—આત્મીય નથી. ધીમે ધીમે માતા પુત્ર વચ્ચેનો સ્વાભાવિક સ્નેહસંબંધ ઘણો ગાઢ તથા અસાધારણ મધુર બની ગયો હતો. જો પુત્રને ઘેર આવતાં સહજ પણ વિલંબ થતો તો માતા અસ્થિર બની જતી હતી. જે કાર્ય માતા પોતે કરતી નહિ તે કાર્ય પુત્રને મનગમતું થતું નહિ. પુત્ર સારી રીતે સમજતો હતો કે, પોતાના સિવાય માતાનું સંસારમાં બીજું એકકે આકર્ષણ નથી. મા પણ સમજતી હતી કે, પોતાની ગેરહાજરીમાં પુત્રને પગલે ને પગલે અડચણ ભોગવવી પડે તેમ છે. બન્ને જણાંને એકબીજાં સિવાય ચાલી શકે તેમ નહોતું.

ભોજન કરી દિવાનખાનામાં ગયા પછી રમેશચંદ્રે જોયું કે, દિવાનખાનાની પાસેના શયનગૃહમાં પલંગમાં સૂઇ રહીને તેની પત્ની એક ગુજરાતી નવલકથા વાંચ્યા કરતી હતી. ચોટલાના ભીંજાયલા વાળ સત્વર સુકાઈ જાય એટલા માટે તેણે પોતાનો ચોટલો છૂટો રાખ્યો હતો.

તેના મ્હોંપર વિરક્તિની ભાવના હતી. એ મ્હોંપર સહજ પણ પ્રફુલ્લતા નહોતી. રમેશચંદ્રે શયનગૃહમાં પ્રવેશ કર્યો એટલે પત્નીએ માત્ર એક વખત તેના તરફ દૃષ્ટિ કરી. એ સમયે નવલકથાના એક પ્રકરણની છેવટે પતિપત્ની વચ્ચે માન-ભંજનનો અભિનય ચાલતો હતો. પત્નીએ પાછું નવલકથા વાંચવામાં ધ્યાન આપ્યું. રમેશચંદ્ર વિરક્ત બની જઇ બોલી ઉઠયોઃ-" મ્હેં તને વારંવાર કહ્યું છે કે, ત્હારે ગમે તે પુસ્તક વાંચવું નહિ ! "

આ વાક્યનો પત્નીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રમેશચંદ્રે કહ્યુંઃ " બાનું શરીર સારું નથી; છતાં તે આખો દિવસ મહેનત કર્યા કરે છે, અને તું શાન્તિથી નવલકથા વાંચ્યા કરે છે ! તને બિલકુલ શર્મ નથી આવતી કે ? "

આ વખતે પત્નીએ કહ્યુંઃ-" શર્મ શાની ? વળી કોણ તમારાં બાને ઘરનું કામકાજ કરવાને કહે છે? તમારી ઇચ્છા હોય તો ઘરકામ કરવા માટે વધારે નોકર ચાકર રાખો; એમાં મ્હને શી અડચણ છે? "

પત્નીના વ્યવહારથી ઘણા દિવસથી રમેશચંદ્રનું ધૈર્ય પોતાની સીમા ઓળંગી ગયું હતું; આજે એ ધૈર્યનો તદ્દન નાશ થયો. તેણે કહ્યુંઃ-" હું તને સાફ કહી દઉં છું કે, તું બાના નામ સાથે નોકર ચાકર શબ્દનો ઉચ્ચાર કરીશ નહિ."

પત્નીએ કર્કશકંઠે કહ્યુંઃ-" શા માટે ન કરું ? આ ઘરમાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થા છે કે ? આ ઘરમાં સભ્યતાસંપન્ન માણસ રહી શકે તેમ છે કે ? "

ક્રોધાતિશયથી રમેશચંદ્રનું સર્વાંગ કંપતું હતું. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. તેણે કહ્યુંઃ-" ત્હારે લીધેજ આ ઘરમાં કોઇ માણસ રહી શકે તેમ નથી! તું જ એવી ગુણિયલ ગૃહિણી છે!! "

રમેશચંદ્રની પત્ની પુસ્તક પછાડી ઉઠી ઉભી થઇ. તેનું માથું ઉઘાડું જ હતું. તેણે શયનગૃહના એક કબાટ પાસે જઈ પોતાની કમરપરના કુંચીઓના ઝુમખામાંની એક કુંચી લગાડી કબાટ ઉઘાડ્યું, તથા કબાટમાંથી બીજું એક કુંચીઓનું ઝુમખું લઈ, કબાટને ખુલ્લું જ રહેવા દઇ અભિમાનિની ક્રોધથી કંપતી કંપતી રમેશચંદ્ર પાસે થઇને બીજા ઓરડામાં ચાલી ગઈ.

જે ઓરડામાં સાસૂ હતી એ જ ઓરડામાં વધૂ હાજર થઇ. સાસૂએ આગલે દિવસે કોઇ વસ્તુ બ્હાર કાઢવા માટે વધૂને એક કુંચીઓનું ઝુમખું આપેલું હતું. એ ઝુમખું પછીથી તેની પાસે જ હતું. એ ઝુમખું અવાજ સાથે મેજ ઉપર ફેંકીને વધૂએ કહ્યું:—"મ્હારા પિયરમાં નોકર ચાકરની ખોટ નથી. દાસીપણું કરતાં હું શીખી નથી. મ્હને હમણાં ને હમણાં મ્હારે પિયર મોકલી દ્યો. હવે અહીં રહેવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી."

પુત્રવધૂના આવા વ્યવહારથી સાસૂ ટેવાઈ રહેલી હતી. પુત્રવધૂના વ્યવહારથી તેનું મન જ્યારે ઘણું વ્યથિત થતું ત્યારે તે પોતાના મનને એવી રીતે સમજાવતી હતી કે, એ તો તેના પ્રાણાધિક પુત્ર રમેશની પત્ની છે. છોરું કદાચ કછોરું થાય તો તેથી માબાપથી તેના જેવાં થવાય છે કે? આમ હોવાથી જ આજે સાસૂના ધૈર્યનો ભંગ થયો નહિ. તેણે સ્વાભાવિક કોમળ સ્વરે કહ્યું:—"વહુ! બેટા! શું થયું છે?"

જે કાંઈ થયું હતું તે ગર્જના કરીને વધૂ સાસૂને સમજાવવાનો આરંભ કરવા લાગી. સંભવતઃ ક્રોધનો પ્રથમ તરંગ એ ગર્જનામાં શાન્ત થઇ ગયા પછી સાસૂ વધૂને મધુર વચનોથી શાન્ત કરી શકત. પહેલાં આવું ઘણી વખતે બન્યું હતું; પરંતુ આજે તેમ બન્યું નહિ.

રમેશચંદ્ર આવીને દ્વાર પાસે ઉભો રહ્યો હતો. તેણે અગ્રેસર થઇને કહ્યું:—" જો આ હકીકત બાને નહિ કહેતાં મ્હને કહી હોત તો પણ હું એવી વ્યવસ્થા કરત. આજે હું ત્હારા કહેવા પ્રમાણે વ્યવસ્થા કરૂં છું."

આમ કહીને રમેશચંદ્ર પાછો દિવાનખાનામાં ગયો. માતાએ તેને બોલાવ્યો; પરંતુ તે પાછો ફર્યો નહિ. પુત્રનો મુખભાવ જોઈ માતાને ભય લાગ્યો. તે જાણતી હતી કે, પુત્રમાં તેના પિતાનો ક્રોધ ઉતરેલો છે. થોડા સમય પછી માતા પાસે જઇને રમેશચંદ્રે કહ્યું:— "ગાડી આવેલી છે!"

રમેશચંદ્રની પત્ની પોતાનું ઘણું અપમાન થયેલું સમજી. ક્રોધે ભરાયલી સર્પિણીની માફક તેનો શ્વાસ ઝડપથી ચાલવા લાગ્યો. રમેશચંદ્રની સાથે સાથે જ તેણે પણ એ ઓરડાનો ત્યાગ કર્યો. માતાએ કહ્યું:—" રમેશ! રમેશ! તું ગાંડો બની ગયો છે કે શું? આ તું શું કરે છે?"

આમ કહી પૂત્રવધુને ઉદ્દેશીને તે બોલી:—" વહુ! બેટા! તું મ્હારી વાત સાંભળ. આ ઘર ત્હારું નથી કે?"

પતિ પત્નીમાંથી કોઇએ ઉત્તર આપ્યો નહિ. એ સમયે બન્નેના હૃદયમાં ક્રોધનું પ્રાબલ્ય વિશેષ હતું. તેમની વિચાર કરવાની શક્તિ અદૃશ્ય થઈ ગઇ હતી.

પત્ની ગાડીમાં ચઢી બેઠી એટલે રમેશચંદ્રે કોચમેનને ગાડી લઈ જવાની આજ્ઞા કરી. તત્કાળ કોચમેને ઘોડો દોડાવ્યો.

પુત્ર તથા પુત્રવધૂને ક્રોધથી ચાલ્યાં જતાં જોઇને માતાએ પણ તેમનું અનુસરણ કર્યું; પરંતુ તે બીચારી તેમની પાસે જઈ પહોંચે તે પહેલાં તો ગાડી ચાલી ગઇ હતી. દાસદાસીના દેખતાં પુત્રને કાંઇ

કહેવું માતાએ ઉચિત ધાર્યું નહિ. એકાન્તમાં પુત્રને સમજાવી પુત્ર-વધૂને પિયરમાંથી તેડાવી મંગાવવાનો તેણે વિચાર કર્યો.

પત્નીના વિદાય થઈ ગયા પછી રમેશચંદ્ર માતા પાસે આવીને બેઠો. એ સમયે તેના ક્રોધનો થોડો ભાર હલકો થયો હતો. હવે તેના ચિત્તમાં માત્ર ચંચળતા રહી હતી. માતાએ કહ્યું:–"ભાઈ! ક્રોધને વશ થઈ આવું કાર્ય કેમ કર્યું?"

"બા! મ્હેં અન્યાય કર્યો છે એ ખરું છે; પરંતુ શું કરું? હવે હું સહન કરી શકતો નથી..........." આટલું બોલી રમેશ-ચંદ્ર રડી પડ્યો.

માતાએ સ્નેહથી પુત્રનું મસ્તક પોતાના હૃદય સાથે ચાંપ્યું. જીવનના પ્રથમ દુઃખથી માતાના ખોળામાં બાળક જેવી રીતે છૂટે મ્હોડે રડે તેવી જ રીતે આજે ઘણા વર્ષ પછી જીવનના દારુણ દુઃખ-થી માતાના હૃદયમાં મસ્તક રાખી રમેશચંદ્ર રડ્યો. જે અગ્નિ આજ-કાલ કરતાં ઘણાં વર્ષથી ધીમે ધીમે હૃદયને દગ્ધ કર્યા કરતો હતો તે અગ્નિની દહનજ્વાળા જાણે કે આજે માતા પાસે રુદન કરવાથી શાન્ત થઈ.

માતાનાં નેત્રો પણ શુષ્ક રહ્યાં નહિ. તે સ્નેહથી પુત્રના શરી-રપર હાથ ફેરવવા લાગી. તે પોતાની વીસ વર્ષની ઉમ્મરે પ્રથમ સંતાન રમેશચંદ્રને ઈશ્વરના દુર્લભ દાન તરીકે પોતાના ખોળામાં મેળવી એ અસહાય શિશુના શરીરપર જેવા સ્નેહથી પોતાનો હાથ ફેરવતી હતી તેવા જ સ્નેહથી આજે તે તેના શરીરપર પોતાનો કોમળ હાથ ફેરવવા લાગી. સ્નેહમયી માતા પાસે પુત્ર હમ્મેશાં સમાન–બા-ળક જ હોય છે.

# પ્રકરણ ૨૯ મું.

## અભિમાનિનીનું અભિમાન.

ઉપરોક્ત બનાવ બનવાથી રમેશચંદ્રની માતાના હૃદયપર તેની ગંભીર અસર થઇ. તેનું શરીર દિવસે દિવસે વિશેષ દુર્બળ થવા લાગ્યું. તેને કોઇ મુખ્ય રોગ લાગૂ પડેલો નહોતો; છતાં તેનું શરીર ક્રમાન્વયે વિશેષ નિર્બળ થતું હતું. તેના શરીરમાં જીવનશક્તિનો ઘણો અભાવ હતો. મૃત્યુની છાયા ધીમે ધીમે વિશેષ સ્પષ્ટ થવા લાગી. માતાએ ઔષધનું સેવન કર્યું નહિ; પરંતુ રમેશચંદ્ર તેની સેવા ચાકરી કરવામાં બિલ્કુલ કચાસ રાખતો નહિ. એક દિવસે માતાએ પુત્રને કહ્યું:—“ રમેશ ! ભાઇ ! હવે આ પ્રસંગે હું બચવાની નથી. મ્હારું મૃત્યુ થતાં પૂર્વે એક વખત હું વહુને તેડાવીશ. ભાઇ ! મ્હારી આટલી ઇચ્છા પાર પાડવામાં તું હરકત કરીશ નહિ.”

રમેશચંદ્રે આ વાક્યોના ઉત્તરમાં સજળનયને કહ્યું:-“ બા ! ત્હારા મૃત્યુ સમયે હું એકલો જ નિશ્ચિંત થઇને ત્હારી ચરણસેવા કર્યા કરીશ; બીજા કોઇનું કામ નથી.”

માતાએ કહ્યું:—“ ભાઇ ! જો હું વહુને નહિ તેડાવું તો મ્હારું એક કર્ત્તવ્ય બાકી રહી જશે. તેણે ગમે તેવો દુર્વ્યવહાર કર્યો હોય તો પણ તે ત્હારી સ્ત્રી હોવાથી તેનો ત્યાગ કરવો જોઇએ નહિ. મ્હારું મૃત્યુ થતાં સુધી જો તમારો આવો વિવાદ ચાલૂ રહેશે તો મૃત્યુ પ્રસંગે મ્હને સહજ પણ સુખ થશે નહિ. મ્હારા અંતરાત્માને પરલોકમાં પણ શાન્તિ મળશે નહિ.”

રમેશચંદ્રે કહ્યું:—"બા ! તું બધું સમજે છે. જેણે આટલા દિવસ સૂધી ત્હારો ઉપદેશ સ્વીકાર્યો નથી—આદર્શનું ઉદાહરણ લીધું નથી તેને મૃત્યુ પ્રસંગે સદુપદેશ સંભળાવીને તું સુધારી શકીશ કે ?"

"કદાચ ન સુધારી શકું તો પણ મ્હારું કર્ત્તવ્ય મ્હારે બજાવવું જ જોઇએ. ઘરનું છિદ્ર કદાપિ પારકા માણસને બતાવી શકાતું નથી. ગૃહસંસારનાં છિદ્રો પારકાં માણસો જુએ તો તેથી વંશને કલંક કિંવા અપયશ છે." માતાએ કહ્યું.

"પણ માણસનો પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય છે. તેની પ્રકૃતિમાં સહેલાઇથી ફેરફાર થશે કે ?"

"એ સંબંધીનો ઉપાય ત્હારે કરવાનો છે. હું જાણું છું કે, તું એકમાર્ગી છે. એ દોષ ત્હારો પોતાનો નહિ; પરંતુ ત્હારા વંશનો છે; પરંતુ મ્હારા મૃત્યુ સમયની એક ઇચ્છા તો ત્હારે પૂર્ણ કરવી જ પડશે. ત્હારે વહુની સાથે સલાહ સંપથી ચાલવું પડશે. જો એ કાર્ય તદ્દન અસંભવ લાગે તો પછી એ સંબંધી તું બીજી વ્યવસ્થા કરજે. મ્હોટા કુટુંબને રહેવામાં અડચણ વેઠવી પડે નહિ એટલા માટે ત્હારા પિતાએ આવું વિશાળ મકાન તૈયાર કરાવ્યું છે. તું મ્હારો એકનો એક પુત્ર છે. વિધાતાએ મ્હારા ભાગ્યમાં પૌત્ર અગર પૌત્રીનું મ્હોં જોવાનું લખ્યું નથી. ત્હારે એકલાને આટલા મ્હોટા ઘરની કાંઇ જરૂર નથી. ઘરના અંદરના ભાગમાં વહુને રાખજે અને આગલા ભાગમાં તું પોતે રહેજે. તમારી બન્નેની વ્યવસ્થા દાસદાસીઓ કરશે. તું વહુની વ્યવસ્થામાં હાથ નાખીશ નહિ એટલે પછી તમારી બન્નેની વચ્ચે કલહ કંકાસ થશે નહિ."

ક્ષણ કાળ સુધી કાંઇ વિચાર કરીને રમેશચંદ્રે કહ્યું:—"બા ! ત્હારી ઇચ્છા વિરુદ્ધ વર્તવાનો મ્હારો વિચાર નથી."

"ત્યારે હું આજે જ વહુને તેડવા માટે માણુસ મોકલીશ." માતાએ કહ્યું.

"પરંતુ તે કદાચ તેડવા જનાર માણસને પાછું કાઢશે તો એ અપમાન મ્હારાથી વેઠી શકાશે નહિ." રમેશચંદ્ર બોલ્યો. તેના આ વાક્યના ઉત્તરમાં માતા કાંઈ બોલી નહિ. તેણે તેજ દિવસે વહુને તેડી લાવવા માટે માણુસ મોકલ્યું. તે સાથે એક પત્રમાં તેણે લખ્યું કે, "મ્હારૂ શરીર ઘણું બગડ્યું છે. તને મળવાની-જોવાની મ્હારી ઘણી ઇચ્છા છે. જો કદાચ મ્હારા રમેશ સાથે સહજ બોલાબોલી થઇ હોય તો તેથી ત્હારે ક્રોધ કરવો જોઇએ નહિ. સંસાર ત્હારો છે. હું તો મરવા પડી છું. તું પાછી આવ, ક્યારે આવીશ તે લખી જણાવજે." આ ઉપરાંત માતાએ વધૂના પિયરનાં સઘળાં માણસોના કુશળ વર્ત્તમાન પૂછ્યા હતા.

દાસી વધૂને પિયર જઇને પાછી આવી. પુત્રવધૂએ પ્રત્યુત્તર આપ્યો નહોતો. પાત્રાપાત્રનો વિચાર કર્યા સિવાય દાસીની પાસે પણ તેણે મરછી પડે એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં. દાસીએ આવીને કહ્યું:- "મા! મ્હારા જીવનમાં મ્હેં આવો તિરસ્કાર કદાપિ વેઠ્યો નથી. મ્હને બેસવાનું સુદ્ધાં કહ્યું નહિ. વહુએ તમારો પત્ર વાંચી ફાડી નાખી ફેંકી દઇને કહ્યું 'તું જઇને કહેજે કે, હું આવવાની નથી. પ્રથમ સભ્યતા શીખ્યા પછી સભ્ય માણસો સાથે સંબંધ કરજો. હજી તમને વ્યવહારનું શિક્ષણ મેળવતાં ઘણો વખત લાગે તેમ છે. જ્યાં સભ્ય માણસોનો નિવાસ નથી ત્યાં સભ્યતાનું શિક્ષણ કેવી રીતે મળે?' આવાં આવાં નહિ કહેવા જેવાં અનેક વચનો તિરસ્કારભાવથી તેમણે મ્હને કહ્યાં છે. હું તેમને શું કહું? હું તો એમની ઉગ્ર મૂર્ત્તિ જોઇ ચુપચુપ પાછી ચાલી આવી. હું પાછી ફરતી હતી એવામાં વહુની

બાએ મ્હને પાછી બોલાવી બેસવાને કહ્યું. એ વખતે વહુ બોલી ઉઠયાં:–"એનો સત્કાર કરવાની કે એને મ્હોં આપવાની કાંઈ જરૂર નથી. એ પાપ ભલે વિદાય થાય! એ ઘરની અસભ્યતાનો સ્પર્શ અહીં થાય એવી મ્હારી ઇચ્છા નથી.' છેવટે પુત્રીના ભયથી માતા કાંઈ બોલી શકી નહિ."

રમેશચંદ્રની માતાએ દાસીને વિદાય કરી એટલે તે ચાલી ગઈ. માતાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. કદાચ પાછો રમેશ આવી પોતાનું અશ્રુજળ જોઈ જશે તો તે દુઃખી થશે એવી આશંકાથી તેણે આત્મસ્મરણ કરી અશ્રુજળ સ્વચ્છ કરી નાખ્યું. પોતાનું આટલું બધું અપમાન થયેલું હોવા છતાં પુનઃ એક વખત પુત્રવધૂને તેડાવવાનો પ્રયત્ન કરી જોવાનો તેણે વિચાર કર્યો. આજના પ્રકારની સહજ પણ હકીકત તેણે રમેશચંદ્રને જાણવા દીધી નહિ. તેણે પોતાના મનના દુઃખને મનમાં જ શમાવી રાખ્યું.

થોડા દિવસ પછી માતાએ ફરીથી પુત્રવધૂની પાસે દાસી મોકલી. તે સાથે પત્રમાં તેણે લખ્યું કે:—"મ્હારે કન્યા નહિ હોવાથી તું જ મ્હારી કન્યા બરાબર છે. હવે હું વધારે દિવસ સુધી બચી શકું તેમ નથી, મૃત્યુ પૂર્વે એક વખત તને શુભાશીર્વાદ આપવાની મ્હારી ઇચ્છા છે. તું મ્હારી આટલી ઇચ્છા અપૂર્ણ રાખીશ નહિ. એક વખત જરૂર મ્હારી પાસે આવજે."

આ દયાજનક વચનોએ પણ પુત્રવધૂના હૃદયને સ્પર્શ કર્યો નહિ. તે પોતાના મનમાં ને મનમાં એ વચનોપર હસી. તેણે વિચાર્યું. "હવે બરાબર ચટકો લાગ્યો છે. મ્હારા સિવાય ચાલતું નથી તેથી જ મ્હને તેડાવવાને આવા અસત્ય પત્રો લખવામાં આવે છે. હું જ્યારે મ્હારા અપમાનનો બરાબર બદલો લઈશ ત્યારે જ એ ઘરમાં પગ

મૂકીશ." સ્વગત આવો વિચાર કરી તેણે કહ્યું:—"એક વખત તો હું કહી ચુકી છું કે, હું આવવાની નથી; છતાં વારંવાર શા માટે મ્હને હયરાન કરો છો?!" દાસીએ પાછી ફરી માતાને એ વાક્ય કહી સંભળાવ્યું. એ વખતે રમેશચંદ્ર માતા પાસે જ બેઠેલો હતો. તેણે પણ દાસીનું વાક્ય સાંભળ્યું. તે મનમાં ને મનમાં જ ક્રોધાગ્નિની પ્રચંડ અગ્નિશિખાઓથી બળી મરવા લાગ્યો. દાસીએ કહ્યું:—"માતાજી! બે વખત આવું બન્યું! વારંવાર તમે શા માટે મ્હને તિરસ્કાર સહન કરવા માટે મોકલો છો?!"

દાસીના વિદાય થઇ ગયા પછી રમેશચંદ્રે માતાને પૂછ્યું:—"બા! પહેલાં પણ એક વખત દાસીને મોકલી હતી કે?"

માતાએ ગદ્દગદ કંઠે કહ્યું:—"હા." આ કંઠસ્વરપરથી તે જાણે કે પુત્ર પાસે અપરાધિની હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો!

રમેશચંદ્ર વિશેષ કાંઇ બોલ્યો નહિ. તે નીચું જોઇને બેસી રહ્યો હતો. માતાએ પુત્રના કપાળમાંની શિરાઓને પુષ્ટ થતી જોઇ. રમેશચંદ્ર ક્રોધથી ચંચળ બની ગયો હતો. મહા મુશ્કિલતે તેણે આત્મ-સંવરણ કર્યું હતું.

થોડા સમય પછી માતાએ કહ્યું:—"ભાઇ! ત્હારી નામરજી હોવા છતાં આ કાર્ય મ્હેં કર્યું છે. ત્હારું અપમાન થયું છે. જેમણે ત્હારો વિવાહ કર્યો હતો તેઓ જીવતા હોત તો તે જ પોતાનું કર્ત્તવ્ય નક્કી કરત; પરંતુ હું એક સ્વલ્પ બુદ્ધિની સ્ત્રી છું. મ્હારા અને ત્હારા દુર્ભાગ્યે તેઓ આજે સ્વર્ગમાં છે. મ્હારા દિવસો પણ હવે પૂર્ણ થવા આવ્યા છે. મ્હારે એકકે પુત્રી નથી. ત્હારો વિવાહ કરી હું એક પુત્રી મેળવી શકીશ એવી પહેલાં મ્હને આશા હતી; પરંતુ અરેરે! એ સુખ ઇશ્વરે મ્હારા ભાગ્યમાં લખેલું નથી. મ્હેં માનાપમાન ભૂલીને આ કાર્ય કર્યું છે. આવું પરિણામ આવશે એમ હું ધારતી નહોતી.

ત્હારું કલ્યાણ કરવાની ઇચ્છાથીજ મ્હેં એક માતા તરીકેનું કાર્ય કર્યું છે; છતાં મ્હારા ભાગ્યના દોષથી તેનું વિપરીત પરિણામ આવ્યું છે!"

આટલું બોલી થોડા સમય સુધી ચુપ રહીને પુનઃ માતાએ કહ્યું:– "ભાઈ! ત્હારી નામરજી હોવા છતાં આ કાર્ય કરીને મ્હેં ત્હારું મન દુઃખી કર્યું છે. આ માતાના અપરાધ તરફ તું ધ્યાન આપીશ નહિ."

"બા–બા–" અશ્રુના પ્રબળ વેગથી રમેશચંદ્રનો કંઠ રુંધાઇ ગયો. તે રડવા લાગ્યો. પુત્રના રુદન સાથે માતા પણ રુદન કરવા લાગી. માતાના એ પવિત્ર અશ્રુજળથી જાણે કે પુત્રનું સઘળું અકલ્યાણ ધોવાઇ ગયું. પછીથી માતા પ્રેમપૂર્વક પુત્રનાં નેત્રોમાંનું અશ્રુજળ સ્વચ્છ કરવા લાગી; છતાં એ અશ્રુપ્રવાહને તે જેમ જેમ સ્વચ્છ કરતી હતી તેમ તેમ તેનો વેગ વધતો હતો.

માતા પાસે થોડા સમય સુધી રુદન કરીને રમેશચંદ્ર શાન્ત થયો–તેના હૃદયની દારુણ યાતના દૂર થઈ. પછીથી ઉઠીને તે અગાસીમાં ગયો. આ સમયે સંધ્યાકાળ થવા આવ્યો હતો.

ધીમે ધીમે રાત્રિ થઇ. આકાશમાં ચંદ્રનો ઉદય થયો. શહેરનો કોલાહલ ઓછો થયો. ચિંતાતુર રમેશચંદ્ર અગાસીમાં આંટા મારવા લાગ્યો. તે પોતાના જીવનના બનાવોને એક પછી એક યાદ કરવા લાગ્યો. ઘણા સમય પછી તે નીચે આવ્યો. એ રાત્રે તેને બરાબર નિદ્રા આવી નહિ. મધ્યરાત્રે એક વખત ઉઠીને તેણે જોયું તો તેની માતા જાગતી હોઈ તેનાં નેત્રો અશ્રુજળથી ભીંજાયલાં હતાં. રમેશચંદ્રે માતાની તદ્દન પાસે જઇને કહ્યું:–"બા! તું રડે છે!"

"ભાઈ! હું તને સુખી જોઇને મરી શકી નહિ!" મમતામયી માતાના આ વાક્યમાં કેટલા બધા શોકનો સમાવેશ થયેલો હતો તેનું વર્ણન થવું સર્વથા અશક્ય છે.

---

# પ્રકરણ ૩૦ મું.

## શયતાનોનું કારસ્થાન.

"જે પૂછવું હોય તે બેલાશક પૂછો. આપના સમક્ષ સત્ય હકીક્ત નિવેદન કરવાને કોઇ જાતનો વાંધો નથી." પ્રતાપના પ્રશ્નના ઉત્તરમાં હેમલતાએ કહ્યું.

"કાકાજીનો તેમ જ શ્યામચરણનો સંબંધ કેટલાં વર્ષથી છે?"

"તે આજકાલનો નથી,—ઘણી મુદતનો છે. કાકાજી તેના ઉપર એટલા બધા પ્રસન્ન છે કે પોતાની મિલકતમાંથી કેટલીક રકમ તેઓ તેને આપવાના છે. શ્યામચરણે તેમને પોતાની પ્રપંચજાળમાં ફસાવ્યા છે."

"વિપિનવિહારી સાથે શ્યામચરણની એકકે વખત મુલાકાત થઇ હતી કે?"

"હમણાં તો થઈ નથી; કેટલાક સમય પહેલાં તેઓ બન્ને મળ્યા હતા."

"હં! 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ પુસ્તક વિશે વિપિનવિહારીએ તેને કાંઇ વાતચિત કરેલી છે કે?"

"હા, શ્યામચરણ પણ એક લેખક છે. એ પુસ્તક સંબંધી વાતચિત થઇ હતી એટલું જ નહિ પણ તેમણે લખેલો સર્વ ભાગ શ્યામચરણે વાંચી જોયેલો છે. ગઈ કાલે આ સઘળી હકીકત કહેવાનું હું ભૂલી ગઇ હતી."

"હા, એમ જ. હસ્તલિખિત પ્રત શ્યામચરણે વાંચેલી હોવી જોઇએ. ઠીક, હવે હું રજા લઇશ. આવતી કાલે તમે ભરુચ ઉપડી જજો. હું હવેથી ત્યાં આવીને તમને મળતો રહીશ."

"ભાઇ! મ્હારાપર આપની અપાર કૃપા છે. ઇશ્વર આપના આભારના ભારમાંથી મુક્ત થવા જેટલો બદલો આપવાનું સામર્થ્ય અમને આપે એવી તે પરમકૃપાળુ પ્રભુ પ્રતિ મ્હારી પ્રાર્થના છે."

"બ્હેન ! એવું કાંઈ મનમાં રાખશો નહિ. તમે મ્હારાં ભગિની સમાન છો, અને ભગિનીને સહાય કરવી એ બંધુધર્મ છે. લ્યો, હવે હું જાઉં છું." આમ કહી પ્રતાપસિંહ ત્યાંથી વિદાય થયો.

* * * *

સુરતનું સરદારભુવન ભાગ્યે કોઈ પ્રવાસીથી અજાણ્યું હશે. સરદારભુવનનો બંગલો વિશાળ છે. બંગલાની આસપાસ સુંદર બાગ આવી રહેલો છે. એ ભુવનમાં સર્વ પ્રકારનાં સુખસાધનોનો સમાવેશ થયેલો છે. ભુવનનો માલીક રામલાલ પણ સ્વભાવે ઘણો સુશીલ પુરુષ છે.

આશરે સાડાત્રણને સુમારે ભુવનની અંદર એક ઉંચો, હૃષ્ટપુષ્ટ શરીરવાળો તેમ જ પાણીદાર નેત્રોવાળો એક મનુષ્ય આવ્યો. આ મનુષ્ય તે બીજો કોઇ નહિ પરંતુ શ્યામચરણ હતો.

શ્યામચરણ આ ભુવનમાં વારંવાર ઉતરતો હોવો જોઇએ એમ દેખાયું; કારણ તે આવતાંની સાથે જ એકાદ પરિચિત મનુષ્યાનુસાર રામલાલને કહેવા લાગ્યો:–"મહાશય! આઠેક વાગ્યે મ્હારા એક સ્નેહી આવનાર છે, માટે ઉપરના માળની છેલ્લી રૂમ મ્હને આપો; કારણ કે તે ઉત્તમ હવાવાળી છે. વળી મ્હારા સ્નેહી ઘણા શિષ્ટ મનુષ્ય છે. ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખજો. લગભગ નવેક વાગ્યે ભોજન મોકલાવી આપજો."

રામલાલે પણ તેના કહેવા પ્રમાણે સઘળી વ્યવસ્થા કરી આપવાનું કબૂલ કર્યું; કારણ ચાંદીનું નાણું બારોબાર તોળનારની રામલાલ ઘણી સારી વ્યવસ્થા કરતો હતો.

બરાબર નવ વાગ્યે શ્યામચરણનો સ્નેહી આવ્યો. તેના હાથમાં એક બૅગ હતી.

વાંચકો વિચારમાં પડી ન જાય એટલા માટે અમે જણાવીએ છીએ કે શ્યામચરણનો સ્નેહી બીજો કોઇ નહિ પરંતુ કૃષ્ણકાન્ત શર્મા છે.

ચ્હા પાણી લીધા પછી નવ વાગ્યે બન્ને જણે ભોજન લીધું. કેટલાંક ગપ્પા હાંકી રહ્યા પછી શ્યામચરણે પોતાના સ્નેહીને પૂછ્યું:— "મિ. શર્મા! તમે પેલી હસ્તલિખિત પ્રત લાવ્યા છો કે ?"

કૃષ્ણકાન્તે બૅગ ઉઘાડી તેમાંથી એક હસ્તલિખિત પ્રતનું બંડલ કાઢી શ્યામચરણના હાથમાં મૂક્યું, તથા ધીમે અવાજે તે કહેવા લાગ્યો:— "અમુક એક વસ્તુ મ્હારે જોઇએ છીએ તો તે ન મળી શકે એ સર્વથા અસંભવિત છે, સમજ્યાં કે ? પ્રતાપસિંહની જાહિરખબર તમારો તાર આવ્યા પહેલાં જ મ્હેં વાંચી હતી; કિન્તુ તે પ્રસંગે મ્હેં એ વિષય તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નહોતું. તમારો સાંકેતિક તાર આવ્યા પછી જ મ્હેં એ કાર્ય પાર પાડવાની મ્હારા સોબતી સાથે વ્યવસ્થા કરી હતી. મ્હારા સોબતીને તમે દીઠો તો હશે; તે ઘણો જ ચાલાક છે, તેણે આ કામગિરી બજાવી છે. તે હૉટેલમાં ગયો ત્યારે પ્રતાપસિંહની પીડા બહાર ગઈ હતી. લાગ સાધી લઈ મ્હારા સાથીએ આપણું કાર્ય સાધ્ય કર્યું; બાકી પ્રતાપસિંહને છકકડ મારવી એ કાંઇ સહેલી વાત નથી! તેનો નોકર ગુલાબ ઘેર હતો. તેણે પહેલાં તો હસ્તલિખિત પ્રત આપવા માટે ના પાડી; પરંતુ મ્હારો સોબતી ઘણો બળવાન્ છે. તેણે હૉટેલની અંદર પ્રતાપસિંહના ટેબલ ઉપર એ હસ્તલિખિત પ્રત પડેલી જોઇ કે તરત જ ગુલાબને પોતાના હાથમાંના સોટાનો સ્વાદ ચખાડયો; સોટા પડતાં જ ગુલાબ મુર્ચ્છાવશ થઇ ગયો;

હસ્તલિખિત પ્રતને ઉપાડી લઈ ગુલાબની યોગ્ય વ્યવસ્થા કરી તે મ્હારી પાસે આસ્યો આવ્યો !"

"પ્રતાપસિંહને તમારા સંબંધી સંશય તો નથી આવ્યો ને?"

"સંશય ! અરે બિલ્કુલ નહિ ! તમે પ્રતાપ પ્રતાપ શું કરી બેઠા છો? મ્હારી આગળ તેનું કાંઇ ચાલે નહિ. એ તો એના ગ્રહ સારા કે તેની વિશેષ નામના થઇ છે; બાકી ચાલાકી કોને કહે છે તેની એ બીચારાને શી ખબર? જુઓને ! આ જ કાર્યમાં તેને કેવો સપડાવ્યો છે? પરંતુ સાંભળો સીતાનાથ......"

"અરર ! એ નામ અહીં લેશો નહિ. મ્હને તમે શ્યામચરણ નામથી બોલાવો. આજકાલ કરતાં લગભગ દશ વર્ષથી-હું પ્રસિદ્ધિમાં આવ્યો ત્યારથી આ મ્હારો વિચાર તો તમારા ધ્યાનમા આવ્યો જ હશે."

"હા હા, કેમ નહિ !' કૃષ્ણકાન્તે હસતા હસતાં કહ્યું, "એ સમયે આપણે સાથે જ રહેતા હતા અને જે આનંદ ભોગવતા હતા તે શું હું ભૂલી જાઉં કે? તે વખત પછી આપણે કેટલા બધા સભ્ય થઇ ગયા છીએ ?! એ તમે આનંદચંદ્રને ત્યાં ઘુસી ગયા એ એક રીતે સારું જ થયું છે."

"પરંતુ તમારા સિવાય મ્હારા પૂર્વચરિત્રની કોઇને માહિતી નથી. વળી તમારા ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ હોવાથી મ્હારે ભય રાખવાનું કાંઇ પ્રયોજન નથી."

"એ તો ઠીક, પણ શ્યામચરણ ! આનું શું કરવાનો ઇરાદો છે?" શર્માએ હસ્તલિખિતપ્રત પોતાના હાથમાં લઇને કહ્યું, "આ પ્રતનું શું કરવું છે એ સંબંધી તમે મ્હને હજી કાંઇ જણાવ્યું નથી; મ્હેં તેનું સંપૂર્ણ અવલોકન કર્યું છે."

" કેમ ગ્રંથકારે વિલક્ષણ બુદ્ધિમત્તા દર્શાવી છે ને ?"

" મ્હને તો એમાં કાંઇ એટલી બધી યોગ્યતા જણાતી નથી દારૂ, જુગાર, દારિદ્ર્ય એ સંબંધી જ બધું પિષ્ટપેષણ કરવામાં આવ્યું છે ! મ્હને તો માત્ર પુસ્તકનું નામ ઉત્તમ લાગે છે !"

"ખરેખર તમે તો કોઇ ગાજર પરિક્ષક જણાઓ છો ! પુસ્તકનું નામ યથાર્થ છે. એ નામથી પણ ગ્રંથકારની બુદ્ધિનો પરિચય થયા સિવાય રહેતો નથી. પુસ્તક અત્યુત્તમ છે. મ્હેં તે ઘણી મુદત પહેલાં વાંચ્યું હતું. ભાષા સંબંધી હું તમારા કરતાં વિશેષ જ્ઞાન ધરાવું છું; કારણ કે હું પણ વીસમીસદીનો એક લેખક છું !" શ્યામચરણે ગર્વ-સૂચક સ્વરે કહ્યું.

" હા, જેલમાં જઇ આવેલા લેખકના લેખોની ઘણી જ કિંમત થાય છે, એવું મ્હેં જે સાંભળ્યું છે તે યથાર્થ છે. જેના નસીબમાં જેલ-જાત્રા લખેલી ન હોય એવા લેખકોએ તમારી વિરુદ્ધ સંપ જ કરવો જોઇએ ! આ પુસ્તક ઉત્તમ છે તો પછી તમે તેને પૂર્ણ લખી કાઢી ઉત્તમ ગ્રંથકાર તરીકે જનસમાજમાંથી કીર્ત્તિ સંપાદન કરો." કૃષ્ણ-કાન્તે મશ્કરીના અવાજમાં કહ્યું.

" અરે કીર્ત્તિ તો શું; પરંતુ એ પુસ્તક પ્રસિદ્ધ થવાથી કીર્ત્તિ ઉપરાંત દ્રવ્ય તેમ એક સૌન્દર્યસંપન્ન સહધર્મિણી મેળવવા હું ભાગ્ય-શાળી થનાર છું." શ્યામચરણે આનંદાતિશયથી કહ્યું.

" કીર્ત્તિ, દ્રવ્ય, અને સૌન્દર્યસંપન્ન સહધર્મિણી તમને મળશે ?! અને તે પણ આવા કંગાલ પુસ્તક ઉપર !! વાહ ! હું તો આ વાત માની શકું નહિ. આજકાલ ઉત્તમ પુસ્તકોને પણ જોઇએ તેવું ઉત્તે-જન મળતું નથી સમજ્યા ? આ પુસ્તકની સો કોપી ખપવી પણ અશક્ય છે ?"

"ખપે યા ન ખપે તેની મ્હને કાંઈ ચિંતા નથી. પુસ્તક છપાઇને પ્રસિદ્ધ થવું જોઇએ. એટલું જ નહિ, પરંતુ તેનાપર લેખક તરીકે મ્હારું પોતાનું નામ પ્રકટ થવું જોઇએ. આમ થયું કે મ્હારું કાર્ય પાર પડ્યું સમજવું ?" આમ કહી શ્યામચરણે પોતાની સઘળી આશાઓ અને ઉમેદો પોતાના સ્નેહી કૃષ્ણકાન્ત શર્માને નિવેદન કરી; જેની સંક્ષિપ્ત હકીકત આ પ્રમાણે છેઃ—

"આનંદચંદ્રને પુસ્તકોની ઘણી ધૂન લાગી રહેલી છે. સારા ઉત્તમ લેખકોને તેઓ યથાશક્તિ મદદ કરે છે. હું લેખકનું કાર્ય કરું છું એ તેમની ધ્યાન બ્હાર નથી. મ્હારા ઉપર તેમનો ઘણો સ્નેહ છે. મ્હને તેઓ મહા વિદ્વાન્ સમજે છે. તેમણે પોતાના મૃત્યુપત્રમાં મ્હારા નામ ઉપર થોડી રકમ રાખેલી છે; જો આ ઉત્તમ ગ્રંથ મ્હારા નામથી પ્રસિદ્ધ થાય તો મૃત્યુપત્રની રકમ તેઓ બમણી કે ત્રમણી કરી આપશે. તે સિવાય તેમણે વિમળા નામની એક સૌન્દર્યસંપન્ન બાળિકાને ઉછેરી મ્હોટી કરી છે; તેના ઉપર તેઓ પોતાની જ પુત્રી જેટલો પ્રેમ રાખે છે. તે હજી કુમારિકા છે. એ કુમારિકા મેળવવાને માટે હું ભાગ્યશાળી થનાર છું. વળી પોતાની સઘળી મિલકત આનંદચંદ્રે વિમળાને લખી આપી છે; તેથી જો તે કુમારી મેળવવાને હું ભાગ્યશાળી થાઉં તો પછી મ્હારા આનંદ તથા વિભવમાં શી ખામી રહે ? આનંદચંદ્રે કરેલું મૃત્યુપત્ર મ્હેં એક વખત ગુપ્ત રીતે વાંચી લીધું છે અને તે ઉપરથી મ્હેં આ બધી આશાઓનું પોષણ મ્હારા મનમાં કર્યું છે."

"એમ !" શર્મા આશ્ચર્યથી બોલી ઉઠ્યોઃ "વિમળા તમારી સહધર્મિણી થવાને રાજી છે કે ?"

"અરે ! એ વિષયની ચિંતા કરવાનું કાંઈ પ્રયોજન નથી. તે આનંદચંદ્રના આભારના ભારમાં દબાયલી છે; તેથી તેમના કહ્યા

પ્રમાણે જ તે વર્તે છે અને વર્તશે. જુઓ, આ પુસ્તક મ્હેં પ્રસિદ્ધ કર્યું કે આનંદચંદ્ર શેઠ મ્હારા ઉપર પ્રસન્ન થવાના જ અને તેમ થયું કે વિમળા મ્હને મળી ચૂકી! મુખ્ય બાબત આનંદચંદ્રને પ્રસન્ન કરવાની જ છે "

"હં!" શર્માએ કહ્યું, "પણ તમને ખબર છે કે આ સુધરેલા જમાનામાં હવે છોકરીઓ પૈસાને જોતી નથી; જેના ઉપર તેમનો પ્રેમ લાગ્યો હોય છે તેને જ તેઓ પોતાનું જીવનસર્વસ્વ સમર્પણ કરે છે. તેઓ પોતાનાં માબાપની પણ દરકાર કરતી નથી. તમે જાણો જ છો કે આજકાલ પ્રેમનાં બંડ ઘણાં ઉઠે છે!"

"એ માટે ચિંતા કરવાનું કાંઇ પ્રયોજન નથી. ફક્ત આનંદચન્દ્રને પ્રસન્ન થવા ઘો; પછી જુઓ કે મ્હારી સઘળી ઉમેદો પાર પડે છે કે નહિ?"

"પરંતુ હવે તો તમે વૃદ્ધ થવા આવ્યા છો. હવે લગ્ન કરવું એ સારું છે કે? એ બાળિકા તમારા જેવા વૃદ્ધને પસંદ કરશે કે? તમે જાણો છો કેઃ—

"બોજ ઉપાડે બળદિયા, મૂરખ પામે રાજ;
બુઢ્ઢો પરણે બાયડી, એ સહુ પરને કાજ!"

"વાહ! શું હું બુઢ્ઢો થઇ ગયો?! એકાદ તરુણ પણ મ્હારા જેટલો બળવાન્ નહિ હોય! ગયા ચૈત્ર માસની શુરુઆતમાં જ મ્હને એંતાળીસમું વર્ષ પુરું થઇ ત્રેંતાળીસમું બેઠું! જુઓ તો ખરા કે હું કેવો પુરુષાર્થી છું?"

"ભાઇ! તમારા પુરુષાર્થનું ફળ તમને મળે તો આ સ્નેહીને ભૂલતા નહિ!"

"તમને હું ભૂલી જાઉં એ બને ખરું કે? તમારી જરૂર તો

મ્હને અંતકાળ સૂધી પડવાની જ. કાર્ય પૂર્ણ થયા પછી હું તમને પાંચ હજાર રૂપિયા આપીશ!"

કૃષ્ણકાન્ત શર્મા અતિ પ્રસન્ન થયો. તેણે શ્યામચરણને પોતાનાથી બનતી સર્વ પ્રકારની મદદ આપવા કબૂલ કર્યું.

ઘણા વખત સૂધી વાર્ત્તાલાપ ચાલ્યો. છેવટે અગીઆર વાગી ગયા પછી બન્ને જણા ચાલ્યા ગયા. જતી વખતે પેલી પ્રત શ્યામચરણે પોતાની સાથે લઈ લીધી. એક નંબરની રૂમમાં તેમની વાતચિત ચાલી હતી ત્યારે તેની સાથેની બીજા નંબરની રૂમમાં અંધકારની અંદર ભીંતને અઢેલી એક વ્યક્તિએ તેમની સઘળી વાતચિત ગુપ્ત રીતે સાંભળી લીધી. કૃષ્ણકાન્ત અને શ્યામચરણના ચાલ્યા ગયા પછી એ વ્યક્તિ પણ તેમની પાછળ બ્હાર નીકળી પડી. એ વ્યક્તિને વાચકો ઓળખી શકયા હશે કે તે પ્રતાપસિંહ હતો!

## પ્રકરણ ૩૧ મું.

### વિસર્જન.

કાચપાત્રમાં જે કાંઈ રાખવામાં આવે છે તેનો જ ભાવ તથા રંગ પાત્ર સ્વીકારે છે. પુરુષનો આધાર સ્ત્રી છે. પુરુષ જેવા પ્રકારનો થાય છે તેવી જ સ્ત્રી થાય છે. અર્થાત્ સ્ત્રીજાતિ પણ કાચપાત્ર પ્રમાણે છે. કદાચિત્ જો પુરુષ કાંચન થાય છે તો તેના સંસર્ગથી સ્ત્રી પણ તેવીજ થાય છે. યોગેશ્વરનું પણ તેવું હતું. વિનોદિની યોગેશ્વરનો આધાર—કાચપાત્ર હતી. જો

યોગેશ્વર કદાચીત કાંચન થયો હોત તો વિનોદિની અનાયાસે તેવી જ થઈ શકત.

યોગેશ્વરે સૌન્દર્યના મોહથી મુગ્ધ થઇ, વિલાસલાલસાથી જ્ઞાનશૂન્ય બની જઇ વિનોદિનીનો આશ્રય સ્વીકાર્યો છે. તેણે વિનોદિનીના સ્વચ્છ અને નિર્મળ હૃદયરૂપ કાચપાત્રમાં વિલાસભાવનાનો મદિરા રેડયો છે. એ જ મદિરાથી વિનોદિનીએ મોહમયી બની જઈ યોગેશ્વરને મદનોન્મત્ત–મોહોન્મત્ત બનાવ્યો છે. વિનોદિની પણ નૂતન સુખથી સુખી બની વિમૂઢા પ્રમાણે પોતાના દિવસો પસાર કરે છે. વિનોદિનીએ ભૂતકાળ અને ભવિષ્યકાળની ઉપેક્ષા કરી વર્તમાન ક્ષણિક આનન્દનો ઉપભોગ કરવા માંડયો છે. તેણે માનવી હોવા છતાં પિશાચિનીનો આકાર ધારણ કર્યો છે; કારણ યોગેશ્વરે પણ પિશાચ બની જઈ મદિરાનું પાન કરવા માટે આશાસર્વસ્વનો ત્યાગ કર્યો છે.

ભગવતી નવદુર્ગાએ બંસરીબાલાને પિયર મોકલી ત્યાર પછીથી તેને નિરાંત નથી. બંસરીબાલા જ્યારે ભગવતી પાસે હતી અને તે વખતે વિનોદિની ભગવતીની જેવી સેવા શુશ્રુષા કરતી તેવી સેવા શુશ્રૂષા હવે તે કરતી નથી. સંસારકાર્યમાં પણ હવે તેનું પ્રથમના જેટલું ધ્યાન નથી. ખાસ દાસી જે કરે છે તે થાય છે. વિનોદિની પોતાના મનમાં એવો વિચાર કરે છે કેઃ—“ હવે તો અવસર પ્રાપ્ત થઇ ગયો છે. યોગેશ્વર મ્હારા થઇ ચુક્યા છે. હવે શા માટે હું કોઇનો ભય રાખું ? ” ભગવતી નવદુર્ગાથી ખરો પ્રકાર અજાણ્યો રહી શકે એ અશક્ય હતું. વિનોદ અને યોગેશ્વરના હાવભાવ જોઈ તથા દાસદાસીની કેટલીક ગુપ્ત વાતચિત સાંભળી તે સઘળું સમજી ગઈ હતી; પરંતુ તેનામાં યોગેશ્વરને કાંઇ કહેવાની શક્તિ નથી. ભગવતી વિચારે છે કે: ‘ આ ભયંકર પાપકથા યોગેશ્વરને કહીશ તો તે કોપે ભરાશે. વળી

ક્રોધના આવેશથી તે મ્હારું અપમાન કરશે, અને તેમ થાય તો મ્હારા આત્માને અપાર વ્યથા થાય. પતિ અને પુત્ર એ બે ઉપર તો હિન્દુ નારીનું જીવન છે. બીચારી ભગવતીના પતિ સંસારત્યાગી થયેલા છે. ગૃહસંસાર યોગેશ્વરથી જ ચાલે છે. તે સ્વતંત્ર છે. તેનો સ્વાધીન પુત્ર યોગેશ્વર નિર્ભયતાથી માતાને અગ્રાહ્ય કરી હિન્દુના પવિત્ર શીતળ સંસારાશ્રમના આશ્રયમાં રહી પાપપંકમાં ડૂબ્યો જાય છે. જે પુત્ર પોતાની માતાની હાજરીમાં પોતાના ઘરમાં આવું પાપપૂર્ણ કાર્ય કરે છે તે પુત્ર માતાનો તિરસ્કાર કરી નૂતન પાપનો સંચય કરે એ શું અશક્ય છે ?

ભગવતી નવદુર્ગાએ અપમાનના ભયથી આટલા દિવસ શાન્તિ ધારણ કરી છે. તે પોતાના ઓરડાનું દ્વાર બંધ કરી દિવસ રાત ઇષ્ટમંત્રના જપ જપ્યા કરે છે તથા સંસારત્યાગી સ્વામીનું સ્મરણ કરી કેટલીક વખત રુદન પણ કરે છે. શ્રીકાન્ત તેનું નયનઅંજન છે.

છેવટે નવદુર્ગાએ બંસરીબાલાને તેના પિયરથી બોલાવવાનો નિશ્ચય કર્યો. તેણે વિચાર્યું કે પુત્રવધૂ આવી યોગ્ય ઉપચાર કરશે. આથી કરીને તેણે પુત્રને કાંઇ પણ ન કહેતાં પુત્રવધૂને તેડી લાવવા એક માણસને પત્ર આપી મોકલ્યો. પત્ર લખી માણસ મોકલવામાં આવ્યાની ખબર પડતાં યોગેશ્વર પોતાની માતાનું અપમાન કરતાં સંકોચાયો નહિ.

યોગેશ્વર ભોજન કરવા બેઠો છે. નોકર કચેરીનો પોષાક ઠીક કરે છે. વિનોદ પરિવેષણ કરે છે. આ પ્રસંગે નવદુર્ગાએ ત્યાં પ્રવેશ કર્યો. યોગેશ્વરે ભોજન કરતાં કરતાં માતાને જોઇ પોતાનું મ્હોં ચઢાવ્યું. તેણે કહ્યું:—“ જાઓ, હવે તમે સર્વ તમારી મરજીમાં આવે તેમ કર્યા કરો ! ”

ભગવતીએ પુત્રનું આ અપ્રાસંગિક વાક્ય સાંભળી, આશ્ચર્ય પામી પૂછ્યું:–"કેમ ભાઈ! મ્હેં શું કર્યું છે?"

યોગેશ્વરે ક્રોધસૂચક સ્વરે કહ્યું:–"કરવાનું શું હતું? મ્હારું માથું નીચું નમાવ્યું! માણસને તેડવા મોકલ્યું તો તેને પાછું હાંકી કાઢ્યું!! તમે જાણી જોઇને મ્હારું અપમાન કરાવ્યું!"

નવદુર્ગાએ કહ્યું:—"એમાં શું અપમાન થઇ ગયું? ભાઈ! વહેવાણનું શરીર સારું નથી તેથી તેમણે પુત્રીને મોકલી નથી. તેમણે જણાવ્યું છે કે, વિનોદને અત્રે મોકલી દેશો કે તરત બંસરીબાલાને અમે મોકલી દઇશું; એમાં શાનું અપમાન?!"

યોગેશ્વરે કહ્યું:—"હવે વિનોદ કાંઈ રસોઇયણ નથી કે જેને તેને ઘેર જઇ રસોઇ કર્યા કરે!"

નવદુર્ગાએ પોતાના હૃદયની જ્વાળાને હૃદયમાં જ દબાવી કહેવા માંડ્યું:–"બેટા! તું આ શું બોલે છે? વિનોદને ક્યાં પરઘેર રાંધવા જવાનું છે? તે વ્હેવાઈ મહાશયની ભાણેજ થાય છે. વળી વહેવાઇએ જ તેનું અત્યાર સુધી પ્રતિપાલન કર્યું છે; એથી તેમણે વિનોદને મોકલી દેવાનું લખ્યું છે. ત્હારે વહેવાઇના લખ્યા પ્રમાણે તેને મોકલી દેવી જોઇએ. એ વિષયમાં કાંઈ કહેવાનો તને અધિકાર નથી!"

યોગેશ્વર જો મનુષ્ય હોત તો માતાના આ તિરસ્કારથી પૃથિવીમાં સમાઈ જાત; પરંતુ એ લાલસાના મંદિરમાં મનુષ્યત્વનું બળિદાન દઈ વિનોદિનીનું દર્શન કરી રહ્યો છે. માતાના તિરસ્કારની તેના મનપર બિલ્કુલ અસર ન થતાં ઉલટો તે ક્રોધે ભરાયો. રોષસૂચક સ્વરે તેણે કહ્યું:–"વહેવાઈ મહાશયે આ સઘળો પ્રપંચ કર્યો છે. વિનોદને બોલાવી લેવા તેમણે આવો સંદેશો મોકલ્યો છે. તેમને પૂછાવો તો ખરાં કે વહેવાણને શો રોગ થયો છે?

નવદુર્ગા હવે પોતાના ક્રોધનું સંવરણ કરી શકી નહિ. તેણે પણ

ગુસ્સાથી કંપતાં કહ્યું:–" મ્હોં સંભાળીને વાત કર. મ્હારી પાસે તું ત્હારી પાપકથા પ્રદર્શિત કરીશ નહિ! ગમે તેમ હોય પણ આપણો વિનોદના ઉપર કોઈ પણ પ્રકારનો અધિકાર નથી. આજે જ હું વિનોદને મોકલી દઈશ! હું જોઉં છું કે તું શું કરી શકે છે?"

યોગેશ્વરે સહજ નમ્ર થઇ દૃઢતાથી કહ્યું–" વિનોદને મોકલવામાં આવશે નહિ! વિનોદના જવાથી મ્હને કોણ રસોઈ કરી આપશે? તમારી મ્હોડે ચઢાવેલી વહુને પણ ક્યાં કોઇની ચિંતા છે?!"

ક્રોધે ભરાયલી માતા પુત્રનાં આ વચનો સહન કરી શકી નહિ. રોષથી, ક્ષોભથી તેમ જ અપમાનથી ઉત્તેજિત બની જઇ તેણે યોગેશ્વરના તરફ તીવ્ર નજર ફેંકી કહ્યું:–" મર તું!" છેવટે મનમાં ને મનમાં ઉંડી હાયબી પુત્રની કલ્યાણ કામના ઇચ્છી પ્રકાશમાં કહ્યું:– " તો ઠીક, મ્હારે આજે ને આજે ચાણોદ જવું છે! હું હવે આ સ્થળે રહીશ નહિ. હમણાં બાર વાગ્યાની ગાડીમાં જ હું જઇશ."

યોગેશ્વરે કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. ક્રોધથી કંપતો કંપતો તે ભોજનપરથી ઉઠી ગયો. ભગવતી નવદુર્ગા અશ્રુજળ સ્વચ્છ કરતી કરતી શુષ્કમુખે, કાંઇ પણ ખાધા સિવાય તથા વધારાનું એક પણ વસ્ત્ર લીધા સિવાય યોગેશ્વરના પાપગૃહમાંથી નીકળી પડી.

યોગેશ્વરે માતાને કાંઇ પણ કહ્યું નહિ. વિદાય વખતે યોગેશ્વરે માતાનાં ચરણદર્શન પણ કર્યાં નહિ. તે ભૂખ્યોને ભૂખ્યો જ કચેરીમાં ચાલ્યો ગયો. આખો દિવસ આફિસનું કાર્ય કરી સંધ્યા સમયે પાછા ફરતાં તેને પોતાની વર્તણુક માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો; પરંતુ વિનોદિનીના સહવાસસુખની વિષયધારાએ આવીને તેના ક્ષોભને શાન્ત કર્યો.

યોગેશ્વર! થયું, અંત આવ્યો! સંસારમાં તૃપ્તિ અને સંતુષ્ટતાની સમાપ્તિ થઇ! ત્હારું ભાગ્યચક્ર ફરી ગયું!

---

# પ્રકરણ ૩૨ મું.

## બંસરીબાલાનું આગમન.

ભગવતી નવદુર્ગાએ ચાણોદ જઈ પહોંચી ત્યાંથી એક વિસ્તૃત પત્ર એક જણ પાસે લખાવી બંસરીબાલા તરફ રવાના કર્યો એ પત્રમાં લખ્યું હતું કે “બેટા! મ્હેં આ પુણ્યક્ષેત્રમાં નિવાસ કરવાનો નિશ્ચય કર્યો છે. જો પરમાત્માની કૃપા હશે તો હવે અત્રે જ આ જીવનના બાકી રહેલા દિવસો પૂર્ણ કરીશ. હવે હું સંસારમાં પાછી ફરીશ નહિ અને યોગેશ્વરનું અન્ન ખાઇશ નહિ. પરમાત્મા યોગેશ્વરનું કલ્યાણ કરો. બેટા! તું આવીને, ત્હારો ઘરસંસાર સંભાળી લે. મ્હારો પત્ર મળતાંની સાથે જ તું ત્હારા પિતાને સાથે લઇ ઘેર આવજે. જો તું નહિ આવે તો મ્હારા સ્વામીના વંશને કલંક લાગશે. બેટા! હું ત્હારી પાસે અપરાધિની છું. જે પ્રમાણે, ગૃહિણીપણું રાખવાથી સકળ પરિવારનું રક્ષણ થાય છે તે પ્રમાણે હું ગૃહિણીનું કર્તવ્ય પાળી શકી નથી. મ્હારા દોષને લીધે ત્હારું ભવિષ્ય બગડ્યું છે. મ્હારા યોગેશ્વરે પાપમાર્ગપર પ્રયાણ કરવા માંડ્યું છે. મ્હારા દોષથી મ્હારા સ્વામીના વંશને કલંક લાગવાનો સમય પાસે આવી પહોંચ્યો છે. હું જાણું છું કે મ્હારા સ્વામી—ત્હારા શ્વસુર મનુષ્ય નહિ પરંતુ દેવતા છે. તેઓ જે કહેતા તે સત્ય જ ઠરતું. વિસ વર્ષ સુધી તેમનો વિયોગ વેઠેલો હોવા છતાં પણ મ્હેં સધવાનાં ચિન્હોનો ત્યાગ કર્યો નથી. મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે, મ્હારા સ્વામી અદ્યાપિ જીવે છે. આટલા બધા કાળ પછી મ્હારો મ્હારા પ્રભુની સાથે સાક્ષાત્કાર થશે. હું એ જ આશાને હૃદયમાં રાખી યોગેશ્વરનો

ત્યાગ કરી અહીં ચાલી આવી છું. મ્હારી આશા પૂર્ણ થશે. બેટા સ્ત્રીનું સર્વસ્વધન તેનો પતિ જ છે. પુત્ર કરતાં પણ પતિની કિમ્મત નારીના માટે અધિક અંકાય છે. પુત્રનો ત્યાગ કરવાનું નારીથી બની શકે છે; પરંતુ પતિનો ત્યાગ કરવાનું બની શકતું નથી. પતિના દોષથી જેવી રીતે પત્ની બગડે છે તેવીજ રીતે પત્નીના દોષથી પતિ પણ બગડે છે. પતિના ચરિત્ર માટે જે સ્ત્રી સંદેહ કરે છે તેનું મૃત્યુ જ ઉત્તમ છે; કારણ કે મ્હારો એવો વિશ્વાસ છે કે સાધ્વી સ્ત્રી પતિને જે દિવસથી સંદેહની દૃષ્ટિથી જુએ છે તે જ દિવસથી પતિ ચારિત્ર્યભ્રષ્ટ થાય છે. બેટા! તને ઘણો ભય લાગ્યો છે. વિનોદનો વ્યવહાર જોઇ, યોગેશ્વરની બુદ્ધિની વિકૃતિ જોઈ તું ભયની ભાવનાથી કંપી ઉઠી છે ભયથી વિહ્વળ બની જઈ તું પિત્રાલયમાં ચાલી ગઈ છે; પરંતુ બેટા! જો તું પિયરમાં ન ગઇ હોત તો મ્હારો યોગેશ્વર પાપ-સાગરમાં વિશેષ ડૂબત નહિ! પરંતુ તેને શો દોષ દઉં? દોષ મ્હારા ભાગ્યનો જ છે! મ્હારી જ મૂર્ખતાનું આ પરિણામ છે! તને મ્હેં ઘણા જ લાડમાં ત્હારું લાલન પાલન કરી ઉછેરી છે. મ્હેં કેવળ મ્હારાં નયનોને જ સાર્થક કર્યાં છે. મ્હેં કેવળ મ્હારા જ મનના કોડ પૂર્ણ કર્યા છે. એ સમયે હું વિચારતી કે, મ્હારું જીવન આવા જ આનંદમાં સદા સર્વદા ચાલ્યું જશે; પરંતુ વિધાતાનું વિધાન વિભિન્ન પ્રકારનું હોવાથી તેમ બન્યું નહિ. છેવટે પુણ્યમય સંસારમાં પાપે પ્રવેશ કર્યો. બેટા! હવે એ પાપપૂર્ણ સંસારમાં હું કેવી રીતે નિવાસ કરી શકું? મ્હારે મ્હારા પર લોકનો તો વિચાર કરવો જોઇએ? મ્હારા પતિના આદેશનું તો પાલન કરવું જોઇએ? શું કહું બેટા! દુઃખની પરિસીમાથી જ હું અત્રે ચાલી આવી છું. તને હું મ્હારી હૃદયવ્યથાની કલ્પના કેવી રીતે કરાવું? તો પણ તને હવે એક વાત

કહેવાની છે; તે એ છે કે, ગમે તેવો હોય પણ યોગેશ્વર ત્હારો પતિ છે—દેવતા છે. તેનું ગૃહ તથા તેનો આશ્રય ત્હારો માટે સ્વર્ગ કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ છે. ત્હારો આલોક તેમ જ ત્હારો પરલોક યોગેશ્વર જ છે. એ જ ત્હારો ઇષ્ટ દેવતા છે. ત્હેં તેના ચરિત્ર સંબંધી સંદેહ કરી જે પાપ કર્યું છે તે પાપનું પ્રાયશ્ચિત્ત વેઠવાનું હવે ત્હારા ભાગ્યમાં આવી લાગ્યું છે. કેટલા દિવસ સુધી ત્હારે એ તુષાનળની જ્વાળા સહન કરવી પડશે તે તો અનાથનો નાથ દીનબંધુ દયાળ દીનાનાથ જાણે! તો પણ હું તને આ પવિત્ર સ્થાનમાં બેઠી બેઠી, શ્રી પરમાત્માનું ધ્યાન ધરતાં ધરતાં આશીર્વાદ આપું છું કે ત્હારું દુઃખ સત્વર દૂર થશે. તું પુનઃ સુખી થઇશ. છતાં ત્હારે એ તુષાનળની જ્વાળા થોડા સમય માટે સહન કરવી જ પડશે—જ્વાળાના ભયથી હમણાં થોડા સમય માટે તું સ્વામીસંગથી દૂર થઇશ નહિ. જ્વાળાની વેદનાથી સ્વામીસેવાની અવહેલના કરીશ નહિ. આવ મા! મ્હારા ઘરની લક્ષ્મી! મ્હારા દેવતા તુલ્ય સ્વામીના વંશધરની પુણ્યસ્વરૂપિણી, આવ, અમારા ઘરમાં આવી, યોગેશ્વરની પાસે રહી, મ્હારું આલોકનું સુખ વધાર. હવે મ્હારો અને ત્હારો સાક્ષાત્કાર થવો અસંભવ છે. ફક્ત મરણાંતે જો મ્હારી સુકૃતિ હશે તો પતિનાં દર્શન કરી જીવનનું સાર્થક કરીશ. તમારા ભાગ્યમાં હોય તો, બન્ને જણાં એ સમયે અહીં આવજો. હું તમને યુગલરૂપે જોઇ કૃતાર્થ થઇશ—સુખેથી મરણને શરણ થઇશ; અસ્તુ.”

બંસરીબાલાને યથાસમયે આ ઉપદેશાત્મક પત્ર મળ્યો. પત્ર વાંચી રહ્યા પછી તે કેટલાક સમય સુધી અવાક્ થઈ રહી. પછીથી એકાએક રુદન કરવા લાગી. રુદન કરતાં કરતાં પુનઃ તેણે પત્રને વાંચ્યો. પછી એ પત્ર તેણે પિતાના હાથમાં મૂક્યો. વયોવૃદ્ધ ગિરીશચંદ્ર પણ પત્ર વાંચી વિચલિત થઇ ગયો. બંસરીબાલાને સંબોધીને

તેણે કહ્યું:–"ચાલ બેટા! હું તને આજે જ મૂકવા આવું છું."

યમુના પણ ત્યાં આવી પહોંચી. ગિરીશચંદ્રે પત્રનો ટૂંક સાર પત્નીને જણાવ્યો. સર્વ હકીકત ધ્યાનમાં આવતાં જ યમુના કંપી ઉઠી. પોતાની પ્રાણાધિકા પુત્રીની ભવિષ્યની સ્થિતિનું ચિત્ર અંતરમાં ઉપસ્થિત થતાંની સાથે જ તે આકુળ વ્યાકુળ બની ગઇ. કરુણાપૂર્ણ સ્વરે તેણે કહ્યું:–"અરેરે! મ્હારી એકની એક લાડકવાયી પુત્રીનું કપાળ ફુટ્યું. હરિ! હરિ! ખરેખર બાલ્યાવસ્થામાં જે પુત્રનો પિતા મૃત્યુ પામે છે તે બાળક અવશ્ય બગડે છે જ. મ્હેં પ્રથમથી જ મ્હારી બંસરીનો વિવાહ એ ઘેર કરવાની ના પાડી હતી છતાં તમે ધ્યાન આપ્યું નહિ! યોગેશ્વરની વિદ્વતામાં ધૂળ મળી! મ્હારી ધારણા સત્ય નિવડી. હવે તો તમારી આંખો ઉઘડીને! હવે શો ઉપાય છે? બંસરીના નસીબમાં જે હશે તે થશે! હરિ! હરિ! એકની એક પુત્રીનો સંસાર સુખી જોવાનું આપણા ભાગ્યમાં નહિ હોય! હવે તેને મોકલી દેવી જ જોઇએ; તે સિવાય બીજો કોઇ રસ્તો જ નથી!"

બંસરીબાલા ધૈર્યશાલિની હતી. માતા પિતાની દુઃખી અવસ્થા જોઇ તે એક વખત વિષાદપૂર્ણ મુદ્રાથી હસી. તેણે વિચાર્યું:–"મ્હારા નસીબમાં જે બનવાનું હતું તે બન્યું, તેને કોઇ શું કરે?" બંસરીબાલા પોતાનો ધર્મ સમજી શકવાને સમર્થ હતી. આવા સમયે સ્વામીનાં કાર્યો તરફ નિહાળી તેના સંગથી વંચિતા રહી પોતાના આલોકના અને પરલોકના સકળ સુખસર્વસ્વનો નાશ કરે એવી તે મૂર્ખ નહોતી. પતિસેવાની કિંમત તેના હૃદયમાં ઘણી જ હતી.

બંસરી પોતાની સાસુનો જે દિવસે પત્ર મળ્યો તે જ દિવસે પોતાના પિતાને સાથે લઇ સ્વગૃહે જવા તૈયાર થઇ. તેણે સ્વેચ્છાથી અગ્નિમાં પ્રવેશ કર્યો!

ધન્ય છે કેસરિ! ધન્ય છે ત્હારા જીવનને. શીખો, આર્યનારીઓ! પતિભક્તિનો પાઠ શીખો! સ્વામીની સેવા કેવી રીતે કરવી એ અમારી નવલનાયિકા કેસરીબાલાના ચારિત્ર્યપરથી શીખો!

## પ્રકરણ ૩૩ મું.

### પ્રત્યાવર્ત્તન.

લગભગ દશેક વાગ્યાનો સુમાર થઇ જવા આવ્યો છે. યોગેશ્વરનો કોર્ટમાં જવાનો વખત થઈ ગયેલો હોવાથી તે આહાર કરવા બેઠો છે. વિનોદિની ભોજનસામગ્રી પીરસે છે. શ્રીકાન્ત થોડે દૂર બેઠો બેઠો ચોરની માફક જમે છે. તેની પિતામહીના ચાણોદ ચાલ્યા ગયા પછી તેને ઘણી લાગણી થઇ આવે છે. એકાંતમાં બેસી ઘણો વખત તે રડ્યા કરે છે. વખત થતાં નિશાળે ચાલ્યો જાય છે. વિનોદિનીનો પણ શ્રીકાન્ત ઉપર હવે પ્રથમના જેવો પ્રેમ નથી. યોગેશ્વર પણ તેના તરફ વિશેષ લક્ષ્ય આપતો નથી. બીચારો બાળક પિતાને કાંઇ પણ કહેતો નથી. ભૂખ લાગી હોય તો પણ વિનુમાશી પાસે ભોજન માગતો નથી. કપડાં બગડી ગયાં હોય, બુટ ફાટી ગયા હોય તો પણ તે કોઇને કાંઇ કહેતો નથી. તેના મુખ ઉપર પ્રથમાનુસાર હાસ્યની રેખાઓ નથી,–હવે તેનું મુખમંડળ ચિંતાતુર જણાય છે.

પિતા પુત્ર બેઠા બેઠા ભોજન કરે છે. વિનોદિની કંપતી કંપતી મૃદુહાસ્યસહ યોગેશ્વરને પીરસે છે. 'આ ખાઓ, પેલું ખાઓ.' એ

પ્રમાણે આગ્રહ કરી અનેક ખાદ્યપદાર્થો યોગેશ્વરની થાળીમાં મૂકે છે. યોગેશ્વરને પીરસતાં થાળીમાં જે કાંઈ વધે છે તે બાળક શ્રીકાન્તની થાળીમાં મૂકી રસોડામાં ચાલી જાય છે. વિનોદ હવે સંસાર તરફ જોતી નથી, ખરચ તરફ કાંઇ લક્ષ્ય આપતી નથી. પ્રથમ કરતાં હમણાંનું માસિક ખરચ બમણું ત્રમણું થઇ ગયું છે. વિનોદ તો હવે પ્રથમની વિનોદ નથી. તે હવે રસમયી, ભાવમયી, વિલાસમયી થઈ છે,–વિનોદ પિશાચિની થઇ ગઇ છે !

યોગેશ્વરે દૂધની વાડકી ઉંચકી દૂધ પીવા માંડ્યું એવામાં બંગલાની નીચેના દ્વાર આગળ ‘ ગડ–ગડ ’ અવાજ કરતી એક ભાડાની ગાડી આવીને ઉભી રહી. શ્રીકાન્ત ગાડીનો અવાજ સાંભળી ‘ બા આવી છે ! ’ બોલતો હાથ ધોઇ અધીરચિત્તે તેમ જ પ્રસન્ન મુખે ઉઠી ગયો. શ્રીકાન્તના મુખમાંથી નીકળેલા શબ્દો સાંભળવામાં આવતાં યોગેશ્વરના હાથમાંની વાડકી હાથમાં રહી. વિનોદિનીએ પણ શ્રીકાન્તનું વાક્ય સાંભળ્યું. સાંભળતાંની સાથે જ તેનું ગુલાબી મુખમંડળ પાંડુવર્ણું બની ગયું. તેની એવી સ્થિતિ થઈ પડી કે જેવી સ્થિતિ એકાએક વજ્રાઘાત થતાં પણ થાય નહિ. બંગલામાં સર્વે નિસ્તબ્ધ છે. દાસ દાસીઓ શાન્ત છે.

શ્રીકાન્તની કથા સત્ય નિવડી. બંસરીબાલા આવી પહોંચી છે. તેની સાથે તેના પિતા ગિરીશચંદ્ર પણ આવ્યા છે. બંસરીબાલાની કમરપર ૭ માસનો બાળક છે. સાથે બીજી એક ગાડીમાં બધો સામાન ભરેલો છે. ગિરીશચંદ્રે સૂચના કરવાથી ચાકરોએ પોટલાં, ટ્રંકો વગેરે સર્વ નીચે ઉતાર્યું. ગાડીવાનને ગાડીભાડું ચુકવી આપી ગિરીશચંદ્રે પોતાના જ્યેષ્ઠ દોહિત્રનો હસ્ત પકડ્યો અને ન્હાના દોહિત્રને પુત્રીની પાસેથી પોતાની પાસે લઇ યોગેશ્વરના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. પિતાની પાછળ બંસરીબાલા પણ ધીમે ધીમે જવા લાગી.

ગૃહની અંદર આવી શ્રીકાન્તે પોતાની માતાના પહેરેલા વસ્ત્રનો પાલવ પકડી કહ્યું:-" પિતાશ્રી, મ્હારી બા આવી છે ! મ્હારો ભાઈ આવ્યો છે ! ! મારા દાદા આવ્યા છે ! ! ! વાહ કેવી મજા ! કેવો આનંદ ! ! " આમ કહી શ્રીકાન્ત નાચવા લાગ્યો-કૂદવા લાગ્યો. તેનાં શુષ્ક નેત્રોમાંથી હર્ષાશ્રુઓ સરી પડવા લાગ્યાં. કેટલીક મુદત થયાં શ્રીકાન્ત સુખદુ:ખનો ભેદ સમજી શક્યો છે. હવે તે માનુષની માફક રુદન કરતાં પણ શીખ્યો છે. આ વખતે તે આનંદની પરિસીમાથી પોતાના હર્ષાશ્રુપ્રવાહને રોકી શક્યો નહિ-માતા ભાઈ તેમ જ દાદાના આગમનથી તે આનંદોન્મત્ત બની ગયો.

યોગેશ્વર હવે સ્થિરતા ધારણ કરી શક્યો નહિ. દૂધની વાડકીને નીચે મૂકી તે ઉઠયો. હાથ મ્હોં ધોયા પછી કંપતા શરીરે તથા ચિંતાતુર મુખે તેણે શ્વસુરને પ્રણામ કર્યાં અને સંકોચસૂચક સ્વરે કહ્યું:- " મ્હારે સત્વર કચેરીમાં જવાનું છે તેથી હું જાઉં છું. આપ આહારાદિ કરી વિશ્રામ લેજો." આમ કહી તે નીચે મ્હોંડે બંગલાની બ્હાર નીકળી ગાડીમાં બેસી કચેરી તરફ ચાલ્યો ગયો. ન્હાના બાળક તરફ કે બંસરીબાલા તરફ તેણે એક વખત જોયું પણ નહિ.

વિનોદિની કંપી ઉઠી છે. તેનું અંગ અત્યંત કંપે છે. અત્યાર સૂધી તે શાન્ત રહી; પરંતુ હવે તેનાથી તેમ થઈ શક્યું નહિ. તે મહા મુશિબતે ધીમે ધીમે આગળ આવી; પરંતુ પૂર્વાનુસાર તેના વર્ત્તમાન ભાવ સ્થિર, ધીર, અને ગંભીર નથી. ઘણા જ ધીમેથી પગ ઉપાડવા છતાં ચરણયુગલ એક બીજા સાથે અથડાઈ પડે છે. વિનોદે વિચાર્યું કે આવી વિલાસપૂર્ણ દેહલતા લઈ, આવા પાનથી લાલચોળ બનેલા ઓષ્ઠાધર લઇ મામાની પાસે જવું એ વ્યાજબી નથી. વિનોદે ધાર્યું કે જે વિનોદને મામા 'પાષાણ પ્રતિમા' સંબોધનથી સંબો-

ધતા હતા તે જ વિનોદ આજે તેમની પાસે રસમયી, વિલાસમયી અને ભાવમયી થઇ કેવી રીતે ઉપસ્થિત થઇ શકે ? બંસરીબાલા કે જેનો તેણે મ્હોટો ગંભીર ગુન્હો કર્યો છે તેની પાસે પણ તે કેવી રીતે જઈ શકે ? પરંતુ વિનોદનો છુટકો જ નહોતો. જો તે ન જાય તો તે જે હકીકત છુપાવવા માગે છે તે તરત જ પ્રકટ થઈ જાય તેમ છે. આથી કરીને વિનોદે ધીમે ધીમે અગ્રેસર થઇ મામાને પ્રણામ કર્યા. ન્હાના બાળકને પોતાની પાસે લેવા વિનોદે યત્ન કર્યો; પરંતુ ગિરીશચંદ્રે બાળકને છોડયો નહિ. વિનોદ સાથે કાંઈ પણ વાતચિત કર્યા વિના પુત્રીસહ ગિરીશચંદ્ર મેડા પર ગયો.

બંસરીબાલા પ્રથમ પોતાના ઓરડામાં ગઇ તો દ્વાર આગળથી જ ઓરડામાંની રચના જોઈ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. ટેબલ, ખુરસી, આયના, તસ્વીરો વગેરે સર્વ વસ્તુઓનું બંસરીબાલાએ પુનઃ પુનઃ નિરીક્ષણ કર્યું. ત્યાં આગળ તે વધારે વાર ઉભી રહી શકી નહિ. તે એકદમ બ્હાર આવી અને છજાની અંદર ચિંતાતુર મુખે બેસી પડી. તેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં. તેનાં વિશાળ નયનયુગલમાંથી અશ્રુંજળનો પ્રવાહ અવિચ્છિન્ન રીતે વહેવા લાગ્યો. વક્ષસ્થળ ઉપરનું કપડું ભીંજાઇ ગયું. જ્યાં આગળ તે બેઠી હતી ત્યાં આગળની જમીન પણ ભીંજાઇ ગઇ. શ્રીકાન્ત માતાની પરિચર્યા જોઈ અત્યાર સુધી શાન્ત રહ્યો હતો તે આ વખતે માતાનાં નેત્રોમાંથી અશ્રુધારાને વહેતી જોઈ રુદન કરવા લાગ્યો; કિન્તુ તે માતાની માફક શાન્તિથી પોતાના હૃદયભારને ઓછો કરી શકયો નહિ. માતાને ગળે બાઝી પડી તે ' બા... બા......' કરતો છુટે મ્હોંડે રડવા લાગ્યો.

પોતાના આવતાં પહેલાં ગિરીશચંદ્રે યોગેશ્વરને કાંઇ પણ સમાચાર મોકલ્યા નહોતા; તેથી કરીને ભોજનાદિનો પ્રબંધ થયો નહોતો.

બંસરીબાલાએ સ્નાનાદિથી નિવૃત્ત થઇ પોતે જ રસોડામાં પ્રવેશ કર્યો અને ભોજન તૈયાર કર્યું. લગભગ દોઢેક વાગ્યાના સુમારે ગિરીશચંદ્ર જમવા બેઠા. શ્રીકાન્ત પણ તેમની સાથે પુનઃ ભોજન કરવા બેઠો તથા ભોજન કરતાં કરતાં તેણે કહ્યું:—" દાદા ! મ્હારી બાના હાથની રસોઇ આવી મીઠી કેમ લાગે છે? વિનુમાશી તો ઘણી તીખી રસોઇ બનાવતાં હતાં ! "

બંસરીબાલાએ કહ્યું:—" ભાઇ ! આવું બોલીએ નહિ ! એ તો ત્હારાં માશી છે ને ! "

---

# પ્રકરણ ૩૪ મું.

---

## ક્ષમામચી.

સંધ્યા સમયે યોગેશ્વર કચેરીમાંથી ઘેર આવ્યો. આજે ઘરની સર્વ પ્રકારની વ્યવસ્થા બંસરીબાલાએ કરી છે. હાથ ધોવાનું પાણી, મ્હોં લૂછવાનો ટૉવેલ, સાબુ વગેરે વસ્તુઓ યથાસ્થળે ગોઠવી દીધી છે. પતિને માટે તેણે પોતે જ ગરમ રસોઇ બનાવી છે. સ્વચ્છ સ્થળે ભોજનનો થાળ મૂકી રાખી સાથે જ એક ગ્લાસમાં સ્વચ્છ અને શીતળ જળ ભરી રાખ્યું છે. પાનનું બીડું પણ તૈયાર કરી રાખ્યું છે.

યોગેશ્વર હાથ મ્હોં ધોઇ વસ્ત્રો બદલી ભોજન કરવા બેઠો. રસોઇ ઘણી સ્વાદિષ્ટ થઇ હતી. યોગેશ્વરે તૃપ્તિ થતાં સુધી ભોજન કર્યું. જળપાન કર્યા પછી યોગેશ્વર પાન ખાઇ ચીરુટ પીતો પીતો ત્યાં પડેલી એક

ખુરસી ઉપર બેઠો. એવામાં સ્હામેના દ્વાર આગળથી કોઇનાં પગલાંનો અવાજ થયો. અહા! આ તો તે જ પુરાતન પગલાંનો અસ્ફુટ અવ્યક્ત અવાજ! યોગેશ્વર કંપી ઉઠયો. દ્વાર તરફ તે વિહ્‌વળ દૃષ્ટિથી જોઇ રહ્યો. અલ્પ કાળમાં જ સતી સાધ્વી પતિપરાયણા બંસરીબાલા યોગેશ્વર પાસે ઉપસ્થિત થઇ અને તેણે પોતાના મ્હોંપરનું લજ્જાસૂચક વસ્ત્ર ઉંચું કર્યું. તે સાથે જ આખા દિવાનખાનામાં એક પ્રકારની વિલક્ષણ પ્રભા પ્રસરી રહી!

પત્નીને જોતાંજ યોગેશ્વર વિપદમાં પડયો. પોતાની દૃષ્ટિ આગળ શતદલ કમળના જેવું એક સુંદર મુખ અને હૃદયમાં એક અન્યતમ સુંદર મુખ છે. એક મુખમાંથી હંમેશાં દિવ્યજ્યોતિ બહાર પ્રકાશી નીકળે છે અને બીજા સુંદર મુખની સકળ જ્યોતિ ધીમે ધીમે વિલીન થતી જાય છે. યોગેશ્વરે પોતાના હૃદયમાં એક ચિત્ર જોયું તો બીજી ક્ષણે દૃષ્ટિ સમક્ષ પુષ્પારવિંદ જેવું સ્નેહના ઉમળકાથી પરિપૂર્ણ મુખ નજરે પડયું! એ બેમાંથી કયું મુખ ઉત્તમ હતું? યોગેશ્વર! ત્હારા હૃદયનું ઉછ્વાસમિશ્રવિચ્યુત સેફાલી કુસુમના જેવું મુખ તને સુંદર લાગે છે. આ બ્હારનું ભુવન ભૂલાવે એવું જ્યોતિપૂર્ણ ચંદ્રવદન મુખ તને સુંદર લાગે છે?

યોગેશ્વર કોણ જાણે શા વિચારથી હસ્યો અને પોતાના મન સાથે વિચાર કરતાં હાર્યો. પાનનું બીડું હાથમાં લઇ તે બિછાનામાં જઇ પડયો.

બંસરીબાલા દિવાનખાનાનાં દ્વાર બંધ કરી સ્વામીની શય્યા પાસે આવી ઉભી રહી નમ્રતાથી કહેવા લાગીઃ—"નાથ! દાસીથી જો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા આપો. તમારા સંસારમાં આ દાસીને પણ દયા કરી સ્થાન આપો."

યોગેશ્વરના મુખ ઉપર એકાએક કાંઈ વિષાદરેખા તરી આવી. તેણે કહ્યું:—"બંસરિ! બંસરિ! હું ભૂલ્યો છું. મ્હેં હાથે કરી ત્હારા તથા મ્હારા સંસારને તેમ જ આપણા બન્નેના આલોક અને પરલોકને બગાડવાની શુરુઆત કરી છે. માતાજીની ગંભીર પ્રશાંત સૌમ્યમૂર્ત્તિ હવે મ્હારાં અંતર્ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થાય છે. મ્હેં વૃદ્ધ માતાની પણ અવહેલના કરી છે. અરેરે! જેને પેટે મ્હેં જન્મ લીધો છે તેની પણ મ્હેં કાંઈ દરકાર કરી નથી."

બંસરીબાલાને આ પશ્ચાત્તાપથી કાંઇક આનંદ થયો. તેણે કહ્યું:—"નાથ! હવે પશ્ચાત્તાપ કરવાની જરૂર નથી. જે થવાનું હતું તે થઇ ગયું છે. તમે ક્યાં નથી જાણતા કે, ભાવિથી કોઈ વિશેષ બળવાન્ નથી, હવે તો કૃપા કરીને એ ત્રણ માસની રજા મેળવો એટલે પરમ પવિત્ર ચાણોદ ક્ષેત્રમાં જઇને માને મળીએ. માતાજીના ખોળામાં માથું મૂકવાથી સકળ જ્વાળા શાન્ત થશે."

યોગેશ્વરે કહ્યું:—"તું સત્ય કહે છે. જો હું માતાજી પાસે નહિ જાઉં તો ઉન્માદગ્રસ્ત બની જઇશ. હું આજે જ રજાને માટે બંદોબસ્ત કરું છું; પરંતુ બંસરિ! મ્હેં ત્હારા ઘણા અપરાધો કર્યા છે—ત્હારા જેવી દેવીસ્વરૂપિણી ગૃહિણીની અત્યાર સુધી અવહેલના કરી છે. તું મ્હને ક્ષમા આપી મ્હારી સાથે આવીશ કે?"

બંસરીબાલાએ ગદ્દગદ કંઠે કહ્યું:—"નાથ! તમે જ્યાં હશો ત્યાં હું આવીશ જ. તમે મ્હારા સ્વામી છો—દેવતા છો મ્હારી સેવાની સામગ્રી છો."

યોગેશ્વરનાં નેત્રોમાંથી પત્નીના સ્નેહની પરિસીમા જોઇ આંસુનું વહન થવા લાગ્યું. તેણે ગદ્દગદ કંઠે કહ્યું:—"બંસરિ! તું મ્હને ભલેને

ક્ષમા આપે; કિન્તુ લગભગ ગયા છ માસમાં બનેલો બનાવ મ્હારાથી કદાપિ ભૂલી શકાય તેમ નથી. હું હવે સર્વ સમજી ચુક્યો છું. હું મ્હારાં ચક્ષુને હવે દિવ્ય થયેલાં જોઉં છું. કહે જોઇએ કે હવે હું શું કરું ?”

બંસરીબાલાએ કહ્યું:-“પિતા મ્હને હમ્મેશાં કહેતા કે જગદંબાના અપાર કૃપાગુણોથી સંસારમાં વિસ્મૃતિ છે; તેથી જ માનુષ શાન્ત થાય છે અને સૃષ્ટિ રક્ષા પામે છે. આમ હોવાથી જ માનું નામ પણ મહામાયા છે. જે થવાનું હોય તે થયા કરે છે; પરંતુ કરેલાં કાર્યો મનમાં રાખી મૂકવાથી માનુષ સંસાર ચલાવી શકે નહિ. સુખ દુઃખ, પાપ પુણ્ય આ સંસારમાં ચક્રની માફક જાય છે અને આવે છે. જે મનુષ્ય આ આવજાની ઉપેક્ષા કરી શકે છે તે જ ખરું મનુષ્ય છે. આપ ક્યાં નથી જાણતા કે:—

**सुखदु:खे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैव पापमवाप्स्यसि ॥**

જે માણસ આ પ્રમાણે પોતાના મન ઉપર જય મેળવી શકે છે તે જ ભાગ્યવાન્ પુરુષ છે. વળી તમે તો મ્હારા સ્વામી—મ્હારા સંસારનો સાર, મ્હારા આલોક અને પરલોકના સર્વસ્વસ્વરૂપ છો ? રોષ, ક્ષોભ, ભય, ભાવના તમારી પાસે દર્શાવવાનાં નથી. તમારા કાર્યાકાર્યની આલોચના કરવાનો મ્હને અધિકાર પણ નથી. મ્હારો અધિકાર માત્ર તમારી સેવા કરવાનો છે તે હું ક્યાં કરીશ અને તમારા મુખ સ્હામું જોઈ રહીશ. સારા ખોટાનો વિચાર કરવાની મ્હને શી જરૂર છે ? તમે શા માટે વ્યથિત થાઓ છો ? બન્ને બાળકોને ખોળામાં લ્યો, ઉપાર્જન કરો અને દાસીના ઉપર નિશદિન પ્રેમભાવનાની વૃષ્ટિ થવા દો.”

જે યોગેશ્વર પત્નીને મૂર્ખ સમજતો હતો તે જ યોગેશ્વર પત્નીના જ્ઞાનની તુલના હવે કરી શક્યો. તેણે મુગ્ધ થઇને કહ્યું:–" ખરેખર, બંસરિ ! ત્હારામાં અને સ્વર્ગની દેવીમાં કોઇ પણ પ્રકારનો ફેર નહિ જ હોય ! મ્હને ત્હારો ઘણો ભય હતો. હું એમ ધારતો હતો કે તું રડીશ, મ્હારો તિરસ્કાર કરીશ, મ્હને શરમમાં નાખીશ, એ અભાગિનીને ગાળો દઇશ ! ત્હારા તરફના ભયની આશંકાથી તો હું વિશેષ વાતચિત નહિ કરતાં કચેરીમાં ચાલ્યો ગયો હતો; પણ હમણાં ત્હારાં અપ્રત્યાશિત વચનો સાંભળી–ત્હારો વ્યવહાર જોઇ મ્હારી લજ્જા દૂર થઇ ગઇ છે–મ્હારો ભય પણ દૂર થયો છે. મ્હને આશ્વાસન મળ્યું છે. ખરેખર વ્હાલી, તું તો ક્ષમાની જ પ્રતિમૂર્ત્તિ છે ! " આમ કહી યોગેશ્વરે પત્નીને ચુંબન અને આલિંગનથી વધાવી લીધી.

બંસરીબાલા ! ક્ષમામયી દેવિ ! ત્હારા જેવી સ્ત્રીઓ ભારતવર્ષના પ્રત્યેક સંસારમાં કેમ હોતી નથી ?



# પ્રકરણ ૩૫ મું.

## આનંદચંદ્રની મુલાકાત.

યોગેશ્વરની સ્થિતિથી વાંચકો અજ્ઞાત નથી. તે હવે વારંવાર વિપિનવિહારીની તબિયત જોવા જઈ શકતો નથી. વળી પ્રતાપસિંહની સૂચનાનુસાર હેમલતા પતિને સાથે લઇ હવાફેર માટે ભરુચ ચાલી ગઇ છે.

હેમલતા ઉપડી ગઇ તથા સરદારભુવનમાં જે દિવસે રાત્રે પ્રતાપસિંહે સ્યામચરણ તથા કૃષ્ણકાન્તનું કારસ્થાન જાણી લીધું તેને બીજે દિવસે પ્રતાપસિંહ પણ ભરુચ હેમલતાની પાસે ઉપડી ગયો. વિપિનવિહારીની પ્રકૃતિને પણ કાંઇક આરામ હતો; છતાં હજી તેનામાં જોઇએ એટલી શક્તિ આવી નહોતી.

પ્રતાપ જે દિવસે ભરુચ પહોંચ્યો તેને બીજે દિવસે સ્હવારે તેણે ગુલાબને તાર કરી જણાવ્યું કેઃ—"મોતીઆને લઇ એકદમ મ્હારી પાસે આવ. હમણાં થોડો સમય આપણે અહીં રહેવાનું છે. આવશ્યકીય સામાન પણ સાથે લઇ આવવા ચુકીશ નહિ."

તાર મળતાંની સાથે જ ગુલાબે પ્રતાપસિંહની સૂચનાનુસાર કર્યું. પરંતુ ભરુચ પ્રતાપસિંહે રહેવાનો વિચાર શા માટે નિશ્ચિત કર્યો હશે તે સંબંધી એ કાંઈ સમજી શક્યો નહિ. ગુલાબનો જીવ ઘણો અધીરો હતો. કોઈ પણ બાબતનો ભેદ પામી જવાની તેને ઘણી જીજ્ઞાસા થતી હતી. પ્રતાપને મળતાં જ તેણે પ્રશ્ન કર્યોઃ—"આપે અહીં રહેવાનો વિચાર કેમ કર્યો છે?"

'તું પ્રથમ મુકામ પર ચાલ, પછી હું તને સર્વ હકીકત કહીશ.'

આ પ્રમાણે ગુલાબને આશા આપી તે તેને મુકામ ઉપર લઈ ગયો. પ્રતાપસિંહે પણ વિપિનવિહારીની સાથે જ રહેવાનું રાખ્યું હતું.

મુકામપર આવી પહોંચ્યા પછી પોતાના વિચાર તથા સરદાર-ભુવનમાંથી મળી આવેલો ભેદ એ સર્વ હકીકત પ્રતાપે ગુલાબને કહી સંભળાવી. સર્વ હકીકત સાંભળી રહ્યા પછી ગુલાબે પ્રતાપસિંહને પૂછ્યું:–"ત્યારે શું તમે ગ્રંથકાર બનશો?"

"હા, બનવું જ જોઇએ; નહિ તો એ બન્ને લુચ્ચાઓ મળી આપણને ગોથું ખવડાવશે; વળી વિપિનવિહારીની તબિયત હજી એવી સુધરી ગઇ નથી કે તેઓ અપૂર્ણ રહેલા ગ્રંથને પૂર્ણ કરી શકે; છતાં આપણે જે કાંઇ કરવાનું છે તે તેમની સહાયતા લઇને જ કરવાનું છે. પ્લૉટ તેમ જ ગ્રંથનો ટૂંક સાર તો તેમણે અગાઉથી જ લખી રાખ્યો છે, જેથી આગળ લખવાને ઘણી સુગમતા થઈ પડશે."

એ જ દિવસથી પ્રતાપસિંહ આખો દિવસ વિપિનવિહારીની શય્યા આગળ બેસી રહી અપૂર્ણ ગ્રંથને આગળ લખવા લાગ્યો. વિપિનવિહારી પણ પ્રતાપને પોતાનાથી બનતી મદદ કરવા લાગ્યો. પ્રતાપસિંહનો પોતાના પરનો અપાર તથા નિસ્વાર્થ પ્રેમ જોઇ તેનાં નેત્રોમાંથી કૃતજ્ઞતાસૂચક આંસુઓ વારંવાર ઉભરાઇ જતાં હતાં.

* * * *

બે ચાર દિવસ પછી હરદ્વાર ગુરુકુળમાંથી વિપિનવિહારીનો પુત્ર પણ આવી પહોંચ્યો. જેથી માતા પિતાને અત્યાનંદ થયો.

"પ્રતાપસિંહ આપ જ કે? વાહ! આપ આવ્યા તે ઘણું સારું થયું. આપના પરિચયથી મ્હને ઘણો આનંદ થયો છે. કોઈ પણ ધંધામાં પ્રશંસા પામેલા મનુષ્ય સાથે જ્યારે મ્હારી મુલાકાત થાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ મ્હને ઘણો આનન્દ થાય છે.

"મહાનુભાવ! આપ મ્હને જે માન આપો છો તેથી હું આપનો વિશેષ આભારી છું." આનંદચંદ્રના વિશાળ વાંચનાલયમાં એક ખુરસી ઉપર બેઠેલા પ્રતાપસિંહે ઉત્તર આપ્યો:—"આપનાં પ્રશંસાપૂર્ણ કાર્યો મ્હારા ધ્યાન બ્હાર નથી. સારા સારા ગ્રંથો ઉપર આપને ઘણો પ્રેમ છે એ હું જાણું છું; તો પણ જેનું આયુષ્ય ગુન્હાઓની તપાસ કરવામાં ગયું છે એવા એક સાધારણ મનુષ્ય માટે આપને આટલો બધો આદર અને સહાનુભૂતિ હશે એવો મ્હને ખ્યાલ પણ નહોતો." પ્રતાપે નમ્રતાથી કહ્યું.

"ન કેમ હોય? સમાજસુધારણા એ મ્હારો મુખ્ય વિષય છે. સમાજમાંનાં દુઃખો ઓછાં થાય એવી મ્હારી મહત્વાકાંક્ષા છે. ગુન્હાઓ શોધી કાઢી ગુન્હેગારોને શિક્ષા કરવામાં પણ સમાજનું એક પ્રકારનું વિશેષ હિત રહેલું છે."

"આપનો વિચાર સર્વથા સત્ય છે." પ્રતાપસિંહે કહ્યું અને પછી આનંદચંદ્રને પુસ્તકો સંબંધીની વાતચિત ઠીક પડશે એમ વિચારી તેણે વાર્તાપ્રવાહ બીજી દિશામાં વાળ્યો:—"આપની પુસ્તકો સંબંધીની પ્રીતિ તેમ જ પ્રવૃત્તિ પ્રશંસાપાત્ર છે."

"હા, આ પુસ્તકોના સહવાસમાં જ હું મ્હારા દિવસો નિર્ગમન કરું છું. મ્હને એક મ્હારી ઇચ્છાનુસાર વર્તનાર હોશિયાર, ચાલાક તેમ જ વિદ્વાન્ મદદનીશ મળ્યો છે, અને તેથી કરીને જ હું મ્હને પોતાને સુખી સમજું છું."

"એ મદદનીશ આપના પ્રાયવેટ સેક્રેટરી સ્યામચરણ છે ને?"

"તેઓ મ્હારા સેક્રેટરી છે એટલું જ નહિ; પણ તેમના ઉપર મ્હને પ્રેમ અને વિશ્વાસ છે. તેમની વિદ્વતા પ્રશંસાપાત્ર છે. તેમનું સાહિત્ય સંબંધીનું જ્ઞાન ઘણું ઉત્તમ છે. ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ

કરવામાં તેઓ મ્હને ઘણા મદદગાર થઇ પડયા છે. આ સઘળું જે આપ જુઓ છો તે તેમની જ વિદ્વતા અને પ્રવૃત્તિનું પરિણામ છે. મ્હારા ઉપરની તેમની આટલી બધી મમતા નિષ્ફળ નિવડવાની નથી. તેમને પચીસ હજાર રૂપિયા આપવાનું મ્હેં મ્હારા વિલમાં લખી રાખ્યું છે. સ્યામચરણની મ્હારા ઉપર એવી ભક્તિ છે કે જેથી કોઇ પણ મ્હારી પાસે આવે તો તેની આગળ તેમના સંબંધી બે બોલ બોલ્યા સિવાય મ્હારાથી રહી શકાતું નથી."

આનંદચંદ્રના ભવ્ય મુખ તરફ થોડો વખત જોઇ રહ્યા પછી પ્રતાપસિંહે તરત જ વિષય બદલ્યો. પ્રતાપે પુસ્તકો સંબંધી જ વાત કાઢી. આનંદચંદ્ર ઘણા પ્રસન્ન થયા. વાંચનાલયમાં કેટલાક ઉત્તમ ગ્રંથો હતા તે તેમણે સહજ અભિમાનથી પ્રતાપસિંહને બતાવ્યા. તેઓ ઘણાં ખરાં પુસ્તકો વાંચતા પણ હતા. માતૃભાષા તેમ જ આંગ્લભાષાનું તેમને સારું જ્ઞાન હતું. જૂદાં જૂદાં પુસ્તકોના ગુણદોષ સંબંધી પોતાના વિચારો પ્રતાપસિંહ આગળ પ્રદર્શિત કરી તેને તેઓએ આશ્ચર્યચકિત બનાવી દીધો.

અરબી ભાષાની વાર્તાઓ માટે તેમ જ સાહિત્યમાં પ્રસિદ્ધ થતી કેટલીક છેક નિર્લજ્જ અને બિભત્સ નવલકથાઓ માટે આનંદચંદ્રનો મત ઘણો જ ખરાબ હતો. વિશેષ કરીને તેમને ઐતિહાસિક નવલકથાઓ અને નાટકો ઘણાં પસંદ હતાં. વાત નીકળતાં તેમણે પ્રતાપને કહ્યું:—"સમાજસ્થિતિનો સુધારો કરવાનું કાર્ય એકાદ સહેલી ભાષામાં લખાયલા પુસ્તકથી જેવું થશે તેવું ધર્માચાર્યોના ઉપદેશોથી, વક્તાઓનાં આકાશને ગજાવી મૂકે એવાં ભાષણોથી કિંવા વર્તમાનપત્રોના અસરકારક અગ્રલેખોથી થનાર નથી. જો કે આ વિષય મતભેદનો છે; પરંતુ મ્હારો તો ઘણા વિચારોને અંતે આ પ્રમાણે ચોક્કસ મત થયો છે."

'અંકલ ટોમ્સ કેબિન' નામનું અંગ્રેજી પુસ્તક પ્રતાપસિંહ પાસે ધરી આનંદચંદ્રે કહ્યું:-" આ એક સામાન્ય વર્ગની નવલકથા છે. ભાષાસૌંદર્યની દૃષ્ટિએ તેમાં વિશેષતા જેવું કાંઇ જ નથી; તો પણ આ એકજ પુસ્તકે કેવું મહાન્ કાર્ય કર્યું છે ?! સમાજસ્થિતિની અંદર કેટલો બધો સુધારો થયો છે ? આ કાંઇ આચાર્યોની અનુશાસનપત્રિકા નથી; કિંતુ અમેરિકામાં ગુલામગિરી બંધ કરાવવાના કાર્યમાં આ પુસ્તકે જેટલી સફળતા મેળવી છે તેટલી સફળતા હજારો અનુશાસનપત્રિકાઓ કરનારા મેળવી શકત નહિ એ નિર્વિવાદ છે. અમેરિકામાં નીગ્રો લોકોની ગુલામગિરી બંધ કરાવવા માટે મિસિસ સ્ટેનલીએ જેવા પ્રકારે પ્રયત્ન કર્યો છે તેવા પ્રકારનો પ્રયત્ન 'આધુનિક ગુલામગિરી' બંધ કરાવવા માટે જો એકાદ શિષ્ટ લેખક કરે તો કેવું સારું ? જો એમ થાય તો સમાજ ઉપર તેનો મહદુપકાર થયેલો જ ગણી શકાય. ?"

પ્રતાપે આશ્ચર્યસહ કહ્યું:-" શું આધુનિક ગુલામગિરી ? ! "

" હા હા, ગુલામગિરી નહિ તો બીજું શું? આધુનિક ગુલામગિરી જ! તમે જ કહોને કે સમાજની અંદર ઘર કરી બેઠેલાં વ્યસનો જેવાં કે દારુ, જુગાર, અફીણ, ચ્હા, તમાકુ વગેરે આધુનિક સમાજની ગુલામગિરીનાં બંધનો નહિ તો બીજું શું છે? એકાદ હોશિયાર ગ્રંથકાર આ અત્યંત મહત્વના વિષય ઉપર ગ્રંથ લખીને આધુનિક ગુલામગિરીથી સ્વતંત્ર થવાનો માર્ગ સૂચવે તો બહુ પ્રશંસાપાત્ર કાર્ય ગણાય. આવો ગ્રંથ આપણી માતૃભાષામાં કોઇ લખી કાઢે તો હું મ્હારી ઘણી દોલત તેને સંમાનસહ સમર્પણ કરું ! " આનંદચંદ્રે હૃદયની ભાવના પ્રકટ કરી.

પ્રતાપસિંહનો ચ્હેરો પ્રફુલ્લિત થયો. પોતાની હકીકત કાઢવાનો

આ ઉત્તમ વખત છે; આવો સમય વારંવાર મળનાર નથી તથા આનંદચંદ્ર ઘણા રંગમાં આવ્યા છે જાણી તેણે કહ્યું:-" આપ કહો છો તેવા પ્રકારનું એક પુસ્તક તૈયાર છે."

"પ્રતાપસિંહ! તમે શું કહો છો ? ત્યારે તે પુસ્તક અત્યાર સુધી મ્હારા જોવામાં કેમ આવ્યું નહિ ? તે પુસ્તકનું નામ શું છે ?"

"તે પુસ્તક હજી છપાઇને પ્રસિદ્ધ થયું નથી, વળી તે હજી લખાઇને પણ સંપૂર્ણ થયું નથી."

"પરંતુ તે લખ્યું છે કોણે ? ગ્રંથકારનું નામ તો જણાવો ?"

"ગ્રંથકાર અપ્રસિદ્ધ છે; કિન્તુ તે અલૌકિક બુદ્ધિ ધરાવે છે ! સુદૈવે મ્હને તે પુસ્તક વાંચવા મળ્યું હતું. થોડો ઘણો ભાગ મ્હેં વાંચ્યો છે; તે ઉપરથી હું ખાત્રીપૂર્વક કહું છું કે ગ્રંથકારની બુદ્ધિ તેમ જ જ્ઞાન ઉચ્ચ પ્રતિનાં છે. ગ્રંથકાર બૃહસ્પતિ જ છે એમ કહું તો પણ કાંઇ ખોટું નથી !"

"તમારા કહેવાથી મ્હને એ પુસ્તક વાંચવાની ઘણી જીજ્ઞાસા થાય છે. તેની હસ્તલિખિત પ્રત મ્હને જોવા મળી શકશે કે કેમ ? તમે મેહેરબાની કરી એ પ્રત મ્હને મોકલી આપશો કે ? હું એમ જ સમજીશ કે તમે મ્હારા ઉપર ઘણી જ કૃપા કરી છે."

"એમાં કૃપા શાની ! થોડા દિવસમાં જ એક નકલ લઇ હું પુનઃ આપની પાસે આવીશ."

\+ + + +

પ્રતાપ ઘણો જ આનંદ પામી પાછો ફર્યો. જતાં જતાં વિચારવા લાગ્યો કે, 'વિપિનવિહારીનું પુસ્તક આનંદચંદ્રની નજરે લાવવાનો યોગ તો મળ્યો. હવે સર્વ સારું જ થશે.' એમ તેને લાગ્યું. 'આનંદ-ચંદ્રનું અંતઃકરણ પ્રસન્ન કરવાથી તે સહજમાં આપણા થઇ શકશે

અને તેમને પ્રસન્ન કરવાના કાર્યમાં એ પુસ્તક અવશ્ય ફળીભૂત થશે. એ પુસ્તક વિપિનવિહારીની વિલક્ષણ બુદ્ધિમત્તાનું પરિપક્વ ફળ હોવાથી એ વાંચી આનંદચંદ્રનો પોતાના ભત્રિજા સંબંધી જે ભ્રમમૂલક અભિપ્રાય છે તે બદલાશે. તે ભત્રિજાને તથા પોતાનાં સ્વજનોને પ્રેમપૂર્ણ દ્રષ્ટિથી જોશે.' આવી પ્રબળ આશા પ્રતાપના હૃદયપ્રદેશમાં ઉપસ્થિત થઇ.

પુસ્તક હજી સુધી સંપૂર્ણ લખાઇને તેયાર થઇ ગયું નહોતું. માત્ર ઉપસંહાર લખવાનું કાર્ય અવશિષ્ટ રહ્યું હતું. એટલું જ નહિ પરંતુ પ્રતાપના મનમાં એ પુસ્તકને પુનઃ સુધારવાનો ઇરાદો હતો; છતાં તેણે વિચાર્યું કે:–"હવે વખત ગુમાવવો યોગ્ય નથી. આનંદચંદ્ર એટલે પાકેલું પાન–તે ક્યારે ગળી પડશે એ વિશે ખાત્રીપૂર્વક કાંઇ કહી શકાય નહિ. સીત્તેર વર્ષ તો થઈ ગયાં છે. તે ઉપરાંત શ્યામચરણ કેટલીક મિલકત આપવા માટે તેમણે પોતાના મૃત્યુપત્રમાં ઉલ્લેખ પણ કરી દીધો છે. આવા હરામખોરોને આનંદચંદ્રની મિલકતમાંથી અમુક રકમ મળે તો તો ઘણો જ અન્યાય થયેલો ગણાય. આમ હોવાથી કાકા ભત્રિજાનું સત્વર મિલન કરાવી દેવું જોઇએ. પુસ્તક સંપૂર્ણ લખી નાખી તેનો અમુક ભાગ આનંદચંદ્રને વાંચી બતાવવો જોઇએ. જો આમ જલ્દી થાય તો જ દુષ્ટ ફસાય, અન્ય ઉપાય નથી."

આમ વિચારતો વિચારતો પ્રતાપસિંહ આનંદચંદ્રના બાગનો ત્યાગ કરી ચાલ્યો જવા લાગ્યો.



# પ્રકરણ ૩૬ મું.

## નવો પરિચય.

" पुष्पबाणभयतो मनोमृगः
संविवेश नवयौवने वने ।
तत्र दृष्टिविशिखेन हन्यते
कातरे तव कृपा न जायते ॥ "

**ભાવાર્થ:**—કંદર્પબાણના ભયથી મ્હારા મનરૂપ મૃગે તમારા નવયૌવનરૂપ વનમાં પ્રવેશ કરી આશ્રય લીધો હતો; કિન્તુ સખિ! તમે એવાં નિષ્ઠુર છો કે એ મૃગને તમે નયનબાણથી વીંધ્યો છે!

જ્યેષ્ઠ માસનો દિવસ હતો. ભગવાન્ સૂર્યનારાયણ પોતાનાં પ્રખર કિરણોનો વર્ષાવ કરી પ્રાણિ માત્રને આકુળ વ્યાકુળ બનાવી દેતા હતા. આનંદચંદ્રના ઉદ્યાનની અંદર આવેલા હૉજમાંના જળરાશીની અંદર અનેક પ્રકારના તરંગો ઉપસ્થિત થતા હતા તથા વિરામી જતા હતા.

હૉજ ઉપર ચઢવાનાં પગથીઆં ઉપર એક કૂતરો ક્લાન્ત થઇ અર્દ્ધમુદ્રિત નેત્રે જીભ બહાર કાઢી શ્વાસપ્રશ્વાસ લેતો હતો તેની આસપાસ ચાર પાંચ કાગડાઓ 'કા કા' અવાજ કરતા આમ તેમ ઉડતા હતા. હૉજની પાસે જ એક બકુલ પુષ્પનું વૃક્ષ હતું. વૃક્ષ ઉપર બેસીને એક કોકિલા પોતાના મધુર કંઠથી અવાજ કરી રહી હતી. કોકિલા સિવાય બીજાં પણ કેટલાંક પંખીઓ ગ્રીષ્મનો પ્રબળ તાપ વેઠી નહિ શકાવાથી વૃક્ષની ડાળીઓ ઉપર બેઠાં બેઠાં વ્યાકુળતાસૂચક ધ્વનિ કરી રહ્યાં હતાં. પૃથિવીના આ દારૂણ ઉત્તાપના સમયે એક

લગભગ ચૌદ વર્ષની બાળિકા નિમ્નદષ્ટિ કરી બકુલ વૃક્ષ નીચે બેઠી હતી. જે બાળિકા હરનિશ પુષ્પોની સુગંધ લેતી હતી તેનું ચિત્ત આજે એક પણ પુષ્પ પ્રતિ વળ્યું નહિ. આજે કોઇ ગંભીર મર્માન્તિક વેદનાથી તેનું નિર્મળ હૃદય અતિશય વ્યથિત થયેલું જણાતું હતું. બાળિકાનું મનોહર મુખમંડળ જોતાં માલૂમ પડી આવતું હતું કે એ મુખમંડળ ઉપર અત્યારે વિષાદની ગંભીર છાયા છવાઇ રહી છે. તેનો વિસ્તૃત કેશરાશી વાયુની સાથે વિહાર કરી રહ્યો હતો. એકાએક ઉપરથી 'ટપ ટપ' કરતાં બે ચાર બકુલ પુષ્પો બાળિકાની સુંદર દેહલતા ઉપર પડયાં; કિન્તુ બાળિકાનું લક્ષ્ય તે તરફ હતું નહિ. તે નિશ્વાસપર નિશ્વાસ મૂકતી હતી. મર્મભેદક નિશ્વાસની સાથે જ બાળિકાનાં નીલપદ્મ નયનયુગલમાંથી અશ્રુપ્રવાહ ગંડસ્થળ ઉપર થઇ તેના વક્ષસ્થળને ભીંજવવા લાગ્યો. તે સ્વગત વિચારવા લાગી:—"શ્યામચરણ! ત્હારી સાથે હું લગ્નગ્રંથીથી જોડાઉં? તે કદાપિ બનશે નહિ. હું જાણી જોઇને મ્હારું જીવન ત્હારા જેવા એક ઘરડા બુઢ્ઢાને અર્પણ કરવા ઇચ્છું જ નહિ. અફસોસનો વિષય એ છે કે કાકા પણ ત્હારા સહાયકાર છે; કિન્તુ તને ક્યાં ખબર છે કે હું પ્રેમ સમક્ષ પૈસાને તદ્દન તુચ્છ સમજું છું. મ્હને કાકાની દોલતની બિલકુલ પરવાહ નથી. હે પ્રભુ! તું કાકાને સુબુદ્ધિ આપ કે જેથી કરીને આ ગરીબ બાળિકાનું જીવન બગડે નહિ!"

બાળિકા આવા વિચારોમાં હતી એવામાં જ આનંદચંદ્રની મુલાકાત લઇ વિચારોના વમળમાં તણાતો તણાતો પ્રતાપસિંહ એ સ્થળ આગળ આવી પહોંચ્યો. ઉદ્યાનમાંથી બહાર નીકળવાનો રસ્તો બકુલના પુષ્પ પાસે થઇને જ જતો હતો. પ્રતાપે બાળિકાના તરફ નજર કરી—ચતુર્ચક્ષુનું મિલન થયું. ઓષ્ઠોએ હાસ્યનું કાર્ય બજાવ્યું. નેત્રોએ

પ્રેમ દર્શાવ્યો. કપોળે અનુરાગ પ્રસિદ્ધ કર્યો. પ્રતાપ ધીમે ધીમે બાળિકા પાસે ગયો અને લજ્જાશીલા બાળિકાને અતિ મધુર કંઠે તેણે પ્રશ્ન કર્યો:—"બાળા! તમે કોણ છો? આવા સખ્ત તાપમાં તમે એકલાં અહીં કેમ બેસી રહ્યાં છો? જો કોઈ પણ પ્રકારનો સંકોચ ન હોય તો તમે મ્હને તમારો પરિચય આપો."

બાળિકાએ પોતાના કપોલપ્રદેશ ઉપર વિહરતી કેશકલાપની એક લટને પોતાની કોમળ આંગળીથી પકડી કહ્યું:—"મ્હારું નામ સરલા છે. હું આનંદચંદ્ર શેઠની આશ્રિતા પુત્રી છું. આપ ક્યાંથી આવો છો તથા ક્યાં પધારો છો એ આપ મ્હને જણાવશો કે?"

"ઘણી જ ખુશીથી. હું છુપી પોલિસનો અમલદાર છું. મ્હારું નામ પ્રતાપસિંહ છે. કેટલાંક ખાનગી કારણોને લીધે શેઠને મળવું હતું અને એ માટેજ હું અત્રે આવ્યો હતો."

પછી થોડા સમય સુધી બન્ને શાન્ત રહ્યાં. પ્રતાપસિંહના પગ આગળ ચાલવાને આતુર નહોતા. તેઓ તો ત્યાં જ અટક્યા! છેવટે પ્રતાપે પુનઃ કહ્યું:—"સરલાસુંદરિ! તમારાં સંબંધી તમને એક વાત કહેવાનો મ્હારો વિચાર છે."

"ઘણી જ ખુશીથી કહો; પરંતુ મ્હારા સંબંધીની કોઈ વાતની માહિતી આપને ક્યાંથી?!" સરલાએ સંમતિ દર્શાવી આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"જો આત્મપ્રશંસાનો અપરાધ વ્હોરી ન લઉં તો સત્યતાની ખાતર મારે જણાવવું જોઈએ કે ગુપ્ત પોલિસના અમલદારોથી ભાગ્યે જ કોઈ વિષય ગુપ્ત રહે છે. હમણાં હું આનંદચંદ્રનું હિત થાય એવાં કેટલાંક કાર્યોમાં રોકાયલો છું, અને એ કાર્યો તેમ જ તમારા સંબંધીની કેટલીક હકીકત મ્હારા જાણવામાં આવી છે; તેથી તમારા ઉપર કોઈ

સંકટ ન આવી પડે એ માટે હુ તમને પ્રથમથી સાવધાન કરવા આવ્યું છું."

"આપની મ્હારા પ્રત્યેની પ્રેમભરી મમતા તથા લાગણી જોઇ હુ આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હવે આપ એ હકીકત નિવેદન કરશો કે?"

"હા; પરંતુ તમે મ્હને પ્રથમ હુ જે પ્રશ્નો પૂછું તેના જવાબ આપો. શ્યામચરણને તો તમે ઓળખતાં હશો?"

"હા સારી પેઠે. કારણ કે તે મ્હારા કાકાજીનો પ્રાયવેટ સેક્રેટરી છે. એ કાકાજીનો ઘણો જ માનીતો છે. તેમનું હેત મ્હારા કરતાં પણ શ્યામચરણ ઉપર વધારે છે!"

"તેની વર્તણુંક તથા સ્વભાવ સંબંધી તમે કાંઇ જાણતાં તો હશો!"

"હા તે ઘણી નીચ પ્રકૃતિનો પુરુષ છે. મ્હને તેનો ઘણો ભય રહે છે."

"ભય રાખવાનું બિલ્કુલ પ્રયોજન નથી. જુઓ સાંભળો, શ્યામચરણ તથા તેનો એક સ્નેહી મળી આનંદચંદ્ર શેઠને છેતરવાની ઇચ્છા રાખે છે. હું તેમનું કપટ ખુલ્લું કરવાની તજવીજમાં છું. વળી શ્યામચરણ તમારી સાથે વિવાહગ્રંથીથી જોડાવાની મહત્વાકાંક્ષા રાખે છે; કારણ કે જો તેમ થાય તો શેઠની ઘણી ખરી—અરે બધી મિલકત તેને મળે તેવું છે. તમારી વાતચિત ઉપરથી હું સ્પષ્ટ સમજી શકું છું કે તમે તેનાં સહધર્મિણી થવા સર્વથા નારાજ છે; પણ કદાચ કોઇ પણ પ્રકારના સ્વાર્થની ઇચ્છાથી તમે તેની સાથે લગ્ન કરવા ઇચ્છો તો તે બદલ હું તમને હવે એક હિતેષી તરીકે ના જ પાડું."

"સ્વાર્થ! જીંદગીને ધૂળમાં મેળવવાનો સ્વાર્થ! એવા સ્વાર્થ

તરફ પ્રાણાંતે પણ મ્હારી દૃષ્ટિ આકર્ષાય નહિ. આપ મ્હારા હિતૈષી છો એવું જાણી મ્હને અત્યાનંદ થાય છે. જ્યારે જ્યારે અત્રે પધારો ત્યારે મ્હને દર્શનનો લાભ આપી કૃતાર્થ કરશો." આમ કહી સરલાએ પ્રતાપસિંહ તરફ એક ચંચળ કટાક્ષ ફેંક્યો.

"વાહ! શા માટે નહિ? તમારાં દર્શનથી અત્યાનંદ થયો; નેત્રોને તૃપ્તિ થઇ. તમારું હિત કરવું એજ મ્હારું ધ્યેય રહેશે. તમે એ દુષ્ટથી બિલ્કુલ ડરશો નહિ. થોડા જ વખતમાં હું તેને તેનાં કૃષ્ણકર્મોની ભયંકર શિક્ષા અપાવ્યા સિવાય રહેનાર નથી."

"ઠીક, પુનઃ આપ ક્યારે પધારવાના છો?"

"કેમ મ્હારું કાંઇ કાર્ય છે? કાર્ય હોય તો ફરમાવો."

"કાર્ય શું? એ ઘડી દુઃખી જીવને વિસામો મળે."

"દુઃખી જીવને વિસામો આપવો એજ મ્હારી ફરજ છે. હું પુનઃ જ્યારે આવીશ ત્યારે તમને મળીશ જ. લ્યો હવે મ્હને રજા છે?" પ્રતાપસિંહે પ્રશ્ન કર્યો. "હા......પ...ધા...રો" શર્માતાં શર્માતાં સરલાએ પ્રતાપને જવાની રજા આપી.

પ્રતાપસિંહ એક નિશ્વાસનો ત્યાગ કરી ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### ક્ષમાની પ્રતિમૂર્ત્તિ.

બીજે દિવસે પ્રભાતકાળે બંસરીબાલા શય્યાનો ત્યાગ કરી હરિ નામનું સ્મરણ કરતી ઉઠી તથા પ્રાતઃકાર્યાદિ કરવા માટે દિવાનખાનામાંથી બહાર નીકળવા લાગી તે વખતે

અર્દ્ધનિદ્રિત તેમજ અર્દ્ધજાગ્રત અવસ્થામાં યોગેશ્વરે કહ્યું:-બંસરિ! અહીં આવ; થોડો સમય બેસ. મ્હારે ત્હારી સાથે કેટલીક મહત્વની વાતચિત કરવી છે."

બંસરીબાલા પુનઃ શય્યા પાસે આવીને બેઠી તથા સહજ આશ્ચર્યથી તેણે પ્રશ્ન કર્યો:-"અત્યારના પહોરમાં તે શી વાતચિત કરવાની છે?!"

યોગેશ્વરે પ્રત્યુત્તર આપ્યો કે:-"રજાનો રિપોર્ટ કેટલા માસ માટે કરીશું? ખબર કાઢી જોતાં એમ માલૂમ પડ્યું છે કે લગભગ ત્રણેક માસ પછી આપણી અત્રેથી અન્ય કોઈ જીલ્લામાં બદલી થનાર છે; આમ હોવાથી સરસામાન પણ સાથે લઈ જવો કે અહીં રહેવા દેવો?"

બંસરીબાલાએ કહ્યું:-"આ સ્થાનનો ત્યાગ કરવો એ ઉત્તમ છે. આ સ્થાન સાથે જ દુઃખની સ્મૃતિ સંઘટિત થયેલી છે. પ્રિયતમ! પાપની છાયા આ જ સ્થળે પડી છે; માટે આ સ્થાનનો ત્યાગ કરવો એ જ ઉત્તમ છે. સરસામાન અહીં રાખી મૂકવાની વિશેષ આવશ્યકતા નથી. પિતા અહીં જ છે તેમનો શો આદેશ છે તે જાણી લઇ તેમની ઇચ્છાનુસાર વર્તજો."

યોગેશ્વરે ભયથી ધ્રુજી ઉઠતાં કંપિત સ્વરે પૂછ્યું:-વિ........ નો........દની શી વ્યવસ્થા કરીશું?"

બંસરીબાલાએ ગંભીરતાપૂર્વક કહ્યું:-"તેની ચિંતા તમારે શા માટે કરવી જોઇએ? તેનું નામ ઉચ્ચારવામાં પણ આટલો બધો ભય અને સંકોચ કેમ રાખો છો?! મ્હારી પાસે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખવાનું પ્રયોજન નથી."

યોગેશ્વરે એક ગાઢ નિશ્વાસનો ત્યાગ કરી કહ્યું:-"સંકોચ

રાખવા જેવું જ બન્યું છે. મ્હને એમ વિચાર થયા કરે છે કે ત્હેં જો કદાચ આ પાપિષ્ઠ પતિપર કૃપા ન કરી હોત તો મ્હારી કેવી દુર્દશા થાત? ત્હારા હૃદયની સકળ જ્વાળાને દૂર કરવાને હું શું કરું તે સમજી શકતો નથી!"

બંસરીબાલાએ ઘણી જ નમ્રતાથી ગદ્ગદકંઠે કહ્યું:–"નાથ! મ્હારા આધાર! મ્હને ગાળો દ્યો, મ્હારો તિરસ્કાર કરો; કિન્તુ જુઓ હું તમારે પગે પડું છું અને વિનંતિ કરું છું કે હવે પુનઃ મ્હારી પાસે આવા પ્રકારનો ભય તથા સંકોચ રાખશો નહિ. તમારો એવો ભાવ મ્હારા મર્મપ્રદેશને અત્યંત વ્યથિત કરે છે."

યોગેશ્વરે કરુણાજનક કંઠે તથા અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"મ્હને કહેતાં ઘણી શર્મ આવે છે; કિન્તુ હવે તને કહ્યા સિવાય છુટકો જ નથી. પ્રિયા! આ પાપીને તું ક્ષમા આપજે. જો આ વખતે મ્હારી વાત સાંભળી તું મ્હારો અનાદર કરીશ તો હું બચી શકીશ નહિ! હવે જો હું તને મ્હારી વાતથી દુઃખી ન કરું તો પણ એ વાત બહુ દિવસ સુધી ગુપ્ત રહી શકે તેમ નથી!"

બંસરીબાલાએ આશ્વાસનસૂચક સ્વરે કહ્યું:—"જે કહેવાનું હોય તે ખુશીથી કહો. હું કોઇ પણ પ્રકારની આશંકા રાખ્યા સિવાય તમારી વાત ઉપર ધ્યાન આપીશ. તમે ગમે તેવા હો તો પણ મ્હારા મનમાં તો એમ જ છે કે તમે સ્વર્ગના દુર્લભ દેવતા છો. તમારું ક્ષુદ્રત્વ મ્હારા મનમાં કાળાંતરે પણ વાસ કરી શકે તેમ નથી."

યોગેશ્વરે કહ્યું:—"બંસરિ! ત્હારા મ્હેં અનેક અપરાધો કર્યા છે. હું એમ ધારું છું કે વિનોદ ગર્ભવતી છે! હવે કોઈ ઉપાય?!"

બંસરીબાલા કંપી ઉઠી. થોડા સમય સુધી તે પતિને કાંઇ પણ પ્રત્યુત્તર આપી શકી નહિ. પ્રાતઃકાળની કુમુદિની પ્રમાણે તેના મુખ-

મંડળની સકળ પ્રભા એકદમ વિલીન થઇ ગઈ. મૌન ધારણ કરી તેણે થોડા સમય સુધી રુદન કર્યું; છેવટે હૃદયભાર ઓછો થતાં આંખો સાફ કરી પૂછ્યું:–" વિનોદ આ હકીકત જાણે છે કે?"

યોગેશ્વરે કહ્યું:–" વિનોદને અત્યાર સુધી એ હકીકતની ખબર હતી; પરંતુ તેની તેને ચિંતા નહોતી; ત્હારું અત્રે આગમન થયા પછી તેને પોતાના કાર્ય માટે ઘણો પશ્ચાત્તાપ થાય છે. વિનોદે બુદ્ધિભ્રષ્ટ થઇ મ્હારી સાથે પાપાચરણ આચર્યું છે. લોકલજ્જા કે ભયભાવના તેને અત્યાર સુધી હતી જ નહિ. મ્હેં આવી ઉન્મત્તતા ક્યારેય જોઈ નથી!"

બંસરીબાલાએ કહ્યું:—" ઉન્મત્ત થઇ ગયા વિના તે બીચારી આ પ્રમાણે કરે ખરી કે? હવે તો જેમ ઈશ્વરે ધાર્યું હશે તેમ થશે. તેને પણ આપણે આપણી સાથે લઇ જઇશું."

યોગેશ્વરે ચિંતાતુર મુખે કહ્યું:—" એમ કેમ બનશે? એ પવિત્ર તીર્થક્ષેત્રમાં માતાજીની આગળ વિનોદને આપણે કેવી રીતે લઇ જઇશું."

બંસરીબાલાએ દૃઢતાથી કહ્યું:—" તેને સાથે લઈ ગયા સિવાય આપણો છુટકો જ નથી. જે થવાનું હતું તે થયું છે. એ બીચારીનો ત્યાગ કરવાથી તેના હૃદય ઉપર સખ્ત આઘાત થશે. તેને સાથે રાખવી જ પડશે. પિતાની સાથે હવે હું તેને જવા દેનાર નથી. હું તેને મળીને કોઇ નિશ્ચય ઉપર આવીશ, અને જે માર્ગ ઠીક હશે તે સ્વીકારીશ."

ધન્ય છે! ઓ ક્ષમાની પ્રતિમૂર્ત્તિ! ત્હારા ઉદાર હૃદયને સહસ્રવાર ધન્ય છે!!!

---

# પ્રકરણ ૩૮ મું.

## અબળાનો આત્મત્યાગ કિંવા પ્રકૃત પ્રણય.

" મમ ગયા પછી હું દુઃખી થશે !
" રડતું કોઇ તો અશ્રુ લૂંછજે !
" જરૂર તું ક્ષમા આપશે મ્હને !
" જઇશ હું હવે માતની કને ! "

—કલાપી.

પ્રભાતકાળનો સમય છે. પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઈ બંસરીબાલાએ રસોડામાં પ્રવેશ કર્યો. સ્વામી, પુત્ર, વિનોદ, દાસ–દાસી વગેરે સર્વેને માટે તેણે પોતે જ ભોજન તૈયાર કર્યું. પોતે જ સર્વેને પરિવેષણ કરી ભોજન કરાવ્યું. બંસરીબાલાની વ્યવસ્થાથી સર્વે સંતુષ્ટ છે–પરિતૃપ્ત છે.

યોગેશ્વર આહાર કરી રહ્યા પછી પુનઃ પૂર્વાનુસાર પાન ચાવતો ચાવતો ખુરસી ઉપર બેઠો. તેનો હૃદયભાર હવે કંઇક ઓછો થયો છે. તે સહજ અંશે શાંતિ મેળવી શક્યો છે.

યોગેશ્વરના કચેરીમાં જતાં પહેલાં બંસરીબાલા એક વખત મુખ ઉપરનાં સ્વેદબિન્દુઓ લુંછતી લુંછતી દિવાનખાનામાં આવી. યોગેશ્વર તે વખતે કપડાં પહેરી કચેરીમાં જવાની તૈયારી કરતો હતો. તેણે પત્નીને પોતાની પાસે ખેંચી લેઈ પોતાના વક્ષસ્થળ સાથે ચાંપી તેના અધરોષ્ઠપર ચુંબન કર્યું.

બંસરીબાલાએ પ્રશ્ન કર્યો:–" શું આજે જ તમે રજાનો રિપોર્ટ

કરવાના છો કે ? એ દિવસ પછી જ કરજો ! બહુ ઉતાવળ કરવાનું કાંઇ પ્રયોજન નથી. હમણાં તો પિતાશ્રીને એ દિવસ અત્રે રહેવાને માટે કહો ત્યાર પછી વિચાર કરીને યોગ્ય કાર્ય કરીશું."

યોગેશ્વરે સહજ શર્માઇ જઇને પ્રશ્ન કર્યો:—"તું જેમ કહે છે તેમ જ કરીશ; કિન્તુ શુભ કાર્ય કરવામાં વિલંબ થવા દેવાની શી જરૂર છે ?"

બંસરીબાલાએ જતાં જતાં કહ્યું:—"શુભ કે અશુભ કાર્ય ગમે તેવું હોય તો પણ પૂર્ણ વિચાર કરીને કરવું એ જ ઉત્તમ છે. હમણાં તો જેમ મ્હેં કહ્યું તેમ કરો; પછી સૌ જોઇ લેવાશે." આમ કહી બંસરીબાલા ત્વરિતગતિથી ચાલી ગઈ. યોગેશ્વર પણ ચિંતાતુર મુખે કચેરી તરફ વિદાય થયો.

આજે એકાદશી છે. વિનોદિનીને નિર્જળા એકાદશીનો અપવાસ છે. વિનોદ ભુખ્યે પેટે પોતાના ઓરડામાં ચટાઈ પાથરી સૂતી છે. બંસરીબાલા ભોજન કરી મધ્યાન્હકાળના અરસામાં વિનોદના ઓરડામાં આવી. ધીમેથી દ્વાર બંધ કર્યા પછી વિનોદની પાસે બેસી તેની પીઠ ઉપર તેણે હાથ મૂક્યો.

બંસરીબાલાના કરસ્પર્શથી વિનોદનું સર્વાંગ કંપી ઉઠ્યું. તે ધીમે ધીમે ઉઠીને બેઠી થઇ. તેના શરીર ઉપરથી ગર્ભનાં લક્ષણ સ્પષ્ટ માલૂમ પડી આવતાં હતાં. વિનોદ કેટલાક સમય સુધી બંસરીના મુખ પ્રતિ અનિમિષ નયને જોઈ રહી. અંતે તે રડી પડી. તેને રુદન કરતી જોઈ બંસરીની પણ તેવી જ અવસ્થા થઇ. ઘણા વખત સુધી રુદન કરી બન્નેએ પોતાનો હૃદયભાર હલકો કર્યો. અંતે બન્ને જણીઓ નિશ્વાસનો પરિત્યાગ કરી એક બીજી તરફ ટગરટગર જોઈ રહી.

વિનોદે છેવટે કંપિતકંઠે કહ્યું:—"બ્હેન ! હવે શું થશે ?"

બંસરીએ મહાકષ્ટે ધીમેથી કહ્યું:—"જે ભાગ્યમાં હશે તે થશે. બ્હેન! વિધાતાની વિરુદ્ધ કાંઇ પણ થઇ શકે તેમ નથી. તો પણ હમણાં મ્હારું જે કર્ત્તવ્ય છે તે તો મ્હારે બજાવવું પડશે!"

વિનોદ આ વાક્ય સાંભળી અનેક ક્ષણ સૂધી શાંત બેસી રહી તથા પુનઃ રુદન કરવા લાગી. બાષ્પગદ્‌ગદકંઠે તેણે કહ્યું:—"તો શું મ્હને હાંકી કાઢશો? હું અભાગિની હવે ક્યાં જઇશ?"

બંસરીએ વિનોદના મ્હોં ઉપર હાથ મૂકી, તેના કંઠને આલિંગન કરી, પ્રેમપૂર્ણસ્વરે ઉત્તર આપ્યો:—"તું આવી વાત શા માટે કરે છે? તું હવે ક્યાં જવાની છે? આ સંસારમાં મ્હને કદાચિત્ એક મુઠી અન્ન મળશે તો પણ બન્ને બ્હેનો તેના ભાગ કરી ખાઇશું. ત્હારે ક્યાંય જવાનું નથી. તું બિલકુલ ચિંતા કરીશ નહિ."

વિનોદે નેત્રોમાંનું અશ્રુજળ સ્વચ્છ કરી બંસરીબાલાના મુખ તરફ ટગર ટગર જોઈ રહીને કહ્યું:—"પરંતુ મ્હારે લીધે તમારે સમાજનાં કટુ વચનો સહન કરવાં પડશે! આ હતભાગિનીએ તમને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખી નથી."

બંસરીબાલાએ વિનોદનું સાંત્વન કરતાં કહ્યું:—"વિનોદ! તું મ્હારી બ્હેન છે. ત્હારે માટે અમારે દુઃખ સહન કરવું જ જોઇએ. મ્હારા સ્વામીએ ત્હારા ઉપર પ્રેમ કર્યો અને તે પ્રેમને લીધે ત્હારી આવી અવસ્થા થઇ છે. આવી ભયંકર અવસ્થામાં તને કેમ કરીને દૂર કરી શકાય?"

વિનોદે રુદન કરતાં કરતાં કહ્યું:—"બ્હેન! હું કલંકિની છું—પિશાચિની છું. અરેરે! બ્હેન! મ્હેં તમારા સુખના નન્દનકાનનમાં અગ્નિ સળગાવ્યો છે. એ અગ્નિની જ્વાળાથી હું જ બળી મરું છું. તમારું પણ સકળ સુખ અદૃશ્ય થઇ ગયું છે. હું તમારી દયાને યોગ્ય

શું કે? આ ભયંકર નાગિણીનું શા માટે તમે પોષણ કરો છો?"

બંસરીબાલાએ વિનોદનું મુખ દબાવી તેને આગળ બોલતી અટકાવીને કહ્યું:—"નહિ નહિ, હવે એ વાતને યાદ કરીશ નહિ. ગઇ ગુજરીને વિસારી દે. મ્હારો સંસાર અગ્નિથી બળવાનો નથી. તું કલંકની વાત શા માટે કરે છે? લોકોને ભલેને ફાવે તેમ બોલે; હું સમાજની ચિંતા રાખતી નથી. મ્હારા સ્વામીનું ઓરસજાત સંતાન ત્હારા ગર્ભમાં છે તો હું તને કેમ કરીને કલંકિની કહું? તું તો મ્હારા સ્વામીના પ્રેમની પાત્રી છે જેથી હું તને કેમ કરીને દૂર કરી શકું? પાપ પુણ્યનો વિચાર કરવાની મ્હને શી જરૂર છે? મ્હારા સ્વામી જે કરે છે અને કરશે તે બધું મ્હારે મન તો ઉત્તમ જ છે."

વિનોદ બંસરીબાલાના મુખેથી આ ઉદારતાપૂર્ણ અપૂર્વ વાણી શ્રવણ કરી અત્યંત આશ્ચર્યચકિત દૃષ્ટિથી તેના તરફ જોઇ રહી. તે બંસરીબાલાની ઉદારતા જોઇ મુગ્ધ બની ગઇ.

બંસરીબાલા વિનોદને આશ્ચર્યમાં પડેલી જોઈ કહેવા લાગી:—"બ્હેન! તને આશ્ચર્ય શાનું લાગે છે? મ્હારા સ્વામીની તૃપ્તિમાં જ મારી તૃપ્તિ છે. તેમના સુખમાં જ મ્હારૂં સુખ સમાયલું છે. વડિલ જનોના શુભાશીર્વાદના પ્રભાવથી હું કોઈ પણ રીતે દુ:ખી થાઉં તેમ નથી!"

બંસરીબાલાનાં આ ઉદારતા અને કૃપા પરિપૂર્ણ વચનો સાંભળી વિનોદ એકદમ ઉચ્ચસ્વરે રડી પડી. એક ન્હાના બાળકની માફક તેણે રૂદન કરી પોતાનો હૃદયભાર હલકો કર્યો. બંસરીબાલાનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઈ આવ્યું. એ જળે ગંડ પ્રદેશ ઉપર થઇને વક્ષસ્થળને ભીંજવ્યું. ઘણા સમય સુધી રુદન કર્યા પછી વિનોદે કહ્યું:—"બ્હેન! હું કલંકિની છું; છતાં તેમને હું ચ્હાઉં છું. મરતાં

સુધી હું તેમને ચ્હાઇશ. આ પ્રણયપ્રાબલ્યથી બધું ભૂલી જઇ હું તેમના ચરણોમાં ઢળી પડી છું. હું જાણું છું કે મ્હારી આ પાપપૂર્ણ પ્રવૃત્તિથી મૃત્યુ પશ્ચાત્ મ્હારે નરકમાં સ્થાન લેવું પડશે; પણ યોગેશ–મ્હારા વ્હાલા યોગેશની આગળ–તેમના મિલનથી થતા અપૂર્વ સુખની આગળ મ્હને નરકનાં ભયંકર દુઃખોની કાંઇ પણ ચિંતા નથી હું ઉન્માદિની બની ગઇ છું; છતાં હવે કાંઇક ચૈતન્ય આવવાથી હું પશ્ચાત્તાપની જવાળાથી અસ્થિર બનતી જાઉં છું. બ્હેન! તમને આ સાક્ષાત દેવીના–ક્ષમાની પ્રતિમૂર્ત્તિના ગુણો કોણે પ્રદાન કર્યા?"

બંસરીબાલાએ કહ્યું:–"જે દેવતા મ્હારું કલ્યાણ કરે છે તેમણે મ્હને આવા ગુણો અર્પણ કર્યા છે; પણ બ્હેન! ત્હારો વિચાર ગેરવ્યાજબી છે. તું કદાપિ આત્મહત્યા કરીશ નહિ. આત્મહત્યા કરવી એ ભયંકર પાપ કાર્ય કરવા જેવું છે. વળી ત્હારી આત્મહત્યાની સાથે અન્ય એક જીવની પણ હત્યા થશે. બ્હેન! તને મ્હારા સમ છે; તું આત્મહત્યા કરીશ નહિ!"

વિનોદે કહ્યું:–"બ્હેન! હવે આત્મહત્યા કર્યાં વિના ઉપાયાંતર નથી. મ્હને પુત્ર થાય કે પુત્રી થાય પરંતુ તે મ્હારા કલંકનું જ ચિન્હ કહેવાય. એ કલંકની શ્યામ છાયા નીચે રહી શું મ્હારું સંતાન પણ ઓછું કલંકી ગણાય કે? હું મરીશ, મરીશ જ કિંતુ મરતાં પહેલાં એક વખત વ્હાલા યોગેશનાં દર્શન કરવાની મ્હને પ્રબળ ઇચ્છા છે."

બંસરીબાલાએ વિનોદને આશ્વાસન આપતાં કહ્યું:–"જે વિધાતાનું વિધાન હશે તે થશે. તેના વિધાન ઉપર સારા નરસાનો વિચાર કરવાનું કર્ત્તવ્ય આપણું નથી. આજનું નિશાકાળનું તને નિમંત્રણ કરવા જ હું આવી છું. આજે તેમની સાથે ત્હારું મિલન થાય એવી તજવીજ હું કરીશ!"

---

# પ્રકરણ ૩૯ મું.

## ગૃહિણી કે દેવી?

યોગેશ્વર સંધ્યા સમયે કચેરીમાંથી ઘેર આવ્યો. બંસરીબાલાએ તૈયાર કરેલા ભોજનને ન્યાય આપી દિવાનખાનામાં એક ચીરૂટ ફુંકતો તે બેઠો, તથા પત્નીએ બનાવેલા પાનને તેણે મ્હોંમાં મૂક્યું. બંસરીબાલા પણ યોગેશ્વર જે પાત્રમાં જમી ઉઠયો હતો તે જ પાત્રમાં ભોજન કરી પાન ચાવતી ચાવતી સ્વામી આગળ આવી. યોગેશ્વર અતુલ સૌન્દર્યમયી પત્નીના મુખમંડળ તરફ ટગર ટગર જોઇ રહ્યો. બંસરીબાલાએ પતિ પાસે આવીને નમ્રતાથી કહ્યું:—" મ્હારી એક વાત સાંભળશો કે?"

યોગેશ્વરે સ્મિત કરી કહ્યું:—" ત્હારી વાત હું શા માટે ન સાંભળું? ત્હારે જે કહેવું હોય તે તું બેલાશક કહે. તું જેમ કહીશ તેમ હું કરીશ જ." આમ કહી યોગેશ્વરે પત્નીના અધરોષ્ઠપર ચુંબન કર્યું.

બંસરીબાલાએ ગંભીરતાથી કહ્યું:—" જુઓ, બીચારી વિનોદના દુઃખનો પાર રહ્યો નથી. હું તમને વિનવું છું કે, આજે રાત્રે હું તેને તમારી પાસે મોકલું તે વખતે તમે તેનો તિરસ્કાર કરશો નહિ; તેને યોગ્ય વચનો કહી શાન્તિ આપજો!"

યોગેશ્વર થોડો સમય સ્તબ્ધ રહ્યો. છેવટે તેણે મૃદુસ્વરે કહ્યું:—" ના, હવે હું તેને મળવાને ઇચ્છતો નથી!"

બંસરીબાલાએ આગ્રહપૂર્વક કહ્યું:—" તમારે તેને મળવું જ પડશે. આજે રાત્રે તમારે તેને તમારી પાસે જ રાખવી પડશે."

યોગેશ્વરે દૃઢતાથી કહ્યું:—" મ્હારાથી એમ બની શકશે નહિ. હું તેનું મ્હોં જોઇશ નહિ. તેને કોઈ અન્ય સ્થળે મોકલી દે. "

" વાહરે વાહ ! બીચારીને આટલા બધા દુઃખના દાવાનળમાં હડસેલી મૂકી અને હવે તેનું મ્હોં જોવાની પણ ના પાડો છો. એ શું વ્યાજબી છે કે ? હું આજે અવશ્ય તેને તમારી પાસે મોકલીશ. તથા હું પાસેના ઓરડામાં શયન કરીશ."

" નહિ—નહિ, બંસરિ ! હું ત્હારા પગે પડું છું; તું મ્હારી રક્ષા કર. હું હવે વિનોદના ઉપર પ્રેમ રાખી પાપના પુંજમાં વૃદ્ધિ કરવાને ઇચ્છતો નથી. દાઝયા ઉપર ડહામ દેવાનું શું તું વ્યાજબી ધારે છે ? હું ત્હારી યોગ્યતા સમજી ચુકયો છું. ત્હારો ત્યાગ કરી હું હવે પરદારાપર પ્રીતિ કરી શકીશ નહિ."

" તમારો મ્હારા ઉપર અપાર પ્રેમ છે તેથી તમે મ્હારું કહેવું કબૂલ કરો અને તે બીચારીના હૃદયની સઘળી જ્વાળા દૂર કરો."

" બંસરિ ! તું એ માટે વૃથા આગ્રહ ન કર ! "

" કેમ, આટલા બધા દિવસ સુધી એની ઇચ્છા પૂર્ણ કરી ત્યારે પછી એક દિવસ માટે એની અતૃપ્તિને દૂર નહિ કરો કે ? "

" ના, કદાપિ નહિ—કાળાંતરે પણ નહિ. "

" વાહ ! તેનો આલોક તથા પરલોક બગાડયો તથા માથા ઉપર કલંક લાગવાનો વખત આવ્યો ત્યાં સુધી તમે તેને સુખી કરવાનો યત્ન કર્યો છે ત્યારે પછી હવે તેને લાત મારી કાઢી મૂકવી એ શું યોગ્ય છે કે ? અરેરે ! એ બીચારીનો તમારા ઉપર કેવો અપાર પ્રેમ છે ! તેના હૃદયની સ્નેહધારા હજી સુધી અવિચ્છિન્ન રીતે તમારા તરફ વહે છે. તેણે બીચારીએ પોતાના પિતૃકુળ તેમ જ શ્વસુરકુળની ચિંતા કર્યા સિવાય પોતાનુ સર્વસ્વ તમને સમર્પણ કરી દીધું છે;

તમારા રૂપની મોહથી તેણે પોતાનું સર્વસ્વ નષ્ટપ્રાયઃ કરી મૂક્યું છે, તો પછી હવે તેને કલંકિની રૂપે દુનિયામાં અપમાનિત કરવાનું ક્રૂર કાર્ય શું તમારાથી બની શકશે? બંસરિ નાથ! તેની સ્થિતિનો સ્થિરચિત્તે વિચાર કરી જુઓ!"

યોગેશ્વર પત્નીનાં આ વચનો સાંભળી સહજ નમ્ર થયો. પૂર્વાવસ્થાની કાંઈ સ્મૃતિ તાજી થઈ આવતાં તે કહેવા લાગ્યોઃ—"બંસરિ! તું વિનોદ માટે આટલો બધો પક્ષપાત શા માટે કરે છે? એ ત્હારી કનિષ્ટ ભગિની હોવા છતાં તેણે ત્હારી વિરુદ્ધ કેવા પ્રકારનો વ્યવહાર ચલાવ્યો છે તેનો ત્હેં કાંઇ વિચાર કર્યો? શ્રીકાન્તના મુખ તરફ તો નજર કરી જો! તેનું મુખ કેવું વિષાદપૂર્ણ બની ગયું છે તથા તેનું શરીર કેવું શોષાઇ ગયું છે? મનુષ્ય મર્કટની માફક એક વખત અગ્નિમાં હાથ ધરે છે; વારંવાર ધરતું નથી તે પ્રમાણે હું પણ હવે વિનોદના મુખનું દર્શન કરીશ નહિ!"

"નાથ! આજે મ્હારે ન છુટકે મ્હારી યોગ્યતા કરતાં આગળ વધીને બોલવું પડે છે, તે માટે પ્રથમ ક્ષમા માગી લઉં છું; પરંતુ શ્રીકાન્ત શોષાઇ ગયો, મ્હારા તરફ વિનોદે અયોગ્યાચરણ આચર્યું એ સર્વના કારણરૂપ તો તમે છો. તે બીચારીનો વાંક શા માટે કાઢો છો? જે પ્રકાર બન્યો છે તે તો તમારાથી જ બનવા પામ્યો છે. તમે શ્રીકાન્તના જન્મદાતા છો છતાં અદ્યાપિપર્યંત તેની સ્થિતિ પ્રતિ તમારું લક્ષ્ય કેમ ગયું નહિ? વિનોદનો શો વાંક છે? તે તો બીચારી પોતાની વેદનાને દૂર કરવા ઇચ્છતી હતી. કર્ત્તવ્ય કર્યું તમે, અને દોષ તેને દ્યો એ ક્યાંનો ન્યાય? તમારે તેને મળવું જ પડશે; નહિ તો તે આત્મઘાત કરશે. તમે તેને સુખી કરશો તેથી મ્હને કાંઇ નુકસાન નથી. અમે બન્ને જણીઓ તમારી ગૃહિણીઓ થઇશું. તેના

દીર્ઘ નિશ્વાસો મ્હારાથી સહન કરી શકાશે નહિ. આપણા ગૃહમાં જો સ્ત્રીહત્યા થશે તો આપણું અકલ્યાણ થશે, માટે મ્હારી વિનંતિ સ્વીકારો અને તેના દુઃખને દૂર કરો. તે બીચારી દેહ, પ્રાણ, આત્મા અર્થાત્ પોતાનું સર્વસ્વ અર્પણ કરી તમને ચ્હાય છે. જો તમે તેનો સ્વીકાર નહી કરો તો તે ભયથી વિહ્વળ બની જઈ આત્મઘાતનું મહાપાપ કરવાને તૈયાર થશે અને નિરુપાયે નરકકુંડમાં પડશે, તમારા સિવાય તેને કોણ આશ્રય આપશે?"

યોગેશ્વરે પત્નીને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. તે સ્થિરતાથી પત્નીનું ભાષણ સાંભળી ચુપકીદી ધારણ કરી બેસી રહ્યો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા ઝરી પડવા લાગી. બંસરીબાલાની ઇચ્છા ફલીભૂત થઈ. ધન્ય છે દેવિ! ત્હારા ઉદાર હૃદયને ધન્ય છે!! પાઠક! આ તે ગૃહિણી કે દેવિ?!

---

## પ્રકરણ ૪૦ મું.

---

### છેલ્લી મુલાકાત.

"કિતાબો ઇશ્કની ખોલી, ઉથામ્યાં પ્રેમનાં પોથાં.
વિષમ છે ડંખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા ત્યાં!"

\+ \+ \+ \+

"ફાની છે આ જગત સઘળું અન્ત આ જીવવાને;
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાંએ."

\+ \+ \+ \+

"શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
આશા તૃષ્ણિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને!"

—કલાપી.

મધ્યરાત્રિ વીતી ગઇ છે. સર્વ ભોજનાદિથી નિવૃત્ત થઈ નિદ્રાધીન થયાં છે. સર્વત્ર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું છે. એવા સમયે બંસરીબાલા વિનોદને સાથે લઇ ધીમે ધીમે પોતાના શયનાલય તરફ વળી. શયનાલયના દ્વાર આગળ વિનોદને લઇ જઇ પોતે એકલી ત્વરિતગતિથી પાસેના ઓરડામાં ચાલી ગઇ.

જે શયનમંદિર લગભગ છ માસથી વિનોદનું વિલાસમંદિર હતું તે શયનમંદિર નજરે પડતાં વિનોદના હૃદયમાં પૂર્વસ્મૃતિ તાજી થઇ આવી. જે શયનાલયમાં તેણે પોતાની ઇચ્છાઓને પૂર્ણ કરી હતી તે શયનાલય જોતાં જ આજે તેને રડવું આવે છે. જે સ્થાન વિનોદિનીની વિહ્વળદૃષ્ટિમાં અત્યાર સુધી તેના આ લોકનું પ્રમોદકુંજ હતું તે સ્થાનમાં પ્રવેશ કરતાં કરતાં આજે તે થરથર કંપે છે. સ્વેદાંબુઓથી તેના સર્વાંગનું વસ્ત્ર ભીંજાઇ જાય છે. વિનોદનીએ એક ઉપર એક એમ અનેક ગાઢ નિશ્વાસો મૂક્યા. એ નિશ્વાસોનો અસ્ફુટ સ્વર યોગેશ્વરે સાંભળ્યો! તેણે આવી વિનોદનો હાથ પોતાના હાથમાં લીધો અને તેને અંદર ખેંચી લઇ, દિવાનખાનાનું દ્વાર બંધ કર્યું.

જે વિનોદ યોગેશ્વરના હસ્તનો સ્પર્શ થતાં તેના શરીરમાં છુપાઇ જઇ તેને ગાઢ આલિંગન આપતી હતી તે જ વિનોદ આજે યોગેશ્વરના હસ્તનો સ્પર્શ થતાં જ કંપી ઉઠી. તે જમીન ઉપર બેસી ગઈ તથા લમણે હાથ દઇ નીચું જોઇ રહી. યોગેશ્વરે આરામખુરસી ઉપર સ્થાન લીધું તથા કહ્યું:—“શા માટે આવી ચિંતાતુર સ્થિતિમાં બેસી રહી છે? ત્હારે શું કહેવું છે? ત્હારે જે કહેવાનું હોય તે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય ક્હે?”

યોગેશ્વરનાં આ વચનો સાંભળી હતભાગિની વિનોદ વિશેષ રુદન કરવા લાગી. યોગેશ્વરે વિનોદિનીના વિષાદપૂર્ણ વદન તરફ સ્થિરદૃષ્ટિથી

ઘણા સમય સુધી જોયા કર્યું. અંતે તેણે કહ્યું: "કહે જોઇએ કે તું શામાટે ગભરાય છે? ત્હારે શું કહેવું છે?"

વિનોદે રુદન કરતાં કરતાં કહ્યું:–"હું હવે શું કહું? કહેવાનું છે પણ શું? હું એક વખત તમારું દર્શન કરવાને આવી છું."

યોગેશ્વરે કહ્યું:—"મ્હને તો તું હમ્મેશાં જુએ છે છતાં અત્રે આવવાનું શું પ્રયોજન છે?"

"તમે આ શું કહો છો? શું તમે બધું વિસરી ગયા?"

"વિસરી જવાય તો એના જેવું બીજું ઉત્તમ શું છે? તું જા, હવે હું તને સુખી કરી શકીશ નહિ. વિનોદ! તું મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપ એટલે થયું!"

"હું જવાને માટે જ આવી છું. મ્હને જોતાં હવે તમને તિરસ્કારવૃત્તિ કેમ જન્મે છે? મ્હારું ગર્ભસ્થ સંતાન તો તમારું જ ઔરસ છે છતાં તમને હવે શર્મ કેમ લાગે છે?!"

"શર્મ કેમ ન લાગે? તું જ્યાં સુધી આ સ્થળે રહીશ ત્યાં સુધી હું સમાજમાં બ્હાર જઈ શકીશ નહિ. બંસરીબાલા પાસે મ્હારે શર્માઈને રહેવું પડશે. તું કૃપા કરીને જા. મ્હારા દુઃખનો પાર રહ્યો નથી!"

જો બંસરીબાલની તમને શર્મ હોત તથા તમે તેના દેવત્વને ઓળખી શક્યા હોત તો મ્હારી આવી દુર્દશા ન થાત. હવે તમે મ્હને અહીંથી જતી રહેવાને જણાવો છો; પરંતુ મ્હારી દુર્દશા કરનાર કોણ છે? કોના રૂપની જ્વાળાથી હું માર્ગ ભૂલી પાપપંકમાં જઇ પડી છું? કોણે મ્હને મ્હારી ભગિનીનું કપાળ ભાગવાનું પિશાચપૂર્ણ કાર્ય શીખવ્યું છે? યોગેશ્વર તમે જ મ્હારી દુર્દશા કરી છે, તમારા રૂપના મોહથી જ મ્હેં મ્હારી ભગિનીના સુખનો નાશ કર્યો છે, તમારાં પ્રણયગદ્ગદ વચનોથી જ મ્હેં હળાહળનું અમૃત સમજી પાન કર્યું છે. તમે ઝીણાં

ભર્તાના સહવાસનું સુખ અનુભવ્યું છે. સતીત્વનું મૂલ્ય કેટલું છે એ શું તમારી જાણ બ્હાર હતું? તમે તો સહધર્મિણીસહિત સંસાર-ક્ષેત્રનાં સકળ પવિત્ર તીર્થો જોયાં છે; તમે જાણી જોઇને મ્હને શા માટે આ પાપપંકમાં ખેંચી લાવ્યા? વળી તમારે પ્રથમથી જ સાવચેત રહેવું જોઇતું હતું. જો મ્હને પુરુષોના સ્વાર્થી સ્વભાવની અગાઉથી માહિતી હોત તો હું તમારા તરફ દૃષ્ટિ સુદ્ધાં કરત નહિ! જો મ્હારા સ્વામીના મુખની સહજ પણ છાયા મ્હારા હૃદયપ્રદેશમાં અંકિત થયેલી હોત તો હું તમારા આ ચંદ્રતુલ્ય મુખને જોઇ આત્મભાન ભૂલત નહિ. જો હું બ્રહ્મચર્યનો લેશ પણ પ્રભાવ સમજી શકી હોત તો એક ક્ષણને માટે પણ હું તમારા આશ્રયનો સ્વીકાર કરત નહિ. હું અત્યાર સુધી કાંઈ જાણતી નહોતી; કાંઇ સમજતી નહોતી. જ્યારે તમને જોઈ હું દીવાની બની ગઇ, મ્હારું સર્વસ્વ અર્પણ કરી મ્હેં તમને સુખી કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે જ તમે મ્હને આજે કાઢી મૂકવાને તૈયાર થયા છો, કેમ? હાય અદૃષ્ટ!!

વિનોદિનીના મર્મપ્રદેશમાંથી નીકળેલાં આ વાગ્બાણો યોગેશ્વરને ઘણાં અસહ્ય થઈ પડયાં. તે પોતાની ભયંકર ભૂલ સમજી શક્યો. તેણે આરામખુરસી ઉપરથી ઉઠી દિવાનખાનામાં થોડો વખત આંટા માર્યા. ત્યાર પછી તે વિનોદની પાસે આવી જમીન ઉપર બેસી પડ્યો અને ગદ્‌ગદકંઠે બોલ્યોઃ—“વિનોદ! વિનોદ! હું મ્હારી ભૂલ સમજી શક્યો છું. ત્હારો શો વાંક છે?! ત્હારા કરતાં મ્હારા પાપની મ્હારે ભયંકર શિક્ષા સહન કરવી પડશે. વિનોદ! હું ત્હારી પાસે ક્ષમા માગું છું. ત્હારી શી ઇચ્છા છે? કહે—કહે, તું કહે તે કરવાને હું તૈયાર છું, ત્હારા સંતોષમાં જ હવે મ્હારા પાપનો નાશ છે, અન્યથા હું બચી શકું તેમ નથી જ!..

વિનોદે અવરુદ્ધ કંઠે કહ્યું:—"મ્હને હવે કોઇ પણ પ્રકારની ઇચ્છા નથી; જે ઇચ્છા હતી તે પૂર્ણ કરી ચુકી છું. હવે તો હું મરી જઇશ તો જ સુખને મેળવી શકીશ. મૃત્યુ પૂર્વે તમારી છેલ્લી મુલાકાત લેવાને જ હું અહીં આવી છું. હજી મ્હારી કેટલીક દુરાશાઓ રહી ગઇ છે. હવે હું શા માટે ભય રાખું? મૃત્યુ પૂર્વે તમારાં એ ચાર મિષ્ટ વચનો હું શ્રવણ કરીશ. જે મિષ્ટ વચનો સાંભળી હું મારા આલોકને ભૂલી ગઇ છું તે જ મિષ્ટ વચનો પુનઃ એક વખત સાંભળીશ. મ્હારી ઇચ્છા તમે પૂર્ણ કરશો કે?"

"હવે હું ત્હારી શી ઇચ્છા પૂર્ણ કરી શકું તેમ છું? અરેરે! મ્હેં બ્રાહ્મણ પુત્રથઇ દાનવનું કાર્ય કર્યું છે. હું પાપને સમજી શકતો હોવા છતાં તેનાથી બચી શક્યો નથી. સત્કાર્ય કરવાનું સામર્થ્ય મ્હારામાં રહ્યું નથી; પરંતુ પાપ પુણ્યનો તો મ્હને વિચાર હોવો જોઇએ! હું મહામોહવશતઃ એ વિચારશક્તિને પણ ભૂલી ગયો છું. જો બંસરીબાલા પોતાના પિત્રાલયમાંથી આવી ન હોત તો મ્હને આટલું પણ જ્ઞાન જે હમણાં ઇશ્વરકૃપાથી આવ્યું છે તે આવત નહિ; કિન્તુ આ જ્ઞાન તે સત્ય જ્ઞાન નથી, ભયજનિત જ્ઞાન છે! સામાજિક કલંકભયજનિત જ્ઞાન છે-બંસરીબાલાનું તિરસ્કારજનિત જ્ઞાન છે! અહા! મ્હારી બંસરિ! એ તો સાક્ષાત દેવી છે. હું મૂઢ મોહને વશ થઇ તેના ગુણોને પારખી શક્યો નહિ. મ્હેં તેની અવહેલના કરી. આટલું બધું થવા છતાં તેણે એક પણ કટુ વચન ન કહેતાં મ્હને મિષ્ટ વચનો કહી મ્હારા દુઃખનો ભાર ઓછો કર્યો છે. ત્હારા મામાના આગમનથી અને ત્હારા ગર્ભના વિકાસથી એકાએક મ્હને ભયજનિત જ્ઞાન થયું છે. આમ હોવાથી હું તને શું કહી શકવાને સમર્થ છું? છતાં વિનોદ! હજી પણ હું તને કહું છું કે,

મ્હારા સૌન્દર્યે મ્હને દીવાનો બનાવી દીધો છે; હજી પણ તને જોતાં જોતાં હું વિહ્વળ બનતો જાઉં છું. વિનોદ! વિધાતાએ તને આટલું બધું સૌન્દર્ય કેમ આપ્યું છે?"

વિનોદે વિહ્વળતાથી કહ્યું:—"પુનઃ એ જ વાત કહો. મ્હારા સૌન્દર્યના ગૌરવની વાત હું સાંભળીશ, સાંભળીને સુખી થઇશ—કૃતાર્થ થઇશ! હું તમને કેટલા બધા ચ્હાઉં છું એ ફક્ત મ્હારું હૃદય જ જાણે છે. તમે મ્હારા મનના સઘળા ભાવ સમજી શકો છો! મ્હારો દેહ તથા મન અર્પણ કરી હું તમને ચ્હાઉં છું. મ્હારા ધર્મનો ત્યાગ કરી હું તમને ચ્હાઉં છું. મ્હારું જીવન સમર્પણ કરી તમને ચ્હાઉં છું. હું શું કરું તો તમને વિશેષ પ્રિય થઇ શકું? હું પુત્રવતી થાઉં તેમાં તમને સુખ નથી—તેમ થશે તો તમારો પ્રેમ મારા ઉપર રહેશે નહિ. મ્હને પુત્રની જરૂર નથી—હું કેવળ તમને જ ખરા જીગરથી ચ્હાઉં છું! હવે વધારે શું કહું? મ્હારું ગળુ સુકાઇ જાય છે! આજે તો એકાદશી છે ને? કહો—કહો નાથ! કે હું કેવી સુંદર છું?"

ગમે તેટલી કઠોરતા ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે તો પણ યોગેશ્વર માનુષ હતો; તેનામાં માનસિક બળની ન્યૂનતા હતી. વિનોદનાં વચનોના પ્રવાહમાં તેની સઘળી કલ્પિત કઠોરતા ચાલી ગઇ.

વિનોદમાં હવે બેસી રહેવા જેટલી શક્તિ નથી. એમ જાણી યોગેશ્વરે પોતાનો જમણો હાથ વિનોદના પૃષ્ઠદેશ આગળ પ્રસારિત કરી રાખ્યો. છિન્નમૂળ છોડની માફક વિનોદ એ પ્રસારિત હસ્ત ઉપર ઢળી પડી. ધીમે ધીમે વિનોદ પુનઃ ક્ષીણકંઠે કહેવા લાગી:—"અહા! આ કેવું સ્વર્ગસમ સુખ છે! મ્હારે સ્થળે જો કદાચ તમે હોત તો આ સુખનો યથાર્થ અનુભવ લઇ શકત. અહા! આટલું બધું સુખ સહન કરી શકાતું નથી! આવા સુખમાં જ જો મૃત્યુ આવી મળે તો મૃત્યુ કેવું

સુખદાયક થઇ પડે! મ્હને તમારી આગળ હવે પાપ પુણ્યની પરવાહ નથી! મ્હારું સર્વસ્વ તમે જ છો. સુખ દુઃખની પ્રાપ્તિ સિવાય જીવનની કિંમત સમજાતી નથી. તમને જોતાં મ્હને અપાર સુખ થાય છે. તમે જ મ્હારી ભક્તિમાં પ્રભુ, મ્હારા સાક્ષાત કૃષ્ણ, કંઠના અલંકાર, નેત્રોના તારા, હૃદયનું લોહી, દેહનું જીવન અને જીવનનું સર્વસ્વ છો. તમે મ્હારા દર્શનમાં પ્રકાશ, શ્રવણમાં સંગીત, શ્વાસમાં વાયુ અને સ્પર્શ છો. તમે મ્હારી હયાતીનું સુખ, ભૂતકાળની સ્મૃતિ, ભવિષ્યની આશા તેમ જ પરલોકનું પુણ્ય છો. તમારી આગળ હું પરલોકનો વિચાર પણ શા માટે કરું? હું તમારે ખોળે સૂતી છું;–જોઇ જાઓ, યમદૂતો, વિષ્ણુદૂતો–સર્વે આવીને જોઈ જાઓ કે હું કેવી સુખી છું! આ કરતાં મ્હને બીજી વધારે શાની અપેક્ષા હોય?”

આ વખતે યોગેશ્વરે રડી દીધું. ટપટપ કરતું તેનાં નેત્રયુગલનું અશ્રુજળ વિનોદિનીના વક્ષસ્થળ ઉપર પડવા લાગ્યું. વિનોદ શુષ્કમુખે સ્મિત કરી મીંચેલાં નેત્રોએ માની લીધેલા મહા સુખનો ઉપભોગ કરવા લાગી. યોગેશ્વરને રુદન કરતો જોઇ તેણે પોતાના હાથે યોગેશ્વરનાં લોચન લુંછયાં. પછી તે સ્મિત કરી કહેવા લાગીઃ—“ તમે રડો છો શા માટે? શું રુદન કરી તમે મ્હારા પ્રત્યેના તમારા અપાર સ્નેહનો પરિચય કરાવો છો? તમે મ્હને ખોળામાં રાખી રુદન કરો છો એથી તો મ્હને વિશેષ સુખ થાય છે. મ્હારી માફક કોઇ પણ રમણી તમને વ્હાલ નહિ એ ખાત્રીથી સમજી રાખજો. બંસરીબાલાને ગૃહસંસાર છે, ધર્મકર્મ છે, પુત્રદ્વય છે. મ્હને તો તમારા સિવાય અન્ય કોઈ નથી. સ્વર્ગ પણ તમે અને નરક પણ તમે. હું કોઇનો પણ ભય કરતી નથી. કોઇનો વિશ્વાસ પણ રાખતી નથી. તમે મ્હારા જ છો; હું તમારી થઇને મરીશ તો મ્હને ઘણો આનંદ થશે. હું

નહિ હોઉં તો પણ સંસારમાં તમને કોઈ પણ પ્રકારનું દુઃખ પડનાર નથી. બંસરીબાલા સાક્ષાત સ્વર્ગની દેવી છે. વ્હાલા! મ્હારા કરતાં તે તમને વધારે સુખી કરી શકશે. નાથ! આ અભાગિનીને ભૂલી જવાથી જ તમને સુખ થશે. જો કે તમારી સ્મૃતિથી મ્હને ઘણું જ સુખ થાય છે; કિંતુ એ સ્મૃતિ પણ પ્રાણવાયુની સાથે જ ચાલી જશે. મ્હારી છેલ્લી પ્રાર્થના માત્ર એટલી જ છે કે જ્યાં સુધી આ અભાગિની જીવે ત્યાં સુધી તેને તમે તમારા ચરણયુગલમાંથી દૂર કરશો નહિ!"

યોગેશ્વરે અવરુદ્ધકંઠે કહ્યું:-"વિનોદ! આવાં વચનો શા માટે બોલે છે? તું શા માટે નહિ બચે? હું ત્હારો પુનઃ સ્વીકાર કરું છું. તું સદા સર્વદા મ્હારી પાસે રહેજે." આમ કહી યોગેશ્વરે વિનોદિનીના શુષ્ક પણ સુંદર અધર ઉપર ધીમેથી એક ચુંબન કર્યું. વિનોદનું શ્વેતવર્ણ મુખ એકાએક લાલ થઇ ગયું. ધીમેથી તેના ઓષ્ઠાધરે કંપિત થઇ યોગેશ્વરને પ્રતિચુંબન આપ્યું. યોગેશ્વર કંપી ઉઠયો! આ શું? વિનોદનું સર્વાંગ શીતળ કેમ? યોગેશ્વરે વિનોદના સર્વાંગપર હાથ ફેરવી જોયો તો સર્વ ગાત્રો શીતળ થઇ ગયેલાં માલૂમ પડયાં! ભયની ભાવનાથી તત્કાળ તેણે બંસરીબાલાને હાંક મારી. બંસરીબાલાએ ત્વરાથી દિવાનખાનામાં આવી વિનોદના સર્વાંગપર કરસ્પર્શ કર્યો તો તેને પણ વિનોદનું સર્વાંગ શીતળ થઇ ગયેલું જણાયું.



# પ્રકરણ ૪૧ મું.

## પાપનું પ્રાયશ્ચિત્ત.

" જીવિત આ થયું છે મ્હને કડુ !
મરણની ન કાં ઔષધિ લઉં ?
ન મુજ વિશ્વને વિશ્વની ન હું,
દિલ ન મૃત્યુથી આ નિવારવું ! "

—કલાપી.

"આ શું ?! સર્વાંગ ઠંડુ છે ! આમ કહી બંસરીબાલા એકાએક આર્ત્તનાદથી રુદન કરવા લાગી. આખા બંગલામાં કોલાહલ થઈ રહ્યો. દાસદાસીઓ સર્વે દોડી આવ્યાં. ગિરીશચંદ્ર પણ આ કોલાહલ સાંભળતાં જ એકદમ દિવાનખાના તરફ દોડી આવ્યો. યોગેશ્વરના દિવાનખાનામાં અચેતનાવસ્થામાં સૂતેલી વિનોદિનીનો દેહ જોઇ પ્રથમ તો તે એકદમ ચમકી ઉઠયો; પછીથી સવિશેષ નિરીક્ષણ કરી વધારે ચમકી બે પગલાં પાછળ હઠયો. પોતાના રસ્તાની વચ્ચે એકાએક સર્પદર્શન થતાં લોક જેમ ભયથી પાછા હઠી જાય તદનુસાર ગિરીશચંદ્ર પણ હઠી ગયો. બરાબર આ જ વખતે યોગેશ્વર દિવાનખાનાની બ્હાર ચિંતાતુર મુખે ચાલ્યો ગયો.

બંસરીબાલાએ પિતાને જોઇ શોક તેમ જ ભયથી અસ્થિર થઇ જઇને કહ્યું:—" પિતાજી ! આમ ગભરાઇ શા માટે જાઓ છો ? વિનુબ્હેનની સ્થિતિ ગંભીર થઈ પડી છે. હવે શું થશે ? ડૉકટરને બોલાવી લાવવા માણસ મોકલો. "

" ડૉકટરને બોલાવી લાવવા માટે માણસ ગયું છે; બ્હીવાનું શું

કારણ છે ? શું વિનોદ મરી જશે એમ તું ધારે છે ?"

"પિતાજી, મ્હને તો તેના મરણનો જ ભય લાગે છે. જો તેમ થાય તો બીચારી વિનોદિનીને માટે વિધિ અનુકૂળ છે એમ જ હું માનું. જે કૃત્યનો પશ્ચાત્તાપ વિનોદિનીને પોતાને થાય છે તે જ પશ્ચાત્તાપનું અંતિમ પરિણામ વિનોદિનીએ પોતે જ આમ લાવવા ધાર્યું હશે કે કેમ તે હું સમજી શકતી નથી."

બરાબર આ વખતે રમેશચંદ્ર આવ્યો. બંસરીબાલા વિનોદનું માથું પોતાના ખોળામાં રાખી મર્યાદાથી બેઠી. યોગેશ્વર પણ રમેશચંદ્રની સાથે દિવાનખાનામાં આવેલો હતો. રમેશે રોગીની સવિશેષ ચિકિત્સા કરી કહ્યું:—"હમણાં તો કાંઇ વિશેષ ભય જેવું નથી; રોગિણી થોડા જ વખતમાં સ્વસ્થ થશે. ગર્ભનાં ચિન્હો માલૂમ પડે છે; એમ જણાય છે કે, અલ્પ સમયમાં જ ગર્ભપાત્ થશે !"

ગિરીશચંદ્રે આગળ આવી કહ્યું:—"ભાઈ! આજે એણે નિર્જળા એકાદશીનો અપવાસ કર્યો છે. આખા દિવસમાં એક જળબિંદુ સુદ્ધાં લીધું નથી. એકાએક આવી સ્થિતિ થઈ ગઇ છે; હવે શો ઉપાય ?"

રમેશે ગંભીરતાપૂર્વક કહ્યું:—"હું ઔષધ આપું છું. એક ચાલાક ધાત્રીને પણ બોલાવવી પડશે. હું એક બે કલાક પછી પુનઃ આવી જઇશ." આમ કહી રમેશ ચાલ્યો ગયો. માણસ પણ ઔષધ માટે મોકલ્યું કે જે થોડા સમયમાં જ ઔષધ લઈ આવ્યું. સૂચનાનુસાર ઔષધ આપતાં વિનોદે પોતાનાં નેત્રો ઉઘાડયાં. તેણે એક ગાઢ નિશ્વાસ મૂકી ઉઠીને બેસવાનો યત્ન કર્યો; કિંતુ વ્યર્થ. તેણે ક્ષીણકંઠે કહ્યું:—"ઉહ...પેટમાં બહુ દુઃખ થાય છે, ઘણી જ અસહ્ય વેદના થાય છે! ઓ' માબા તમે ક્યાં છો ? આમ આવો ! બ્હેન ક્યાં છે ?"

બંસરીબાલાએ કહ્યું:—"બ્હેન! ગભરાઈશ નહિ; હું ત્હારી પાસે જ છું. દર્દ થોડા વખતમાં જ સમી જશે. ડૉક્ટર આવીને દવા આપી ગયા છે; ભય રાખીશ નહિ."

વિનોદે વિષાદપૂર્ણ સ્વરે કહ્યું:—"હવે દર્દ વધારે થાય છે. હૃદયમાં કંપારી છુટે છે. વધારે ક્ષણ બાકી રહી નથી. મામા! તમે મ્હારી પાસે આવીને બેસો."

ગિરીશચંદ્ર વ્યાકુળચિત્તે અને વિરક્તમુખે વિનોદની પાસે આવીને બેઠો. વિનોદિનીને કાંઇ પણ નહિ કહેવાનો તેનો વિચાર દૂર થઇ ગયો. વિનોદ અશ્રુનો વેગ રોકી શકી નહિ. તેણે કહ્યું:—"હું કુળકલંકિની હવે જીવીને શું કરું? હું મરીશ, મરવાને માટે જ તૈયાર થઈ રહી છું. યમ મ્હને સહાય કરવા તૈયાર થઇ રહ્યો છે. આ પૃથ્વીથી મ્હને દૂર કરવાની તે તૈયારી જ કરે છે."

"થયું ન થયું થનાર નથી. પ્રભુએ ધાર્યું હશે તે જ થશે."

"જે અજ્ઞાનને હું જ્ઞાન સમજતી હતી તે જ મ્હારી સાથે લઢે છે. હવે હું આ સંસારમાં થોડા સમયને માટે છું. હું કલંકિની થઇ છું એ મ્હારા દોષને શું ક્ષમા ઘટતી નથી કે?"

"ત્હારો શાનો દોષ? દોષ તો અમારો જ છે. તને અમે અહીં રાખી મૂકી એ જ અમે ઘણી મોટી ભૂલ કરી છે. એ દુષ્કર્મનું પરિણામ અમારે ભોગવવું જ પડશે. ત્હારા કલંકમાં અમને પણ કલંક લાગ્યું!"

"કોઇનો કાંઈ દોષ નથી. દોષ ફક્ત મ્હારો જ છે—સઘળો અપરાધ મ્હારો જ છે."

ગિરીશચંદ્રે કહ્યું:—"નહિ વિનોદ! ત્હારા દોષ કરતાં યોગેશ્વરનો દોષ સહસ્રધા અધિક છે. વિનોદ! શાસ્ત્રના મર્મને તું જાણતી નથી એટલે સાધારણ રીતે જ હું કહું છું કે ત્હેં મહાપાપ કર્યું

હોય તો પણ હૃદયના પશ્ચાત્તાપથી પાપની શુદ્ધિ થવાનો સંભવ છે. ભૂલ ન કરે તે દૈવી કોટિમાં ગણાય. વિનોદ! ત્હારા પાપનું પ્રાયશ્ચિત્ત થઇ ચુક્યું! હવે તું ખેદ ન કર. હું ત્હારું દુઃખ જોઈ શકતો નથી. વિનોદ! દેવી જેવાં નવદુર્ગાને દુઃખ થયું તેને માટે મ્હને ખેદ થાય છે. તેમના સોનાના સંસારમાં અગ્નિ શળગ્યો થયો છે!"

"મામા! હવે મ્હને મ્હારા પાપનો સંપૂર્ણ ખ્યાલ આવે છે પણ હું નિરુપાય છું! હું મરીશ, મરી જઇને આ કલંક દૂર કરીશ. હું મરીશ એટલે બ્હેનને કોઇ પણ પ્રકારની હરકત રહેશે નહિ. જે દુઃખ મ્હને થાય છે તે અસહ્ય છે. હું વિશેષ સમય સુધી આવું દારુણ દુઃખ વેઠી શકનાર નથી."

"બંસરીના સ્વામીએ બંસરીને ચિરદુઃખિની કરી તે જ સુખ દુઃખનો કર્ત્તા છે; તેમાં તું શું કરે? યોગેશ્વર શિક્ષિત હો છતાં તેમણે કેમ ભૂલ કરી?"

"જે થવાનું હતું તે થયું છે. વિધવાનું ખરું કર્તવ્ય જૂદું હોવું જોઇએ. યોગેશ્વરને પણ તેમનાં માતા પિતા તરફથી ધાર્મિક શિક્ષણ મળ્યું નથી. ધર્મની કેળવણી સિવાય મનુષ્ય કદાપિ સદાચારી થઇ શકતું નથી."

"ખરું છે! દોષ અમારો અને સાથે વહેવાણ નવદુર્ગાનો. અમારે દોષે તું અહીં આવી તથા વહેવાણના દોષથી તને અહીં સ્વતંત્રતા મળી. વળી અમારો ઉભયનો મુખ્ય દોષ એ જ છે કે તમને એકેને ધર્મશિક્ષાનો પ્રભાવ અમે સમજાવ્યો નહિ. તમારું મુખ્ય કર્ત્તવ્ય તમને શીખવ્યું નહિ. તમે તમારી ઇચ્છાનુસાર વર્ત્તન કર્યું છે. શાસનની માન્યતા સિવાય સંયમ થઈ શકતો નથી, તમારો શો દોષ? દોષ અમારી બુદ્ધિનો જ છે!"

"નહિ નહિ, આવી વાત સાંભળવાની મ્હારી ઇચ્છા નથી. હવે આ પાપનું પ્રાયશ્ચિત્ત શું છે તે કૃપા કરીને જણાવશો કે?"

"વખતે સૌ થઇ રહેશે. ત્હારી સ્થિતિ જોતાં એમ માલૂમ પડી આવે છે કે ભગવાન્ દયા કરીને સત્વર તને દુઃખમુક્ત કરશે! હમણાં પણ તું ત્હારા પાપનું પ્રાયશ્ચિત્ત જ કરે છે. તને જે ભયંકર યાતના થાય છે તેની તુલના થઇ શકે તેમ નથી. દરેક મનુષ્યને પોતાના પાપનું ફળ આ સંસારમાં જ મળે છે. ત્હારા જેવી બીજી કોઇ હત-ભાગિની આ વિશ્વમાં ભાગ્યે જ હશે!"

"બસ કરો મામા! બસ કરો. જેવું મ્હારું ભાગ્ય!" આ વાક્ય પૂર્ણ થતાં ન થતાંમાં જ વિનોદને મુર્ચ્છા આવી અને તે બેશુદ્ધ બની ગઇ. તેનો દેહ સ્થિર થઇ જવા લાગ્યો. મ્હોં ઉપર સ્વેદાંબુઓ ઉપસી આવવા લાગ્યાં. વદન તથા નેત્રો નિસ્તેજ થઇ જવા લાગ્યાં. ગર્ભપાત્ થતાં પૂર્વેનાં લક્ષણો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. તરત જ ગિરીશ-ચંદ્ર સમય વિચારી ત્યાંથી બહાર ચાલ્યા ગયા. યોગેશ્વરે પણ શ્વસુર મહાશયનું અનુસરણ કર્યું, એટલામાં ધાત્રી ત્યાં આવી પહોંચી.

આ વખતનું દુઃખ તે ભીષણ દુઃખ છે! નરકનું દુઃખ પણ આવું દુઃખદાયક નહિ હોય! અરેરે! કેટલું કષ્ટ! કેટલી વ્યથા!! કેટલી પીડા!!! એ સઘળું શું ભાષાથી સમજાવી શકાય તેમ છે? મુખેથી ઉચ્ચારી શકાય તેમ છે? વિનોદ પૂર્ણગર્ભા નથી. તેને ગર્ભપાત્ થવાનો ઉપક્રમ થયો છે. પાઠક! આ દેખાવ બહુ દુઃખકર છે. તેનું વર્ણન નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી.

લગભગ ૭ કલાક સુધી તીવ્ર યાતના સહન કરી બીજે દિવસે પ્રાતઃકાળે વિનોદિનીએ એક મૃતપુત્રને જન્મ આપ્યો.

દુષ્કર્મનું ફળ જો કે પ્રથમ તો પ્રિય લાગે છે પણ ખરી રીતે

તે અંતે દુખદાયી નીવડે છે. વિનોદે સઘળી યંત્રણા સહન કરી; પણ મા થવાનો અવસર તેને પ્રાપ્ત થયો નહિ, ઉલટું તેના જ મૃત્યની ક્ષણ ધીમે ધીમે પાસે આવવા લાગી. હરિ! હરિ!!

## પ્રકરણ ૪૨ મું.

### ભ્રમસંશોધન.

યથાસમયે પ્રતાપસિંહ આનંદચંદ્ર શેઠ પાસે ગયો. તેમણે તેનું અંતઃકરણપૂર્વક સ્વાગત કરી સ્નેહસૂચક સ્વરે કહ્યું:—"હમ્મેશાં હું તમને યાદ કર્યા કરું છું. તમે કહેલા પુસ્તક સંબંધી હજી પણ મ્હને અવનવા વિચારો આવ્યા કરે છે."

"હું એ ગ્રંથની ટાઇપ કરેલી નકલ આજે આપની પાસે લાવ્યો છું."

તરત જ પ્રતાપે 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ ગ્રંથની ટાઇપ કરેલી એક પ્રત આનંદચંદ્રના હાથમાં મૂકી.

"ખરેખર આ ગ્રંથ જોતાં મ્હને અવર્ણનીય આનંદ થાય છે. આ ગ્રંથ વાંચવાની મ્હને ઘણી જીજ્ઞાસા છે; છતાં વયોવૃદ્ધિને લીધે હું બરાબર વાંચી શકું તેમ નથી."

પ્રતાપે પોતાની ખુરસી આનંદચંદ્ર પાસે ખેંચી કહ્યું:—"આપને આ પુસ્તક વાંચવાની ઘણીજ જીજ્ઞાસા છે તો આપને માટે થોડા સમય સુધી હું મ્હારાં નેત્રોનો ઉપયોગ કરીશ. હું જ આપને 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ પુસ્તકનો કેટલોક ઉપયોગી ભાગ વાંચી બતાવું છું. પછી તો સંતોષ થશે ને?"

"ત્યારે તો હું તમારો ઘણોજ ઉપકાર થયો સમજીશ."

તરત જ પ્રતાપે પુસ્તક વાંચવા માંડ્યું. આ જ પુસ્તકરૂપી પાયા ઉપર પ્રતાપની સર્વે આશાઓરૂપી ઇમારત ચણાવાની હતી. લગભગ ત્રણ કલાક સુધી વાંચનકાર્ય ચાલ્યું; છતાં આનંદચંદ્ર સહજ પણ કંટાળ્યા હોય એમ જણાયું નહિ. તેઓ પ્રતાપના મુખમાંથી નીકળતો પ્રત્યેક શબ્દ ધ્યાન દઇને સાંભળતા હતા. તેમની મુખમુદ્રા ઉપર પણ અપૂર્વ આનંદ જણાતો હતો. તેમનાં નેત્રોમાંથી હર્ષાશ્રુઓ સરી પડવા લાગ્યાં હતાં. એકાએક તેઓ બોલી ઉઠયાઃ–"પ્રતાપસિંહ! ખરેખર આ ગ્રંથ અત્યુત્તમ તથા વિલક્ષણ બુદ્ધિનું જ પરિણામ છે. સમાજનું સત્ય ચિત્ર દોરવામાં લેખક ઘણો જ કુશળ જણાય છે. ગ્રંથકારે સર્વે પ્રકારનો સ્વાનુભવ મેળવીને જ આ ગ્રંથ લખ્યો હોવો જોઇએ. આ ગ્રંથ તૈયાર કરવા માટે પણ તેણે કેટલું બધું દુઃખ વેઠયું હશે?!"

"પરંતુ તેને પોતાના દુઃખ માટે તો ચિંતા નથી."

"શાની ચિંતા હોય? સમાજ સંબંધી તેનો પ્રેમ અને સહાનુભૂતિ વિલક્ષણ પ્રકારનાં છે. લોકોનાં દુઃખ માટે જેના આત્માને આટલી બધી લાગણી થાય છે તેને પોતાના દુઃખનો વિચાર ઉદ્ભવે એ અશક્ય છે. અહા! આ ગ્રંથ તો અપૂર્વ છે! આ ગ્રંથના વાંચનથી મ્હારા કેટલાક ભૂલભરેલા તથા સંકુચિત વિચારો મ્હને હવે માલૂમ પડે છે. પ્રતાપસિંહ! તમારો મ્હારા ઉપર ઉપકાર થયો છે; હવે ફક્ત એક જ પ્રકારનો ઉપકાર કરવાને માટે તમે ના નહિ જ પાડો."

"શેઠજીની ઇચ્છા પૂર્ણ કરવાને હું પ્રતિ ક્ષણે તૈયાર છું."

"આ ગ્રંથના લેખકની મુલાકાત કરવાની મ્હને ઉત્કટ ઇચ્છા છે; કૃપા કરી તમે તેમને અત્રે લઇ આવશો કે?"

પ્રતાપનું અંતઃકરણ આનંદપૂર્ણ વિચારતરંગો સાથે વિહરવા લાગ્યું.

તેણે કહ્યું:–"આ ગ્રંથકારને હું અવશ્ય લઇ આવીશ; પરંતુ તેને મળવાથી કદાચ આપને નિરાશા થશે તો? ધારો કે કદાચ તે આપની કલ્પના કરતાં વિલક્ષણ પ્રકારનો હોય તો?"

"તેમ બને જ કેમ? તેના ગ્રંથના અત્યંત ઉચ્ચ પ્રકારના લખાણ ઉપરથી જ તેનું અંતઃકરણ કેટલું મહાન્ અને ઉદાર હોવું જોઇએ એ સ્પષ્ટ માલૂમ પડી આવે છે. તેને જરૂર તેડી લાવજો. આ વૃદ્ધ ઉપર એટલી કૃપા અવશ્ય કરજો. તમારી આ સઘળી સેવા નિષ્ફળ થનાર નથી. હું તમને એક યોગ્ય રત્ન અર્પણ કરી તમારું જીવન વિશેષ સુખકર કેવી રીતે થાય તેનો અવશ્ય વિચાર કરીશ."

"આપનો મ્હારા ઉપર અપાર પ્રેમ છે. આપ મ્હને પુત્ર કરતાં પણ અધિક વ્હાઓ છો એ જ મ્હારે માટે મહા આનંદની વાત છે. એ ગ્રંથકારને હું અવસ્ય આપની પાસે લઈ આવીશ. આ ગ્રંથ અડધો વંચાયો છે. બાકીનો અડધો ભાગ આવતી કાલે હું વાંચી બતાવીશ." આમ કહી પ્રતાપ આનંદચંદ્ર શેઠ પાસેથી વિદાય થયો. તેના મનમાં તો પેલી મનોહારિણી મૂર્ત્તિ સરલા નૃત્ય કરી રહી હતી.



## પ્રકરણ ૪૩ મું.

### પુનર્મિલન તથા ભેદસ્ફોટ.

" I loved him my dear son.
May forgive me! I have been to blame
Kiss me, my children."
Then they clung about,
The old man's neck, and kissed him many times,
and all the men was broken with remorse,
and all his love came back a hundred fold.

—**Tennyson.**

બીજે દિવસે અવકાશના સમયે આખી ગ્રંથનો બાકી રહેલો ભાગ પ્રતાપે આનંદચંદ્રને વાંચી સંભળાવ્યો, તથા છેવટે શ્યામશરણ અને કૃષ્ણકાન્ત શર્માનાં ગુપ્ત કારસ્થાનો તથા તેમની રાક્ષસી મહત્વાકાંક્ષાઓનો તેણે તેમના સમક્ષ સ્ફોટ કરી નાખ્યો. પ્રતાપ પાસેથી ' સમાજસ્થિતિ ક્યારે સુધરશે ? ' એ પુસ્તકની હસ્તલિખિત પ્રત કેવી રીતે શા માટે એકાએક ગૂમ થઇ હતી તેનો પણ પ્રતાપે આનંદચંદ્ર પાસે સઘળો ખુલાસો કર્યો, તથા સઘળો ભેદ ખુલી ગયા પછી તેમણે ઉત્તેજિત કંઠે પ્રતાપને કહ્યું:—
" પ્રતાપસિંહ ! તમારો ઉપકાર હું કાળાંતરે પણ ભૂલી શકીશ નહિ. મ્હારાં નેત્રો હવે ખરેખર ઉઘડયાં છે ! મ્હારો આયુષ્યક્રમ તદ્દન સંકુચિત અને એકમાર્ગી હતો એવું હવે હું સારી રીતે સમજ્યો છું. મ્હારું વર્તન ચોખ્ખું અને ન્યાયી છે એમ અત્યાર સુધી મ્હારું

ધારવું હતું; પરંતુ એક સઘળો એ પ્રકારનો ભ્રમ જ હતો. તમે જે ગ્રંથ મ્હને વાંચી બતાવ્યો છે તે અત્યુત્તમ ગ્રંથને લીધે જ મ્હારા હૃદયમાં પ્રકાશ પડયો છે."

એવામાં સરલા ત્યાં આગળ આવી પહોંચી. પ્રતાપસિંહને બેઠેલો જોઇ તેના વદન ઉપર સહજ આનંદ અને લજ્જાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. તેણે આનંદચંદ્રની શય્યા પાસે ઉપસ્થિત થઇને કહ્યું:–"પિતાશ્રી હવે તમને કેમ છે?"

આનંદચંદ્રે ગંભીરસ્વરે કહ્યું:—"બેટા! આંધળાને આંખો મળી છે. પ્રતાપસિંહની આપણા ઉપર અપાર કૃપા થઇ છે. બેસ બ્હેન બેસ!" આમ કહી આનંદચંદ્રે સરલાનો એક હાથ પકડી તેના ઉપર અપૂર્વ સ્નેહથી ચુંબન કર્યું. થોડા સમય પછી તેમણે સરલાના મસ્તક ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:–"સરલા! હું પ્રતાપસિંહ સાથે ત્હારો વિવાહ કરું તો તેથી તું પ્રસન્ન છે કે કેમ?"

સરલા લજ્જાતિશયથી નીચું જોઇ રહી તથા **मौनं संमति लक्षणम्** એ સૂત્રાનુસાર આનંદચંદ્ર તેનો ભાવ સમજી ગયા. પ્રતાપસિંહનાં નેત્રોમાંથી પણ આનંદાશ્રુઓ સરી પડવા લાગ્યાં. તેને એમ જ લાગ્યું કે પોતાનો સઘળો પ્રયત્ન ફળીભૂત થયેલો હોઇ તેનો પોતાને યોગ્ય પુરષ્કાર મળશે જ."

આનંદચંદ્રે પ્રતાપસિંહને ઉદ્દેશી ઘણા જ સ્નેહથી કહ્યું:–"પ્રતાપસિંહ! તમારા અનેક ઉપકારોનો યતકિંચિત્ પણ બદલો વાળવાની આશાથી હું મ્હારી સ્નેહમયી સરલાને તમને સોંપીશ. મ્હારી બાલ્યપુત્રીને માટે તમારા જેવું ઉત્તમ પાત્ર મળ્યું છે એ વિચારથી પણ મ્હને અવર્ણનીય આનન્દ થાય છે. પ્રભુ તમારા ઉભયના સુખમાં જ મ્હને સુખી રાખે એમ હું ઇચ્છું છું."

પ્રતાપ કાંઈ પણ બોલ્યો નહિ. તે શાન્તિથી પોતાનું મસ્તક એક આજ્ઞાધારકની માફક નીચું નમાવી રહ્યો.

આજે પ્રતાપસિંહ, વિપિનવિહારી, હેમલતા તથા તેના પુત્ર રમાનાથ વગેરેને પોતાની સાથે જ તેડી લાવ્યો હતો; પરંતુ તેમને સર્વને તેણે સરલાના દિવાનખાનામાં બેસવાનું જણાવ્યું હતું અને સમય આવ્યે બોલાવવાની સૂચના કરી હતી. પ્રતાપસિંહે થોડા સમય સુધી શાન્ત બેસી રહ્યા પછી કહ્યું:—" આપની 'સમાજસેવક' કે જે 'સમાજસ્થિતિ ક્યારે સુધરશે?' એ ગ્રંથના લેખક છે, તેમને મળવાની ઇચ્છા હતી ને?"

"હા, 'સમાજસેવક' ક્યાં છે ? " આનંદચંદ્રે અધીરતાથી પ્રશ્ન કર્યો.

પ્રતાપસિંહે સરલાને સંકેત કર્યો કે તરત જ સરલાએ પોતાના દિવાનખાનામાં જઈ 'વિપિનવિહારી' ને ત્યાં આગળ મોકલ્યો. અત્યારે વિપિનવિહારીના વદન ઉપર મલિનતા જણાતી હતી. આ મલિનતા માંદગીની નહિ પણ કાકા પાસે જવાની હિંમત સંબંધીની હતી. ઓરડાની અંદર પ્રવેશ કરતાં જ સ્નેહપૂર્ણસ્વરે તેનાથી બોલાઇ જવાયું કે:—"કાકા! કાકા!" આ શબ્દો બોલતાં બોલતાંમાં તો તેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુઓ ઉભરાઇ જવા લાગ્યાં.

આ સંબોધન સાંભળી આનંદચંદ્રને અત્યંત આશ્ચર્ય લાગ્યું!

" આ અવાજ! " તેમણે વિચાર્યું, " આ પરિચિત અવાજ આજે ઘણાં વર્ષ પછી મ્હારા સાંભળવામાં આવ્યો છે. આ અવાજ મ્હારા સ્વપ્નમાં અનેક વખત મ્હારે શ્રવણે પડયો છે. હું ભૂલતો તો નથીને? નહિ—નહિ." પછીથી તેમણે ઉચ્ચસ્વરે કહ્યું:—" કોણ વિહારી ? મ્હારો વ્હાલો પુત્રતુલ્ય ભત્રિજો! મ્હારા બંધુનું પુત્ર-

રત્ન ! ભાઇ વિહારી, તું હા કહે કે તું જ વિહારી છે! કહે કહે, હા કહે ! ! "

"કાકા! હું જ આપનો દુર્દૈવી વિહારી છું."

"આજે હું મ્હારા જીવનની સાર્થકતા થયેલી સમજું છું. મ્હારો પુત્રતુલ્ય ભત્રિજો આજે મ્હને પુનઃ પ્રાપ્ત થયો છે!" આનંદચંદ્રના અંતરના ઉંડાણમાંથી આ શબ્દો નીકળ્યા.

આનંદચંદ્રે ભત્રિજાને સ્નેહથી છાતી સરસો ચાંપ્યો! ઉભય અપાર પ્રેમથી એક બીજાને ભેટયા.

આ તેમના મિલનમાં—આ અડધી મિનિટમાં—ઉભયના આત્મા તાદાત્મ્ય થયા. ગેરસમજને લીધે આટલાં વર્ષ સુધી દબાઇ રહેલો ઉભયનો પ્રેમપ્રવાહ પૂર્ણ જોશથી એક બીજા તરફ આક્રમણ કરવા લાગ્યો. પ્રેમની પરિસીમામાં ભૂતકાળના બનાવ નિમજ્જિત થઇ ગયા. આનંદાશ્રુથી ભૂમિ ભીંજાવા લાગી ! !

* * * * *

"ભાઇ વિહારિ! આ ગ્રંથ સાથે ત્હારો શો સંબંધ છે એ સ્પષ્ટ કહે?" આનંદચંદ્રે અધીરતાથી પૂછ્યું.

"આ ગ્રંથ સાથે મ્હારો કાંઇ વિશેષ સંબંધ નથી..."

વિપનવિહારી આગળ બોલવા જતો હતો; પરંતુ પ્રતાપ વચ્ચે જ બોલી ઉઠયોઃ—

"આ ગ્રંથમાંનો પ્રત્યેક શબ્દ વિપિનવિહારીના હૃદયમાંથી નીકળેલો છે. આ ગ્રંથમાં તેમના અંતઃકરણનું તથા તેમના આત્માનું પ્રતિબિંબ પડેલું છે."

"વાહ! ઘણા જ આનંદની વાત! વિહારિ! હું તો એમ જ ધારતો હતો કે તું ત્હારું સઘળું આયુષ્ય દુર્વ્યસનમાં જ વીતાડીશ;

પરંતુ મ્હારો ભ્રમ હવે હું સમજી શક્યો છું.” આનંદચંદ્રનો કંઠ ભરાઇ આવ્યો. થોડા સમય સુધી શાંત રહી તેમણે કહ્યું: “વિહારિ! તું આ ત્હારા વૃદ્ધ કાકાને ક્ષમા આપીશ કે ?”

“કાકા! આપ મ્હારા પૂજ્ય છો; હું જ આપની પાસે ક્ષમા માગવાને યોગ્ય છું. આપ મ્હારી જે સ્તુતિ કરો છો તે સઘળી સ્તુતિમાં પ્રતાપસિંહ પણ ભાગીદાર છે; કારણ કે તેમની સહાયતા સિવાય આ ગ્રંથલેખનનું કાર્ય આટલા સમયમાં પૂર્ણ કરી શકાત નહિ. વળી આ ગ્રંથનું સઘળું લખાણ મ્હારૂં લખેલું નથી.”

“તેથી શું થઈ ગયું? જો આ પુસ્તકનો એક પેરેગ્રાફ પણ ત્હારા મગજમાંથી નીકળ્યો હોય તો તે બસ છે. એટલા ઉપરથી જ લેખકની બુદ્ધિની કલ્પના થઇ શકે છે. પંચમ પરિચ્છેદનો પ્રબોધક પ્રાસ્તાવિક વિભાગ ત્હેં જ લખ્યો છે ને? એ ભાગ મ્હને અતિ પ્રિય થઈ પડ્યો છે. વારંવાર એ ભાગ સાંભળવાની મ્હને ઇચ્છા થાય છે. એ ભાગ તું પોતે મ્હને વાંચી બતાવીશ કે? હવે કહે જોઇએ કે એ ગ્રંથલેખનમાં પ્રતાપસિંહ કેવી રીતે ભાગીદાર છે?”

પ્રતાપે ખુરસીને આગળ ખેંચી લાવી કહ્યું:–“આ ગ્રંથ તૈયાર કરવામા મ્હેં જે અલ્પ સ્વલ્પ કામગિરી બજાવી છે તેનો ઉલ્લેખ ન જ થાય એવી મ્હારી ઇચ્છા હતી પરંતુ જે માટે મ્હારૂં નામ સહાયકારી લેખક તરીકે ગણાવવામાં આવ્યું છે તે માટે મ્હારે સત્ય હકીકત જણાવવી જોઇએ. મ્હેં જે અલ્પ સ્વલ્પ ભાગ લખ્યો છે તે સઘળો વિપિનવિહારીની ટૂંક નોંધ ઉપરથી જ લખ્યો છે અને ઘણોખરો ભાગ તો વિપિનવિહારીએ સ્વતઃ લખાવ્યો છે જે મ્હેં તેમની પાસે બેસીને લખ્યો છે.”

“ઠીક, હવે શ્યામચરણ તથા કૃષ્ણકાન્ત શર્માને તેમનાં ભયંકર

કાર્યો માટે યોગ્ય શાસન કરાવવાની જરૂર છે. મ્હેં કેવા નીચ તેમ જ વિશ્વાસઘાતી મનુષ્ય ઉપર અત્યાર સૂધી વિશ્વાસ રાખ્યો? છતાં ચિંતા નથી; હજી બાજી હાથમાં જ છે.”

પુનઃ અલ્પ સમય સૂધી શાન્ત રહ્યા પછી આનંદચંદ્રે વિપિનવિહારીને પ્રશ્ન કર્યો:–“ભાઇ! હેમલતા ક્યાં છે?”

“આપને મળવાને તે અત્રે આવી છે; રમાનાથ પણ આવ્યો છે. તેઓ બેઠાં બેઠાં આપની આજ્ઞા મળવાની રાહ જુએ છે!”

“શું મ્હારો રમાનાથ પણ આવ્યો છે કે?” આનંદચંદ્રે હર્ષાતિશયથી પૂછ્યું.

“હા.” કહી વિપિનવિહારી પત્ની, પુત્ર તેમ જ સરલાને પણ ત્યાં બોલાવી લાવ્યો.

સર્વનું સ્નેહસંમિલન થયું. એકબીજાંનાં હૃદયોનો અંધકાર સત્ય જ્ઞાનના પ્રકાશથી દૂર થયો. આ વખતનો દેખાવ અત્યંત આનન્દજનક હતો!

---

## પ્રકરણ ૪૪ મું.

### પરલોકવાસ.

“ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની.”

—કલાપી.

વિનોદે મૃતપુત્રને જન્મ આપ્યો. પછી અત્યંત રક્તના વહી જવાથી તેનું અંગ પ્રત્યંગ પાંડુવર્ણું બની જવા લાગ્યું. નાડી પણ પ્રથમ કરતાં ધીમી પડી જવા લાગી. રમેશચંદ્ર આવીને

વિવિધ પ્રકારનાં મૂલ્યવાન્ ઔષધો આપ્યાં. પરંતુ સઘળું નિષ્ફળ થયું. ધીમે ધીમે મૃત્યુના આગમનનાં ચિન્હો એક પછી એક વિનોદના અંગ ઉપરથી દેખાવા લાગ્યાં. છેવટે રમેશ નિરાશ થઇ ચાલ્યો ગયો. રમેશને વિદાય કરી યોગેશ્વર ચિંતાતુર મુખે વિનોદની પાસે જઇને બેઠો.

બંસરીબાલાએ બાળકોને વ્હેલાં જમાડી દઇ પિતાના સ્નાનાદિની વ્યવસ્થા કરી. ચાકર ચાકરાણીઓને ખાવા માટે રોકડા પૈસા આપ્યા. બંસરીબાલાએ પણ ભાવે અભાવે સ્વામીની સાથે બેસી થોડું ખાઇ લીધું. જો કે યોગેશ્વરની ભોજન કરવાની બિલ્કુલ ઇચ્છા નહોતી; છતાં તે પ્રેમમયી પત્નીના આગ્રહને અમાન્ય કરી શક્યો નહિ.

પિતાને સ્નાનાદિથી નિવૃત્ત થયેલા જોઈ બંસરીબાલાએ તેમને પણ આગ્રહ કરીને થોડું જમાડયા તથા બ્હાર આવનાર જવાર લોકોની વ્યવસ્થાં કરવાનું સૂચવી પોતે વિનોદ પાસે જઇને બેઠી.

વિનોદ આ સમયે સહજ શુદ્ધિમાં હતી. બંસરીબાલાને પાસે આવેલી જોઇ તેણે ક્ષીણકંઠે કહ્યું:—“ બ્હેન! તું આવી? આવ, મ્હારી પાસે બેસ. ત્હારું મ્હોં મ્હને બરાબર જોવા દે!”

બંસરીબાલાએ કહ્યું:—“વિનોદ! હું ત્હારી પાસે જ છું. બ્હેન! ત્હારે કાંઇ કહેવું છે?”

વિનોદે કહ્યું:—“ શું કહું? કહેવાનું તો ઘણું છે પણ કહી શકાતું નથી! હવે મ્હારા મૃત્યુનો સમય તદ્દન નિકટ આવી પહોંચ્યો છે.”

“બ્હેન! તું શું કહે છે? ધીરજ ધર. તું જીવતી રહી ત્હારું જીવન સુખમય કરી શકીશ. ત્હારું કોઈ પણ કાળે અશુભ થનાર નથી.”

“હવે મ્હારો સમય જ ક્યાં રહ્યો છે? મ્હેં મ્હારો આલોક બગાડ્યો છે તથા પરલોક પણ બગાડયો છે. યોગેશ્વર ક્યાં છે?”

યોગેશ્વર હાથથી ચક્ષુઓના અશ્રુજળને સ્વચ્છ કરતાં કહેવા લાગ્યોઃ—"હું અહીં જ બેઠો છું—ત્હારી પાસે જ છું. શું તું મ્હને જોઈ શકતી નથી?!"

"શા માટે ન જોઇ શકું? નેત્રો બંધ કરું છું તો પણ તમારી મૂર્ત્તિને હું જોઈ શકું છું; પરંતુ હવે તમે આટલા બધા ચિંતાતુર બની ગયેલા કેમ દેખાઓ છો?"

"તેની ચિંતા ત્હારે શા માટે જોઇએ? તું અધમજનોનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણનું સ્મરણ કર, અને અંતકાળે ત્હારા અંતરમાંથી મોહભાવ દૂર કર. જો સાંભળઃ—

"ફાની છે આ જગત સઘળું અન્ત આ જીવવાને,
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાલ ક્યાં એ;
શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને!"

"યોગેશ્વર! મ્હારા કૃષ્ણ—મ્હારા પ્રભુ તમે પોતે જ છો. તમે પાસે બેઠા છો તો પછી મ્હારે કૃષ્ણનું સ્મરણ કરવાની શી જરૂર છે? તમે એક વખત મ્હારા માથા ઉપર તમારો હાથ ફેરવશો કે?"

બંસરીબાલા હાથમાં ગંગાજળનું પાત્ર લઈ બોલી ઉઠીઃ— "બ્હેન! લે આ ગંગાજળ પી અને રામ રામ કહે; તેથી તને શાન્તિ થશે!"

વિનોદે ક્ષીણકંઠે કહ્યુંઃ—"મ્હને અશાન્તિ જેવું કાંઈ લાગતું નથી. આંખો મીચતાં જ મ્હારા વ્હાલા યોગેશ્વરની મનહર મૂર્ત્તિનાં દર્શન થાય છે. એ દર્શનના પ્રભાવથી હું મ્હને મહાસુખી માનું છું. મ્હારા મનમાં મ્હારી પૂર્વસ્થિતિના સુખમય સમયનું સ્મરણ થઈ આવે છે; પરંતુ એ સ્મરણ મ્હારે માટે પ્રાણહારક નીવડ્યું છે!"

યોગેશ્વરે કહ્યુંઃ—"વિનોદ! ત્હારા દુઃખનો સમય વ્યતીત થયો

છે. તું પ્રભુનું સ્મરણ કર. રામ રામનો ઉચ્ચાર કર—તું પાપસંસારની પાપકથાને ભૂલી જા."

વિનોદે કહ્યું:—"આવા સુખના સંસારને પાપનો સંસાર કેમ કહો છો?"

ધીમે ધીમે પુનઃ વિનોદ બેશુદ્ધ બની જવા લાગી. તેનાં ચક્ષુઓ બંધ થયાં. અલ્પ સમય સુધી નિશ્ચેષ્ટ પડી રહ્યા પછી એકાએક તે આંખો વિકાસી કંપિત સ્વરે બોલી ઉઠી:—"યોગેશ્વર! યોગેશ્વર! આ છોકરો કોણ છે? તે મ્હારો હાથ શા માટે પકડે છે? શું એ મ્હારો સ્વામી છે? રક્ષા કરો—રક્ષા કરો, યોગેશ્વર! મ્હારી રક્ષા કરો! એ મ્હને બોલાવે છે—ક્યાં લઈ જવાને માટે બોલાવે છે? હું જઈશ નહિ—હું જઈશ નહિ. બંસરીબાલા! બ્હેન! મ્હને બચાવો."

બંસરીબાલાએ આશ્વાસન આપતાં કહ્યું:—"બ્હેન! બ્હીએ છે શા માટે? રામ રામ કહે! હરિ હરિ કહે! બ્હીશ નહિ."

વિનોદ પુનઃ બેશુદ્ધાવસ્થામાં જ બબડવા લાગી:—"હે પ્રભુ! છેવટે જીવનના અંતકાળે મ્હારો ગૂમ થયેલો ભંડાર મ્હને મેળવી આપ્યો કે? હવે શું થશે? આ ચંદ્રમુખને યાદ કરવાને કેટલા કેટલા પ્રયત્નો કર્યા હતા—કેટલાં વર્ષ સુધી હું પત્થરની માફક સ્થિરતા ધારણ કરી રહી હતી; પરંતુ પૂર્વે કદાપિ આ મૂર્ત્તિ મ્હારા મનમાં ઉપસ્થિત થઇ નહોતી. યોગેશ્વર! આ શું? આ દેવતાના મ્હોં આગળ તો તમારું મ્હોં રાક્ષસના જેવું ભયંકર જણાય છે! અરેરે! આ કેવી સ્થિતિ?! હું આ શું જોઉં છું?! બ્હેન! હવે મ્હારું શું થશે?"

બંસરીબાલાએ આંસુ સારતાં કહ્યું:—"બ્હેન! તું કેવળ પતિતપાવન પરમાત્માપર વિશ્વાસ રાખી તેમનું સ્મરણ કર. તેઓ ત્હારા ઉપર દયા કરશે. તું રામ રામ કહે!"

વિનોદે ત્રુટક વાક્ય ઉચ્ચાર્યું:–" આઃ...આઃ...રા...મ, રા...મ રા.....મ.....રા.....મ!"

અંતે વિનોદના આત્માએ પોતાનાં પાપપુણ્યને સાથે લઈ પ્રભુના દરબાર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૪૫ મું.

### અબળાનો આદર્શ.

" या सौन्दर्यगुणान्विता पतिरता सा कामिनी कामिनी।"

વિનોદનું મૃત્યુ થયાને લગભગ એક અઠવાડીઉં થઈ જવા આવ્યું; પરંતુ યોગેશ્વરનું ચિંતાપૂર્ણ હૃદય શાન્તિનું સ્થાન મેળવી શક્યું નહિ. તે દીવાના જેવી જ અવસ્થા ભોગવવા લાગ્યો. બંસરીબાલાનાં અનેક આશ્વાસનપૂર્ણ વચનોથી તેના દુખિત આત્માને શાંતિ મળી નહિ. જે પાપમાં પડી તેણે સારાસારનો વિચાર કરવાનું માંડી વાળ્યું હતું તે પાપનું પ્રાયશ્ચિત્ત તે ભોગવવા લાગ્યો તથા પતિને દુઃખી જોઈ સતી સાધ્વી બંસરીબાલા પણ દુઃખી રહેવા લાગી. યોગેશ્વર હવે પસ્તાવા લાગ્યો. તેને ઇશ્વરનો ભય લાગવા માંડયો; પરંતુ જે થવાનું હતું તે થઈ ગયું. યોગેશ્વરનું સર્વ ચક્ર ફરી ગયું! પાપનું પ્રતિફળ તેને મળી ચુક્યું. ગિરીશચંદ્રના ઉપદેશથી તથા આશ્વાસનપૂર્ણ વચનોથી તેનું જીવનચક્ર ફર્યું નહિ.

સંધ્યાનો સમય છે. યોગેશ્વર પોતાના દિવાનખાનામાં બેઠો બેઠો અનેક વિચારો કરે છે. એવામાં એકાએક ત્યાં આગળ બંસરીબાલાએ આવીને કહ્યું:–" પ્રભુ! હવે વિચારો કરવાનો અર્થ શો છે? વિધા-

તાનું જે વિધાન હતું તે પૂર્ણ થયું છે. દુઃખી આત્માને માટે વિસ્મૃતિ સિવાય શાંતિ જ નથી. બનેલી વાત ભૂલી જઈ, ઇશ્વર ઉપર આસ્થા રાખી શાંતિનો માર્ગ સ્વીકારો. પ્રભુ દુઃખીઆંનો બેલી છે. મહાપાપીઓનો પણ તેણે ઉદ્ધાર કરેલો છે તો પછી તમે તેના ઉપર વિશ્વાસ રાખો અને તમારા હૃદયની જ્વાળા દૂર કરવાની તેને પ્રાર્થના કરો."

યોગેશ્વરે ગંભીરતાથી કહ્યું:-"બંસરિ! હું શું કરું? મ્હને કાંઈ સૂઝતું નથી. હુ ભૂલ્યો છું. આ સંસારબંધનનો ત્યાગ કરી હું સ્વતંત્રતાથી પાપપંકમાં પડયો અને તેને પરિણામે મ્હને સ્ત્રીહત્યા અને બાળહત્યાનું મહાપાપ લાગ્યું છે. આવા ભયંકર બનાવને હું કેમ કરીને ભૂલી જાઉં? વળી ભૂલી જાઉં તો મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે થાય-મ્હને નરકયંત્રણા કેવી રીતે થાય?"

"સ્વામિન્! તમે જાણો છો કે તમારા દુઃખે મ્હને તમારાં બાળકોને, પરમપૂજ્ય માતુશ્રીને તેમ જ અન્ય સ્વજન પરિજનોને મહાદુઃખ થશે. શું અમને બધાંને દુઃખી કરી તમે પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવશો? નાથ! વિચાર કરી જુઓ; એમ કરવાથી તો ઉલટું છેવટે તમને વધારે દુઃખ થશે. તમે આ પ્રમાણે અધીર થઇ જશો તો પછી સંસાર કેવી રીતે ચાલશે?"

યોગેશ્વરે ઉત્તેજિતકંઠે કહ્યું:-"મ્હને હવે ધર્માધર્મનું જ્ઞાન નથી. હું હવે પૂર્વનો યોગેશ્વર નથી. બંસરિ! રાત્રિ દિવસ મ્હને એજ સ્મૃતિ યાદ આવ્યા કરે છે. અરેરે! મ્હારે લીધે જ બીચારી વિનોદનું મૃત્યુ થયું છે. તે બીચારીને પરલોકમાં પણ મહા દુઃખ વેઠતી હું સ્વપ્નદ્વારા જોઉં છું. તેની દશા જોઈ નિદ્રામાં પણ હું કંપી ઉઠું છું. મ્હારા જેવો મહા ભયંકર પાપી હને કેવી રીતે સ્વજન પરિજનને સુખી કરી શકે તેમ છે?"

"નાથ! તમે પૂર્ણ વિચાર કરો. તમારા કાર્યનો બદલો તમને મળી ચુક્યો છે. સાવધાનતાથી ચાલશો તો પુનઃ અવશ્ય સુખી થશો. સંસારમાં અનેક પ્રકારનાં પ્રલોભનોથી મનુષ્યનું મન ચળિત થાય છે; પરંતુ એક વખત ઠોકર વાગવાથી આ સંસારકાર્યનો ત્યાગ કરી પોતે દુઃખી થઇ બીજાંઓને વિશેષ દુઃખી કરવાનો માર્ગ લેવો તો તે વ્યાજબી નથી. સંસારમાં આવું એક વખત નહિ પણ અનેક વખતે અનેક સ્થળે બને છે; પણ જે સારાસારનો વિચાર કરી શકવાને સમર્થ હોય છે તે ઠોકર વાગે છે કે તરત જ સાવધાન થાય છે."

"સારાસારનો વિચાર કરવાની શક્તિ હવે મ્હારામાં રહી નથી. વળી મ્હને હવે કોઇ પણ પ્રકારની આશા નથી. હવે મ્હને શાની આશા હોય? ત્હારા પિતા શ્રીમાન્ છે. મ્હારાં બન્ને બાળકોનો ભાર તેઓ ખુશીથી લઇ શકશે. વળી તું મ્હારા જેવા સ્વામીથી સુખી થઇ શકીશ નહિ. મા બીચારી મ્હારે લીધે જ ગૃહત્યાગિની થઇ છે! હવે મ્હને શાની આશા છે?"

"તમે ભૂલો છો. તમને સર્વ પ્રકારનું સુખ, આશા, આકાંક્ષા, સુખ ઐશ્વર્ય સર્વ છે. તમે નિરાશ શા માટે થાઓ છો? નમારાં બાળકોને પિતાશ્રી કેવી રીતે માનુષ કરી શકશે? વળી હું તમારી છું—તમે ગમે તેવા હો, કિંતુ મ્હારે મન તો તમે સ્વર્ગના દેવતા કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ છો. મ્હારા પિતાએ નારાયણને સાક્ષી રાખી મ્હારું તમને દાન આપ્યું છે તેથી તમારા સિવાય મ્હારું બીજું કોણ છે? વિવાહ વખતે તમે ક્યાક્યા મંત્રોનો ઉચ્ચાર કર્યો હતો એ તમે નથી જાણતા કે? તમે જ્યારે દયા કરી મ્હારો સ્વીકાર કરી મ્હને તમારી ગૃહિણી બનાવી છે ત્યારે પછી હવે મ્હારો ત્યાગ કરવો એ શું યોગ્ય છે? હું તમારી સેવા કરી ઉભય લોકમાં

મ્હને પોતાને ધન્ય માનીશ. હું તમારો પ્રેમ મળવાથી સ્વર્ગનું સુખ મળેલું સમજીશ. તમારાં કાર્યોની આલોચના કરવી એ મ્હારો પત્ની-ધર્મ નથી. તમે મારા પતિ છો—હું તમારી પત્ની છું. છાયાની માફક હું તમારી સાથે રહીશ. માતાજીનાં દર્શન કરવા માટે આપણે બધા સાથે જ તેમના તરફ જઇશું."

યોગેશ્વરના ઉત્તેજિત વિચારો શાંત પડ્યા. આ વખતે તેણે પત્નીનો હાથ પોતાના હાથમાં લીધો તથા તે પત્નીને ભેટી પડ્યો. બંસરીબાલાએ પોતાના વસ્ત્રના પાલવથી સ્વામીનાં નેત્રો સાફ કર્યાં; પરંતુ અશ્રુજળની ધારા વહેતી જ રહી!

યોગેશ્વર! તને ધન્ય છે! જેને સદ્ગુણશાલિની સહધર્મિણીની પ્રાપ્તિ થયેલી હોય છે તે આ વિશ્વસંસારમાં મહા સૌભાગ્યશાળી છે.

બંસરીબાલા! દેવિ! આ પ્રમાણે જ તું ચંદનલેપની માફક પતિના હૃદય સાથે ચંપાઈ રહે! તારા સંગસ્પર્શથી યોગેશ્વર પવિત્ર થાઓ, કર્તવ્યપરાયણ થાઓ, વિચારવાન્ થાઓ તથા ધાર્મિક થાઓ! ત્હારા પ્રભાવથી તેના સંસારનું સર્વ પ્રકારે કલ્યાણ થાઓ!

## પ્રકરણ ૪૬ મું.

### પિતાની મુલાકાત.

ચાણોદ એ પુણ્યક્ષેત્ર હોવા ઉપરાંત મહા આનંદનું ધામ છે.

બંસરીબાલાના આગ્રહથી યોગેશ્વર પોતાના આત્માને કાંઇક અંશે સ્થિર કરી શક્યો હોવાથી તે આજે બંસરીબાલા, પોતાના બન્ને પુત્રો

તેમ જ શ્વસુરની સાથે ચાણોદ આવ્યો છે. બંસરીબાલાની માતા યમુના પણ તેમની સાથે છે. ભગવતી નવદુર્ગાને પુત્ર વગેરેના આગમનની ખબર મળવાથી તેણે સ્ટેશન ઉપર માણસ મોકલ્યું હતું. આ માણસની સાથે પરિવારસહ એક ત્રણ મજલાના મકાનમાં જઇ યોગેશ્વરે ઉતારો કર્યો. ત્યાં આગળ સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઈ તે દેવ દેવીઓનાં દર્શન કરવા ગયો. દર્શન કરી ઉતારે આવી જળપાન કર્યું; કિંતુ હજી સુધી ભગવતી માતાનાં દર્શન નહિ થવાથી તે વારંવાર પેલા અપરિચિત મનુષ્યને પોતાની માતા સંબંધી અનેક પ્રશ્નો પૂછવા લાગ્યો. એ અપરિચિત મનુષ્ય પણ યોગેશ્વરની વાતને ઉડાવી દઇ બીજી વાત કરતો હતો. અંતે સર્વેએ ભોજન કર્યું. ત્યાર પછી તેણે કહ્યું:–"ચાલો, હવે તમને ભગવતીનાં દર્શન થશે."

યોગેશ્વરે અપરિચિત મનુષ્યના મુખ તરફ દ્રષ્ટિપાત્ કરી જીજ્ઞાસાથી પૂછ્યું:–"ક્યાં છે? મા ક્યાં છે? તેમનાં દર્શન કરવા માટે ક્યા જવાનું છે?"

"અહીં પાસે જ જવાનું છે. ચાલો, હું તમને તેડી જાઉં છું." અપરિચિત મનુષ્યનું આ કથન સાંભળતાંની સાથે જ યોગેશ્વર ઉતાવળો ઉતાવળો તેની સાથે જવા લાગ્યો. છેવટે એક બે માળના ન્હાના ગૃહમાં યોગેશ્વર જઇ પહોંચ્યો. ત્યાં જતાંની સાથે જ તેણે જોયું કે એક ન્હાના પલંગ ઉપર કોઈ એક વૃદ્ધા સ્ત્રી સૂતી છે. તેને જોતાં એમ જ માલૂમ પડી આવતું હતું કે તેનાં શરીરમાં ફક્ત હાડકાંનો માળો રહ્યો છે.

યોગેશ્વરે વૃદ્ધાની તદ્દન પાસે જઇ સ્થિરદૃષ્ટિથી જોયું. જોતાંની સાથે જ તે એ વૃદ્ધાને ઓળખી શક્યો તથા તેના મુખમાંથી એવા શબ્દો નીકળી પડ્યા કે:–"કોણ મા–મા? મ્હારાં મા?! શું હું જાતે જ

તમારી આવી દુર્દશા થયેલી જોઉં છું? મ્હારે લીધે તમારી આવી દુર્દશા થઈ ગઈ છે. જુઓ મા! હું તમારો યોગેશ્વર, તમારાં દર્શન કરવા આવ્યો છું."

રુદન કરતો કરતો યોગેશ્વર માતાના ચરણ પકડી પલંગ ઉપર બેસી રહ્યો.

"ક્યાં છે–મ્હારી બંસરી ક્યાં છે? મ્હારાં બન્ને નયનરત્ન ક્યાં છે? તું એકલો જ કેમ આવ્યો છે?"

અતિ ક્ષીણ કંઠે ભગવતીએ ઉપરા ઉપરી આ પ્રશ્નો પૂછ્યા. તેને સાંઘાતિક સંગ્રહણી રોગ થયો છે. તેના દેહની એવી દુર્દશા થઈ ગઈ છે કે તે ઉપરથી એમ સ્પષ્ટ માલૂમ પડી આવે છે કે તે હવે આ સંસારમાં વિશેષ સમય કાઢશે નહિ.

"યોગી, આવ ભાઇ! મ્હારી આંખોના તારા! આવ, મ્હારી પાસે આવી મ્હને છેવટની વખતે ભેટી લે! ભાઇ! મ્હારો મનુષ્ય જન્મ સાર્થક થયો છે! આવ આવ, મ્હારી છેક પાસે આવ. બંસરી અને મ્હારાં પૌત્રરત્નોને પણ તું અત્રે બોલાવી મંગાવ."

નવદુર્ગાએ મહાકષ્ટે ઉપરોક્ત વાક્યો ઉચ્ચાર્યાં. યોગેશ્વર તો માતાના ચરણદ્વય પકડી રુદન જ કરવા લાગ્યો. તેના આ રુદનમાં જેટલું દુઃખ છે તેટલું જ સુખ છે. જેની આવી દેવી જેવી માતા મૃત્યુ પામે છે તે હજારો વર્ષ સુધી એકાસને બેસી રુદન કરે તો પણ તેના હૃદયનો ઘા રુઝાય નહિ. વળી આવી માતાના મૃત્યુની પૂર્વે જે પુત્ર માતૃચરણ ધારણ કરી શકે છે તેના હૃદયમાં પણ સુખ હોય છે. માતાની પાસે બેસી રુદન નહિ કરવાથી દુઃખ કેવી રીતે દૂર થાય? માતાની પાસે રુદન નહિ કરવાથી આત્માને કેવી રીતે શાંતિ મળે? યોગેશ્વર માતાની પાસે બેસી રુદન કરવાનો અવસર

મેળવી શક્યો છે. લજ્જા, માન, સંભ્રમ, ભય, સંકોચ–સઘળું ભૂલી જઇ તે બાળકની માફક ઉન્મત્તતાથી માતાની પાસે રુદન કરવાનો અવકાશ મેળવી શક્યો છે !

નવદુર્ગાએ પુનઃ કહ્યું:–"ભાઇ ! મ્હારી બંસરીને બોલાવી મંગાવ. હું એક વાર તેનું દર્શન કરીશ ! હવે હું વિશેષ સમય સુધી શરીર ધારણ કરી શકીશ નહિ. કાલ સ્હવારના સૂર્યનું દર્શન હું કરી શકીશ કે કેમ તે તો શ્રીપરમાત્મા જાણે; માટે હવે આ અલ્પ સમયની અંદર મ્હને તેમની બધાંની પાસેથી ચિરવિદાય લઇ લેવા દે."

આ સમયે યોગેશ્વરે પેલા અપરિચિત મનુષ્યને મોકલ્યો કે જે જઇને બંસરીબાલા વગેરેને ત્યાં આગળ બોલાવી લાવ્યો. ભગવતી પ્રાણાધિક પુત્રવધૂને જોઇ, બન્ને પૌત્રરત્નોને જોઇ, વહેવાઇ વહેવાણને જોઇ આનંદથી અધીર બની ગઈ. શય્યા ઉપર ઉઠીને બેઠી થવાનો તેણે યત્ન કર્યો; પરંતુ તેનામાં બેસવાની શક્તિ રહેલી નહિ હોવાથી સર્વેએ તેને પુનઃ બિછાનામાં સૂવાડી.

"આઃ ! મરણમાં આટલું બધું સુખ છે ! હું તો આવું કાંઇ જાણુતી નહોતી ! બેટા બંસરી ! ત્હેં ત્હારા જીવનની સંપૂર્ણ સાર્થકતા કરી છે. હું ત્હારા મુખ ઉપર એક પ્રકારની અત્યુજ્વલ જ્યોતિ જોઇ શકું છું. આવ બેટા ! મ્હારી પાસે આવ. મ્હારી લાડકી પુત્રવધૂ ! તું જ મ્હારું સર્વસ્વ છે ! હું તમને સર્વને પુનઃ આનંદમાં મૂકીને ચાલી જાઉં છું તેના કરતાં મ્હારે માટે વિશેષ આનંદનો પ્રકાર બીજો કયો હોઈ શકે ? હે પ્રભુ ! મ્હારાં બન્ને બાળકોને ચિરંજીવી કરો; મ્હારી બંસરીને ચિરસુખી કરો તથા મ્હારા સંસારજ્ઞાનહીન યોગેશ્વરનું રક્ષણ કરો !"

વૃદ્ધાએ આવા પ્રકારના અનેક આશીર્વાદો આપ્યા. તેણે કેટલીક

પાર સુખેદુઃખે રુદન પણ કર્યું. તેની સાથે સર્વે રુદન કરવા લાગ્યા. આ રુદનમાં જ સર્વેએ સકળ પરિચય કરાવ્યો. વિનોદના મૃત્યુની વાત, સંસારની નૂતન વ્યવસ્થાની વાત વગેરે સઘળી વાતચિત થઈ. ભગવતી નવદુર્ગાએ સઘળી હકીકત સાંભળી તથા વારંવાર પોતાની પુત્રવધૂ બંસરીબાલાને છાતી સરસી ચાંપી. જેને આવી પુત્રવધૂ હોય તેને બીજી શાની ચિંતા હોય? અંતે નવદુર્ગા નિશ્ચિંત થઈ.

દુઃખદ અવસ્થામાં માતાનું દર્શન થવા છતાં પણ યોગેશ્વરના આત્માને ઘણી શાંતિ મળી.

## પ્રકરણ ૪૭ મું.

### પિતા.

રાત્રિનો દ્વિતીય પ્રહર પૂર્ણ થવા આવ્યો છે; ભગવતી નવદુર્ગાની ચારે બાજૂએ સર્વે સ્વજન પરિજન બેઠા છે. ગિરિશચંદ્રે ભજન કીર્ત્તન કરવા માટે કેટલાક અન્ય લોકોને બોલાવ્યા છે. યમુના બન્ને બાળકોને સૂવાડી તેમની પાસે બેઠી છે. નવદુર્ગાનો શ્વાસ ઘણી જ ત્વરાથી ચાલવા લાગ્યો છે; કિંતુ સંગ્રહણીનો રોગ હોવાથી રોગિણી સાવધ છે. વાક્શક્તિમાં પણ અડચણ ઉપસ્થિત થઇ નથી. બંસરીબાલા સ્નેહમયી સાસુની સેવા કરે છે અને વચમાં વચમા, "ઓ બા! હવે અમારું શું થશે?!" એ શબ્દો ઉચ્ચારી રુદન કરે છે. અનેક ક્ષણ સુધી શાંત રહ્યા પછી યોગેશ્વરે શોકજનક કંઠે કહ્યું:—"મા! તમારી આવી દુર્દશા થવા પામી ત્યાં સુધી અમને

તમે કાંઇ સમાચાર મોકલ્યા કેમ નહિ? જો બે દિવસ અગાઉથી તમારી સેવા કરવાનો અવસર મળ્યો હોત તો હું કૃતાર્થ થાત."

નવદુર્ગાએ ક્ષીણકંઠે કહ્યું:–"મધ્યરાત્રિ વીતી ગઇ છે. આ જો, મ્હારી પાછળ કોણ આવે છે? મ્હારી બીમારી સંબંધીનો મ્હેં પત્ર લખ્યો નથી તેનું કારણ તેઓ જ તને કહેશે!"

માતાનાં ઉપરોક્ત વચનો સાંભળતાંની સાથે જ સર્વેએ વ્યગ્રતાથી પાછળ દૃષ્ટિ કરી, તો માલૂમ પડ્યું કે એક જણ મુંડિતમસ્તક, ક્ષીણકાય, ગૌરાંગ પુરુષ હાથમાં કમંડળ લઇ નિશ્ચલભાવે તેમના તરફ આવે છે. તેને જોતાં એમ નથી જણાઇ આવતું કે તે વૃદ્ધ છે. હજી પણ એ તપઃક્લિષ્ટ શરીરમાં યૌવનનાં સકળ ચિહ્ન વર્ત્તમાન છે; વર્ણનું લાવણ્ય, નયનનું ઉત્તમ તેજ, દેહનું સુગઠન, હૃદયની પ્રશસ્તતા હજી પણ પૂર્વાનુસાર કાયમ રહ્યાં છે. એ પ્રશાંત ધીર–ગંભીર મૂર્ત્તિ જોતાં જ સર્વ અત્યાશ્ચર્ય પામ્યાં. આગન્તુક સંન્યાસી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય સર્વની પાસે ઉપસ્થિત થયો.

યોગેશ્વર હવે વિશેષ ધૈર્ય ધારણ કરી શક્યો નહિ. અત્યંત ઉત્સુકતાથી તેણે પોતાની માતાને પ્રશ્ન કર્યો:–"મા! આ તેજઃપુંજ દિવ્યકાન્તિવાન્ સંન્યાસી મહાત્મા કોણ છે? શું આ મ્હારા પરમારાધ્ય પિતૃદેવ છે?"

"હા," નવદુર્ગાએ પ્રત્યુત્તર આપી માથા ઉપર વસ્ત્રનો પાલવ આગળ ખેંચવાનો પ્રયત્ન કર્યો; કિંતુ તેના હાથ કંપવા લાગ્યા. બંસરીબાલાએ તરત જ પાલવથી સાસુનું મસ્તક ઢાંકી દીધું.

સંન્યાસીના આ આકસ્મિક આગમનથી સર્વ અવાક્ થઇ ગયાં–નિસ્તબ્ધ થઇ ગયાં!

"આઃ–પિતા પિતા–મ્હારા પરમારાધ્ય પિતા!" આમ કહી યોગેશ્વર પિતાના ચરણોમાં ઢળી પડી રુદન કરવા લાગ્યો.

"વત્સ! આ પ્રમાણે રુદન કરીશ નહિ! હું તને રુદન કરતો જોઈ ધૈર્ય ધારણ કરી શકતો નથી."

યોગેશ્વર પિતાના ચરણોમાંથી ઘણા સમય સુધી ઉઠયો નહિ. સંન્યાસી પણ ત્યાં જ આગળ જમીન ઉપર બેસી ગયો. યોગેશ્વરના મસ્તક ઉપર હાથ ફેરવી તેણે તેને આશીર્વાદ આપ્યો. બંસરીબાલાએ શ્વસુરની પાસે જઈ સાષ્ટાંગ પ્રણામ કર્યા.

"આવ બેટા આવ! અમારા સંસારની પુણ્યપ્રતિમા! આવ બેટા! હું તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે તમે સર્વે સુખી થાઓ."

આમ કહી બંસરીબાલાના મસ્તકપર હાથ મૂકી તેને આશીર્વાદ આપ્યો, તથા છેવટે યોગેશ્વરને સંબોધી તે કહેવા લાગ્યો:—"જો ભાઇ! હું સંસારમાં નહોતો રહ્યો છતાં ત્હારા સઘળા સમાચાર મ્હને મળતા હતા. જે સમયે વિનોદને અસાધારણ વેદના થતી હતી તે સમયે જો મ્હેં તને સમાચાર મોકલ્યા હોત તો તું આવત નહિ; વળી વિનોદના મૃત્યુ પછી તને બોલાવવાની કાંઇ વિશેષ જરૂર જણાઇ નહિ. છેવટે મ્હેં એમ સાંભળ્યું કે તમે સર્વે અત્રે આવનાર છો એથી પત્ર લખ્યો નહિ. તું આવ્યો છે, તો હવે તને કહેવાનું એટલું જ છે કે વિનોદને ભૂલી જઇ તું ત્હારી આ સતી સાધ્વી સહધર્મિણીને સંસારાશ્રમમાં રહી સુખી કર. જો કે મ્હારે ઘણું કહેવાનું છે; પરંતુ જપ કરવાનો સમય થયો હોવાથી હવે પુનઃ મહાશ્મશાનમાં આવતી કાલે પ્રાતઃકાળે આપણે મળીશું. એ વખતે હું તને યથોચિત ઉપદેશ આપીશ."

આમ કહી સંન્યાસી કમંડળમાંથી જળ લઇ ભગવતીના મસ્તક ઉપર છાંટી તેના કપાળપર હાથ મૂકી આશીર્વાદ આપી ચાલ્યો ગયો!

# પ્રકરણ ૪૮ મું.

## સ્વર્ગગમન.

રાત્રિના ત્રણ વાગ્યા છે. ભગવતીનું સર્વાંગ શીતળ થતું જાય છે. મૃત્યુનાં લક્ષણો ધીમે ધીમે સ્પષ્ટ થતાં જાય છે. જો કે હજી સુધી ભગવતી સારી રીતે વાતચિત કરી શકે છે; પણ વિશેષ સમય સુધી હવે બોલી શકાશે નહિ એમ લાગવાથી તેણે યોગેશ્વરને તથા બંસરીબાલાને પોતાની પાસે બોલાવ્યાં. બન્ને જણાં પાસે આવ્યા પછી ભગવતીએ બંસરીબાલાનો હાથ પકડી યોગેશ્વરના હાથ ઉપર મૂકયો અને કહ્યું:—"તમે જ મ્હારા સંસારનું સર્વસ્વ છો. યોગેશ્વર! આ છેવટની વખતે તને આપવા જેવી કોઇ અમૂલ્ય વસ્તુ મ્હારી પાસે નથી, પણ આ મ્હારા સંસારનું પુણ્ય, મ્હારા નયનનું મણિ, મ્હારા મહાસોહાગની સામગ્રી મ્હારી બંસરીનો તું સ્વીકાર કર. સુખ દુઃખમાં બંસરીની સલાહ લઈ કાર્ય કરજે. તેનાથી કાંઈ પણ છુપાવીશ નહિ. તેના આત્માને કોઈ પણ દિવસે દુભાવીશ નહિ. તેનો કોઇ દિવસ ત્યાગ કરીશ નહિ. ત્હારું રક્ષણ બંસરીએ જ કર્યું છે એ કદાપિ ભૂલી જઇશ નહિ. ભાઇ! સ્ત્રીજાતિ સકળ કષ્ટ સહન કરી શકે છે પણ સ્વામીને પરાનુરાગી થયેલો તે જોઈ શકતી નથી. બંસરીએ એ યાતના સહન કરવા છતાં દેવીના જેવી જે ઉદારતા દર્શાવી છે તે ત્હારી જાણ બ્હાર નથી. તેનો કોઇ દિવસ અનાદર કરીશ નહિ તથા તેને કોઇ પણ પ્રકારનું દુઃખ દઇશ નહિ. બેટા બંસરિ! તને પણ હવે હું શું કહું? ત્હેં જે આત્મસંયમ કર્યો છે તે સ્ત્રીજાતિથી સહેલાઇથી કરી શકાતો નથી. તું દેવી છે!

સાક્ષાત અન્નપૂર્ણા જ છે ! ! ત્હારા પુણ્ય પ્રભાવથી મ્હારા શ્વસુરનો વંશ રક્ષા પામ્યો છે અને મ્હારા સ્વામીનો સંસાર ટકી રહ્યો છે. બેટા ! તું હમ્મેશાં સુખમાં રહો. ત્હારું મન સ્વામીભકિતમાં અચળ રહો. મ્હારો યોગેશ્વર ઇશ્વિરની કૃપાથી હમ્મેશાં સદાચારી થઇ રહો એ જ મારી છેવટની ઇચ્છા છે. મા અન્નપૂર્ણા તમારું કલ્યાણ કરશે. તમે બધાં ચિરંજીવી રહો. કયાં છે, વહેવાણુ કયા છે ? હું જાઉં છું. મ્હારો યોગી તમારો રહ્યો. મ્હારા પૌત્રો પણ તમારા જ રહ્યા. તમને વિશેષ શું કહું ? આ બાળબચ્ચાંઓને સુખમાં જોઇ તમારા દિવસો પણ સુખમાં જાઓ; યોગેશ્વર અને બંસરીબાલાને બરાબર ગૃહસંસારી કરજો. તમને સર્વને હું છેવટનો આશીર્વાદ આપું છું. વહેવાઇ મહાશય ! મ્હારો યોગેશ્વર એકલો રહ્યો. હું જાઉં છું ! હું રહીને પણ શું કરવાની હતી ! તમારાં બાળબચ્ચાંને તમે જ સંભાળજો. યોગેશ્વર તથા બંસરીને હું તમને સોંપું છું. મ્હારાં બાળકોને સોંપી હું તમારી પાસે ચિરકાળ માટે વિદાય માગું છું. હવે મ્હને કોઇ પણ પ્રકારની ચિંતા નથી. મ્હારો શ્રીકાન્ત અને પ્રમોદ કયાં છે ? મ્હારાં બે માણિક્ય કયાં છે ? તમને સઘળાંને મ્હારી પાસે જોતાં જોતાં મ્હને મરવામાં પણ અપાર સુખ લાગે છે. આવો મ્હારા વંશધર ! તમે દીર્ઘાયુષી થઇ અવિચળ સુખ ભોગવો ! ”

આટલું બોલી વૃદ્ધાએ મૌન ધારણ કર્યું. યોગેશ્વર રુદન કરતો કરતો માતાના મુખમાં ગંગાજળ રેડવા લાગ્યો, તથા તેના કાનમાં નારાયણ નામનો ઉચ્ચાર કરવા લાગ્યો.

ભગવતી નવદુર્ગાએ સહજ સ્થિર થઈ ક્ષીણકંઠે કહ્યું:—“ બાઈ, રુદન શા માટે કરે છે ? આ મ્હારા અપાર સુખના સમયે આમ રુદન કરી મ્હને વ્યથિત શા માટે કરે છે ? મ્હારા અંતના સમયે

મારી આગળ રુદન કરી મારા આત્માને દુઃખી કરીશ નહિ. હું વિદાય થાઉં એટલે તું ત્હારો હૃદયભાર ઓછો કરજે. હમણાં ત્હારાં નેત્રોમાં આંસુ જોવાથી હું સ્થિરતાથી નારાયણનું ધ્યાન ધરી શકતી નથી. ભાઇ! રુદન કરીશ નહિ."

આમ કહી કંપતા હાથે ભગવતીએ યોગેશ્વરનાં નેત્રોમાંનાં આંસુ સાફ કર્યાં. યોગેશ્વર શાન્ત થયો એટલે ભગવતીએ પુનઃ કહ્યું:—"બેટા યોગેશ્વર! હવે વિશેષ સમય રહ્યો નથી. પ્રાતઃકાળ થવા આવ્યો છે. મ્હારી પાસે તું એક વખત શ્રી કૃષ્ણ પરમાત્માની પરમ પવિત્ર છબી ધરી રાખ. હું એક વખત મ્હારા નાથનાં દર્શન કરી કૃતાર્થ થાઉં. મ્હને લાગે છે કે ત્હારા પિતા પણ હવે અત્રે અલ્પ કાળમાં જ આવી પહોંચશે."

બરાબર આ સમયે જ કોણ જાણે કે ક્યાંથી સંન્યાસી આવીને ઉપસ્થિત થયો. આવતાંની સાથે જ તે ભગવતીની પાસે ગયો તથા તેણે તેના મસ્તક ઉપર સ્પર્શ કર્યો. કમંડળમાંથી એક અંજલિ જળ લઈ તેણે ભગવતીના મુખમાં રેડ્યું.

યોગેશ્વર પિતાને જોતાં જ તેમની પાસે ગયો. પિતૃચરણરજ માથે લઇ પિતાના કમંડળમાંનું જળ સ્વહસ્તે માતાના મુખમાં રેડ્યું. ત્યાર પછી પિતાપુત્ર ઉચ્ચ કંઠે નારાયણ નામનો ઉચ્ચાર કરવા લાગ્યા.

એક ક્ષણ પછી જ ભગવતીનો મહાશ્વાસવિકંપિત ચંચળ દેહ સ્થિર થઈ ગયો. તેનું સર્વાંગ શીતળ થઈ ગયું. હાથ પગ લોઢાના જેવા કઠિન થઇ ગયા. આવી રીતે ભગવતીએ પુણ્યમય ક્ષેત્રમાં પરલોકવાસ કરી મોક્ષ મેળવ્યો.

પૂર્વાકાશની જ્યોતિ પ્રભાતના આગમનનું સૂચન કરી રહી હતી. હજી પણ ઉત્તર તથા દક્ષિણમાં એક બે તારાઓ ભૂલી પડેલી બાળિ-

કાની માફક કંપી રહ્યા હતા. પ્રમુદિત ઉષાના આનંદદાયક આગમનને લીધે પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. નિદ્રાધીન નરનારીઓએ આ કલ્લોલધ્વનિથી જાણી લીધું કે પ્રભાત થયું છે!

## પ્રકરણ ૪૯ મું.

### મહાશ્મશાનમાં પિતાપુત્ર.

ભગવતી નવદુર્ગાના શબને અગ્નિસંસ્કાર કર્યા પછી સંન્યાસીએ ગોગેશ્વરને ઉદ્દેશીને કહ્યું:–"ભાઇ! હવે વૃથા શોક કરીશ નહિ. જો સાંભળ, મ્હારે તને ઘણું કહેવાનું છે. મ્હારે જે કહેવાનું છે તે કહેવાને માટે પુનઃ આવું ઉત્તમ સ્થાન મળનાર નથી. વળી પુનઃ મ્હને વખત પણ મળનાર નથી."

ગોગેશ્વરે કહ્યું:—"આપ મ્હારા પરમારાધ્ય પિતા છો. આપ જ મ્હારા મહાગુરુ છો. આપને જે કહેવું હોય તે બેલાશક કહો. આપની આજ્ઞા હું મ્હારા શિરપર ચઢાવીશ."

સંન્યાસીએ કહ્યું:—"કોઇ પણ વાત કરવાને માટે શુભ અવસરની અને ઉપયુક્ત સ્થાનની આવશ્યકતા હોય છે. સ્થાનમાહાત્મ્યથી અને સમયના ગુણથી એક વાતના અનેક ભાવ તેમજ અર્થ થાય છે. આ જો, જે પ્રમાણે ચિતા બળે છે તે જ પ્રમાણે ત્હારા હ્રદયમાં પણ પશ્ચાત્તાપની ચિતા બળે છે. ચિતાભસ્મ ધોઇને જળમાં નાખવી પડશે તે જ પ્રમાણે ત્હારા હ્રદયની ચિતાભસ્મ પણ માયાના અશ્રુથી ધોવાઇ વિસ્મૃતિના પ્રવાહમાં તણાઇ જશે. ચિતા નિષ્કલંક કરી ધોવાથી પરજન્મમાં મૃત વ્યક્તિ સુંદર થાય છે. હ્રદયની ચિતાભસ્મ પણ

એક વખત સાફ કરી ધોવાથી એ ક્ષેત્રમાં જે ભાવોની ઉત્પત્તિ થાય છે તે પણ અતિ સુંદર હોય છે; માટે હૃદયમાં કોઇ પણ પ્રકારની ચિંતા રાખીશ નહિ. મનુષ્ય પોતાના માયામય જીવનમાં અસંખ્ય પાપોનું સ્મરણ કરીને ક્ષણ માત્રમાં જ અવસન્ન બની જાય છે. માયામય જીવનના ભયંકર અગ્નિમાં એક કલાકમા જ બળીને ભસ્મ થાય છે. સઘળાં પાપોનું તીવ્ર હળાહળ એક ક્ષણ માત્રમાં પી જઇને અસ્થિર બની જાય છે! એ શુભ મુહૂર્ત ક્યારે આવે છે તે કોઇ જાણતું નથી. જ્યારે આવે છે ત્યારે મનુષ્ય બળીને પવિત્ર થાય છે—એ અગ્નિને 'દિવ્ય અગ્નિ' કહેવાય છે! ત્હારા જીવનનો એ શુભ સમય હવે ઉપસ્થિત થયો છે. તું નિશ્ચિંત રહી ત્હારા મનને સંયમમાં રાખી સદાચારને રસ્તે જજે."

યોગેશ્વરે કહ્યું:—"ત્યારે શું દુષ્કૃતિને માટે પશ્ચાત્તાપને પણ દૂર કરવો પડે છે?"

સંન્યાસીએ કહ્યું:—"અવશ્ય! ત્હારા જેવો શિક્ષિત મનુષ્ય અજ્ઞાનવશતઃ કોઈ દુષ્કર્મ કરતો નથી. અવસ્થાના રંગમાં રોળાઇને મનુષ્ય જાણી જોઇને આગમાં પડતું મૂકે છે. એક ક્ષણે દુષ્કર્મ કર્યું તો બીજી ક્ષણે પશ્ચાત્તાપ થાય છે. પશ્ચાત્તાપને દૂર કરવા માટે અનેક યત્નો પણ તમે કરો છો. ત્હારા જેવા શિક્ષિત મનુષ્યો એક વખત દુષ્કર્મનો પશ્ચાત્તાપ થઈ ગયા પછી પુનઃ દુષ્કર્મમાં ભાગ્યે જ પ્રવૃત્ત થાય છે. આમ હોવાથી જ પશ્ચાત્તાપ અનાવશ્યક છે. વળી આ કર્મભૂમિમાં અનુતાપથી ઉન્મત્ત બની જવાથી અતિશય નુકસાન થાય છે."

યોગેશ્વરે કહ્યું:–"જો અનુતાપ કરવામાં ન આવે તો પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે થાય?"

સંન્યાસી:–"પાપનું પ્રાયશ્ચિત્ત પુણ્યકર્મ છે, અનુતાપ નથી; દેવતામાં હાથ મૂકી એક વખત હાથને બાળ્યો છે, હાથમાં ફોલ્લાઓ તથા કાળા ડાઘ ઉઠયા છે એથી કરીને શું તેને માટે રુદન કર્યા કરવું ?"

"ત્યારે શું કરવું ?"

"બીજાં સત્કાર્યો કરવામાં મચ્યા રહેવું ! ત્હારું આનંદપૂર્ણ જણાતું ખેલવું બંધ થઇ ગયું છે; એક ગર્ભિણીનો ગર્ભ સાથે જ નાશ થયો છે. આ સઘળું બન્યા પછી જ ત્હારાં નેત્રો ઉઘડયાં છે. હવે તને એમ વિચાર થયા કરે છે કે, આ સંસારમાં ત્હારું કોઇ નથી. ઉપર ભગવાન્ છે, દેહમાં બ્રાહ્મણનો પ્રાણ છે, મસ્તકમાં બ્રાહ્મણની બુદ્ધિ છે. પાસે લક્ષ્મી સ્વરૂપિણી ગુણવતી સહધર્મિણી છે. ત્હારી સહધર્મિણીના પુણ્યપ્રભાવથી જ ત્હેં યથેષ્ટ પુણ્યબળ મેળવ્યું છે. તું નૂતન સંસારી થા. પુરાતન પ્રસંગને વિસ્મૃતિને તળીએ જ દટાઇ રહેવા દે. અત્યાર સુધી તને જે દુઃખ થયું છે તે ત્હારા પાપકાર્યના બદલામાં બસ થઇ પડે એમ છે; માટે હવે અનુતાપની યાતના દૂર કરવા માટે તું અન્ય કામકાજમાં પ્રવૃત્ત રહે. સ્વકૃતપાપને માટે હવે તું બિલકુલ વિચાર કરીશ નહિ. જગદંબાની ઇચ્છાથી અને નારાયણની કૃપાથી મહા પાપીનો પણ એકદમ ઉદ્ધાર થાય છે. આ વાક્યની ખાત્રી માટે આપણાં પ્રાચીન પુરાણોમાં અને શાસ્ત્રોમાં અનેક ઉદાહરણો છે. ફક્ત એટલી જ બાબતમાં ત્હારે સાવધાનતા રાખવાની છે કે તું જે કાર્ય કરે તે કાર્ય પુણ્યમય હોવું જોઇએ."

યોગેશ્વરે કહ્યું:–"પિતાજી ! આપના આદેશાનુસાર હું અવશ્ય વર્તીશ; છતાં મ્હને એમ લાગે છે કે હું હવે સંસારમાં ફરીથી સુખી થઇ શકીશ નહિ."

સંન્યાસીએ કહ્યું:—" આ સંસારમાં દુ:ખી છે જ કોણ ? હું તો સકળ પ્રાણીને સુખી જ દેખું છું. માનુષ સર્વ ભૂલી શકે છે તેથી જ તેની સુખીમાં ગણના થાય છે. વળી જ્યારે કાળના વહેવા સાથે સઘળું ભૂલી જવાય છે ત્યારે પછી થોડા દિવસ સુધી અનુતાપના અગ્નિથી હૃદય બાળી દુ:ખી થવું એ બુદ્ધિમાનોનું કર્ત્તવ્ય નથી. એમ કરવાથી તો મનુષ્યનું ચિત્ત તદ્દન અસ્થિર બની જાય છે, તથા પોતાનાં સ્વજન પરિજનોને પોતાના દુ:ખે દુ:ખી કરી વિશેષ પાપનો સંચય કરે છે. એકના એક પુત્રનું મૃત્યુ થાય છે તો પણ માતા આહાર કરે છે, અવનવાં વસ્ત્રો ધારણ કરે છે તથા દેહનું રક્ષણ કરે છે. તું પણ ધીમે ધીમે વખતના વીતવાની સાથે સઘળું ભૂલી જઇશ એટલે હમણાં શા માટે વિના કારણ દુ:ખી થાય છે ? આ જો, ચિતા શાંત થવા આવી છે. જા વત્સ ! સરિતાસ્નાન કર. ચિતાગ્નિ નિર્વાપિત કર ! જા બેટા ! ફરીથી શોકસિક્ત વસ્ત્રે તમે ઉભય સંસારમાં જઈ, નૂતન આચાર વ્યવહારથી સાધુ ગૃહસ્થના આદર્શરૂપ બનો. વળી એ લક્ષ્યમાં રાખવાનું છે કે, કદાપિ પોતાની જાતને ભૂલી પરોપકારની દિશાથી અન્ય દિશા પ્રતિ પ્રયાણ કરવું નહિ ! પરોપકાર એ જ ખરો ધર્મ છે. પરોપકાર એ જ ધર્મ અને એ જ મનુષ્યત્વ છે. સ્વાર્થને દૂર કર્યા સિવાય પરોપકાર કરી શકાતો નથી. આ ઉપદેશ તું ત્હારા લક્ષમાં રાખજે અને તે પ્રમાણે વર્તી મ્હારા નામને ઉજ્વળ કરજે. બંસરી ઉપર પ્રેમ રાખજે. હું હવે વિદાય થાઉં છું. આ સંસારમાં હવે ફરીથી આપણી મુલાકાત થશે નહિ ! "

---

# પ્રકરણ ૫૦ મું.

## સંસારત્યાગ.

**माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी ।**
**अरण्यम् तेन गन्तव्यम् यथारण्यम् तथा गृहम् ॥**

**અર્થાત્‌:**—જેના ઘરમાં માતા નથી અને ભાર્યા અપ્રિયવાદિની છે, તેણે વનમાં જ વાસ શા માટે ન કરવો? કારણ કે તેને માટે ઘર અને વન સમાન છે.

ઘણા વખતથી આપણે માતૃભક્ત રમેશચંદ્રની ખબર લીધી નથી. આ સમય દરમ્યાન રમેશનું એક માત્ર આશ્રયછત્ર–તેની મમતામયી માતા આ અસાર સંસારનો ત્યાગ કરી પરલોકવાસિની થઇ છે. છેવટે શ્રાદ્ધનો સમય ઉપસ્થિત થયો. રમેશે વિચાર્યું, 'આ મ્હારું છેલ્લું કાર્ય છે તેથી હું સ્વગ્રામમાં જઇ શ્રાદ્ધ કરીશ.' આ વિચાર અનુસાર તે પોતાના ગામમાં જઇને શ્રાદ્ધ કરી આવ્યો.

હજી સુધી સુરતમાં યોગેશ્વરનો ઘણો સરસામાન રહેલો હોવાથી, બંસરીબાલા તથા પુત્રીસહ તે ચાણોદથી પુનઃ સુરત આવ્યો હતો. યોગેશ્વરનું સુરતમાં આગમન થયું છે એવું જાણવામાં આવતાં જ રમેશચંદ્ર તેને મળવા આવ્યો. આ સમયે યોગેશ્વરે રમેશચંદ્રના મુખપરથી ચિંતાની ગાઢ છાયા સહજ દૂર થયેલી જોઇ. તેણે એક વખતે તેની પાસે તેની પત્નીને તેડાવી મંગાવવાની વાત કાઢી. એથી રમેશનું મુખમંડળ વિશેષ વિષણ્ણ બની ગયું. તેણે કહ્યું:—"ના ના– હવે તેને તેડાવવાની કાંઇ જરૂર નથી. મ્હારો શો વિચાર છે તે યથા સમયે ત્હારા જાણવામાં આવશે.

એક દિવસે પ્રભાતકાળે રમેશચંદ્રના નોકરે આવી યોગેશ્વરને એક પત્ર આપ્યો. એ પત્ર લાંબો હોઇ રમેશચંદ્રનો લખેલો હતો. પત્રની હકીકત વાંચી રહેતાં યોગેશ્વરનું મસ્તક ભમવા લાગ્યું. તે રડી પડયો. બંસરીબાલા પાસે જ ઉભી હતી. અમંગળની આશંકાથી અધીર બની જઇને તેણે પૂછ્યું:–"કોનો પત્ર છે?"

ભગ્નકંઠે યોગેશ્વરે ઉત્તર આપ્યો:–"રમેશનો. તે દેશત્યાગી થયો છે."

બંસરીબાલાએ આશ્ચર્યચકિતા બની જઇને પૂછ્યું:–"શું તેઓ દેશત્યાગી થયા છે?"

આ સમયે ચિંતાતુર યોગેશ્વરે કાંઇ ઉત્તર આપ્યો નહિ. સહજ સ્વસ્થ થતાં તેણે રમેશનો વિસ્તૃત પત્ર ફરી વાંચ્યો. ઘણા સમય સુધી એ પરિચિત હસ્તાક્ષરોપર તેની દૃષ્ટિ સ્થિર થઇ રહી.

એ પત્રમાં રમેશના જીવનનો ઇતિહાસ હતો. જે વાત નીકળતાં તે યોગેશ્વરને એમ કહેતો હતો કે, 'હમણાં નહિ, પછી કહીશ.' એ જ હકીકત આજે તેણે પોતાના પત્રમાં લખી હતી. જીવનમાં જે જ્વાળામુખીની વેદનાથી તે દુઃખી થયો હતો એ વેદનાનું તેણે યથાર્થ વર્ણન પોતાના પત્રમાં કર્યું હતું. તેણે લખ્યું હતું કે:–"હું સમજી શકતો નથી કે કયા જન્મના પાપે તેણે પત્ની તરીકે આ જન્મમાં મ્હારું અનુસરણ કર્યું છે! એ અભિમાનિનીએ જ મ્હારું જીવન વિષમય બનાવી દીધું છે." યૌવનની અતૃપ્ત આશાનું વહન કરી પત્ની પાસે શું માગતાં તેને શું મળ્યું છે! તેના યૌવનની સેંકડો સુખમય આશાઓનો તેની પત્નીએ પોતાના નિષ્ઠુર પદાઘાતથી નાશ કર્યો છે! રમેશે દુઃખાવેશમાં લખ્યું હતું કે, "હું પણ યુવક તેમ જ સંસારી છું. યૌવનધર્મ હું ભૂલી શક્યો નથી. પ્રણયપિપાસાને વિષ સમાન

સમજી હું તેને દૂર કરી શક્યો નથી. શું ઇચ્છાપૂર્વક મ્હેં ચિંતા ધારણ કરી હતી? સેંકડો આશાઓ અને આકાંક્ષાઓસહ હું પત્ની પાસે ગયો હતો; પરંતુ તેના અગ્નિમય શ્વાસથી મ્હારો યૌવનવસન્ત વિશુષ્ક થઇ ગયો છે. અમૃત મેળવવા જતાં મ્હને ઝેર મળી આવ્યું છે. સહાનુભૂતિ મેળવવા જતાં મ્હને અસહનીય તિરસ્કાર મળ્યો છે." રમેશે પોતાના સાંસારિક જીવનની દુઃખમય હકીકત જાણે કે હૃદયના ઉષ્ણ શોણિતથી લખી હતી! તેણે પોતાના પત્રમાં એમ પણ લખ્યું હતું કે, "ભાઇ! મ્હેં દરેક વખતે તેને તેના અપરાધની ક્ષમા આપી હતી. મ્હેં ધાર્યું હતું કે, થોડા સમયમાં જ તેનો વ્યવહાર સુધરશે. જીવનના વિકાસકાળમાં–સંસારસહિત નૂતન પરિચયની આશા કોણ કરતું નથી? તે એમ જ સમજતી હતી કે, હું અને તે ભિન્ન જગત્‌-વાસી છીએ. તેનું જગત્ અતિ ઉચ્ચ હતું અને મ્હારું જગત્ ઘણું નીચું હતું. તેણે જાણે કે પતિતનો ઉદ્ધાર કરવાના વિચારથી દુઃખ સ્વીકાર્યું હતું–મ્હારે માટે તેણે પોતાનું જીવન દુઃખમય કર્યું હતું, હાસ્યને બદલે અશ્રુજળ વરણ કર્યું હતું, સિંહાસનનો ત્યાગ કરી તેણે કંટકનો મુકુટ પહેર્યો હતો. તેથી જ તેના મ્હોં પર પ્રફુલ્લભાવ નહોતો. જે ગૃહિણી–સચિવ–સખી અને શિષ્યા થશે એવી આશા રાખવામાં આવે છે તે જ્યારે આવું ધારે ત્યારે કેવું કષ્ટ થાય તેની કલ્પના અનુ-ભવી સિવાય બીજું કોઈ કરી શકે તેમ નથી. એટલા માટે જ આજ સુધી મ્હેં મ્હારા કષ્ટની હકીકત કોઇને કહી નથી. એ તુષાનળમાં માત્ર હું જ ચિંતાતુર અને વ્યથિત ચિત્તે બળ્યા કરતો હતો. મ્હારા દુઃખની હકીકત માત્ર એક જણ જાણતું હતું. તેને મ્હારા દુઃખે મ્હારાથી પણ વિશેષ દુઃખ થતું હતું. એ માણસ બીજું કોઈ નહિ પરંતુ મ્હારી મમતામયી–સ્નેહમયી માતા હોઇ આજે તે સ્વર્ગમાં

વાસ કરે છે. વારંવાર નિરાશા મળવાથી જીવન ભારરૂપ થઈ પડે છે. ધીમે ધીમે ધૈર્યની સીમાનો અંત આવે છે. આમ હોવાથી જ ક્રમે ક્રમે વાત વાતમાં અસંતોષ થતો હતો. તેના પરિણામે હું જ દુઃખી થતો હતો." આવી રીતે ઘણા દિવસ પસાર થયા હતા. માતાના ક્ષમાશીલ અને ઉદાર સ્વભાવને લીધે પતિપત્ની વચ્ચે જાહિર વિવાદ થતો નહિ; પરંતુ આકસ્મિક ઉત્પન્ન થયેલા વંટોળીઆના વેગને કોણ અટકાવી શકે? એક પ્રસંગે એ વંટોળીઆનો વેગ વેઠી શકાયો નહિ. "મ્હેં સઘળું સહન કર્યું છે; પરંતુ હવે સહન કરવા જેટલી શક્તિ તથા ધૈર્ય મ્હારામાં રહ્યાં નથી. આ સંસાર મરૂભૂમિમાં જે મ્હારે માટે અમૃતનો ઝરો હતો—જે ઝરાની અમૃતધારાથી હું જીવતો હતો એ જનનીનો તિરસ્કાર થતાં મ્હારા ધૈર્યનો અંત આવ્યો. એ દિવસે મ્હેં માતાની આજ્ઞા પણ પાળી નહિ, તથા મ્હેં અભિમાનિની પત્નીને તેના પિયરમાં મોકલી દીધી. પછીથી મૃત્યુકાળે માતાએ એ ત્રણ વખત ઘણી નમ્રતા દર્શાવીને તેને પોતાની પાસે આવવાનો સંદેશો મોકલ્યો હતો; છતાં દરેક વખતે તેને અપમાનિતા થવું પડ્યું હતું. એ અપમાન હજી સૂધી સળગતા અંગારાની માફક મ્હારા હૃદયને બાળી ભસ્મીભૂત કરી નાખે છે. જ્યાં સૂધી માતા હયાત હતી ત્યાં સૂધી સંસારમાં મ્હારું સર્વસ્વ હતું. આજે એ સ્નેહમયી માતા નથી. તે જ્યારે સંસારનો ત્યાગ કરી ગઈ છે ત્યારે પછી હું પણ સંસાર-ત્યાગી થાઉં છું. મ્હારી છેલ્લી પ્રાર્થના એટલી છે કે, કોઇ મ્હારી શોધ કરશો નહિ. ઇશ્વરેચ્છા હશે તો પુનઃ કોઈ પ્રસંગે આપણું મિલન થશે. હવે મ્હારી સંપત્તિની વ્યવસ્થા કેમ કરવી એ હું જણાવું છું. નોકરવર્ગને મ્હેં સારો સંતોષ આપ્યો છે. હવે તેમને વિદાય કરી દેજો. જે વૃદ્ધા દાસીએ મ્હને મ્હોટો કર્યો છે તે વૃદ્ધા હવે ક્યાં જશે

